શ્રી

# ધ્રુવાભ્યુદય

અથવા

## અવિચળ ઉન્નતિ.

( નાટક )

શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વરના સંસ્કૃત પરથી


લખનાર

એલશંકર વિ. શંકરલાલ ભટ્ટ. તથા જગજીવન કાળીદાસ પાઠક.


" न रम्यं ना रम्यं प्रकृतिगुणतो वस्तु किमपि
प्रियत्वं यत्र स्यादितरदपि तद्ग्राहकवशात् । "


પ્રથમ આવૃત્તિ

શ્રી યશવંતસિંહ સ્ટીમ પ્રિન્ટીંગ પ્રેસ–લીંબડી.

વિ. સં. ૧૯૬૯ ઈ. સ. ૧૯૧૩

મૂલ્ય ૧૨ આના.




J. P. Limbdi.

નામદાર મહારાણાશ્રી દોલતસિંહજી ઠાકોર સાહેબ

સંસ્થાન લીંબડી.

# अर्पणपत्र.

પ્રતિદિનપ્રૌઢપ્રતાપ નેક નામદાર મહારાણા શ્રીમન્

## દૌલતસિંહજી બહાદૂર

### ઠાકોરસાહેબ, સંસ્થાન લીંબડી.

શ્રીમાન નરેન્દ્ર !

આપ નામદારની સદ્વિદ્યા–કલ્પલતાની અભિવૃદ્ધિ તરફની પ્રીતિ,
સ્વપ્રજાના પાલન લાલન અને પોષણ તરફની નિરંતર
પ્રવૃત્તિ, ઔદાર્યાદિ અનેક શુભ સદ્વર્તન તરફની સ-
તત્ વૃત્તિ અને સદ્ધર્મ સાથે અવિચલ ઉન્નતિ ત-
રફની ભક્તિ–આ સર્વથી ધ્રુવાભ્યુદયનું અર્પણ
આપશ્રીને થાય એ સર્વથા ઇષ્ટ ગણવામાં
અન્તરગત આભારની લાગણીને યત્કિંચિત્
વહેવાનો માત્ર માર્ગ આપવા સિવાય
અમે કશું અધિક કરતા નથી.
સવિનય ઇચ્છીએ છીએ કે
સદ્ભાવથી એ ભાવનાનો
સ્વિકાર થશે.

ભાવનગર,
તા. ૧–૭–૧૩

નમ્ર સેવક,
ખેલશંકર વિ. શંકરલાલ ભટ્ટ.
તથા
જગજીવન કાળીદાસ પાઠક.



નામદાર મહારાણાશ્રી દોલતસિંહજી ઠાકોર સાહેબ
સંસ્થાન લીંબડી.

FROM MAHENDRA SHANTILAL

# अर्पणपत्र.

પ્રતિદિનપ્રૌઢપ્રતાપ નેક નામદાર મહારાણા શ્રીમન્

## દૌલતસિંહજી બહાદૂર

### ઠાકોરસાહેબ, સંસ્થાન લીંબડી.

શ્રીમાન નરેન્દ્ર !

આપ નામદારની સદ્વિદ્યા—કલ્પલતાની અભિવૃદ્ધિ તરફની પ્રીતિ, સ્વપ્રજાના પાલન લાલન અને પોષણ તરફની નિરંતર પ્રવૃત્તિ, ઐદાર્યાદિ અનેક શુભ સદ્વર્તન તરફની સતત્ વૃત્તિ અને સદ્ધર્મ સાથે અવિચલ ઉન્નતિ તરફની ભકિત—આ સર્વથી ધ્રુવાભ્યુદયનું અર્પણ આપશ્રીને થાય એ સર્વથા ઇષ્ટ ગણવામાં અન્તરગત આભારની લાગણીને યત્કિંચિત્ વહેવાનો માત્ર માર્ગ આપવા સિવાય અમે કશું અધિક કરતા નથી. સવિનય ઇચ્છીએ છીએ કે સદ્ભાવથી એ ભાવનાનો સ્વિકાર થશે.

ભાવનગર,<br>
તા. ૧-૭-૧૩

નમ્ર સેવક,<br>
ખેલશંકર વિ. શંકરલાલ ભટ<br>
તથા<br>
જગજીવન કાળીદાસ પારેખ

# પ્રસ્તાવના.

શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વરનાં સંસ્કૃત લખાણો અને તે ઉપરથી થએલાં ગુજરાતી ભાષાંતરોથી સંસ્કૃત તેમજ ગુજરાતી જાણનાર અને વાંચનાર જનસમૂહ અત્યારે હવે અપરિચિત નથી. તેમનાં નાટક અને નિબંધો તેમજ કથા અને કાવ્યો, સરલ મધુર અને સ્ફુટ ભાષામાં લખાએલાં સર્વત્ર સુપ્રસિદ્ધ છે. એમનું સાવિત્રીચરિત્ર તો સ્થળે સ્થળે વંચાય છે તથા ભિન્ન ભિન્ન નાટ્યસમાજો તરફથી પ્રેક્ષકવર્ગની અત્યારની સ્થિતિ અને રુચિને અનુકૂળ ફેરફાર કરી લઇ ભજવાય પણ છે. એજ કવિના સંસ્કૃતમાં લખેલ સ્વતંત્ર નાટક ઉપરથી આ ધ્રુવાભ્યુદય ગુજરાતીમાં ઉતારેલ અનુલેખ છે.

શબ્દે શબ્દનું ભાષાંતર કરવું એ પદ્ધતિનું સર્વથા અનુકરણ ન કરતાં તેમજ સમશ્લોકીજ સર્વ કવિતાઓ રચવી એ શૈલીનું સર્વથા અનુસરણ ન લેતાં, જ્યાં જેમ ગુજરાતી વાંચનારને અનુકૂળ પડે અને મૂળનો રસ પણ જળવાઇ રહે ત્યાં તેમ યોગ્ય જણાયા પ્રમાણે ન્યુનાધિક ફારફેર કરી, કઇ દિશામાં તેનો સદ્ ઉપયોગ વધારે સંભવિત છે એ વાત લક્ષમાં રાખી, આ પ્રતિકૃતિ આળેખવામાં આવેલ છે.

કોઇ પણ ભાષાને ઉત્કૃષ્ટ બનાવવાને, અન્ય ખેડાએલી ભાષામાનાં ઉત્તમ પુસ્તકોના વિચારો લઇ એ ભાષામાં સ્વતંત્ર ગ્રંથ લખવા અથવા તો તે પુસ્તકોનાં એ ભાષામાં ભાષાંતરો કરવાં, એ અનેક માર્ગો માંહેનો એક માર્ગ છે. અત્યારે અંગ્રેજી અને સંસ્કૃત પુસ્તકો ઉપરથી ગુજરાતીમાં થએલાં ભાષાંતરો અપાર છે: પરંતુ એ કેટલાંક ચૂંથાખરાં જોતાં તથા તે ઉપર થતા ઉદ્ગારો સાંભળતાં એમ સમજાય છે કે એ ભાષાંતરો શબ્દે શબ્દનાં અને સમશ્લોકી કરવા જતાં સમજવામાં કઠિન અને કાનને કર્કશ બની, નથી સામાન્ય જનને ઉપયોગનાં રહેતાં તેમ નથી વિદ્વાનવર્ગને ભોગ્ય થતાં, નથી અંગ્રેજી કે સંસ્કૃત નહિ જાણનારનો તેમાં ચંચુપાત થઇ શકતો તેમ નથી તે તે ભાષાના જાણનાર [illegible]

# પ્રસ્તાવના.

શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વરનાં સંસ્કૃત લખાણો અને તે ઉપરથી થ-એલાં ગુજરાતી ભાષાંતરોથી સંસ્કૃત તેમજ ગુજરાતી જાણનાર અને વાંચનાર જનસમૂહ અત્યારે હવે અપરિચિત નથી. તેમનાં નાટક અને નિબંધો તેમજ કથા અને કાવ્યો, સરલ મધુર અને મૃદુ ભાષામાં લખાએલાં સર્વત્ર સુપ્રસિદ્ધ છે. એમનું સાવિત્રીચરિત્ર તો સ્થળે સ્થળે વંચાય છે તથા ભિન્ન ભિન્ન નાટ્યસમાજો તરફથી પ્રેક્ષકવર્ગની અત્યારની સ્થિતિ અને રૂચિને અનુકૂળ ફેરફાર કરી લઇ ભજવાય પણ છે. એજ કવિના સંસ્કૃતમાં લખેલ સ્વતંત્ર નાટક ઉપરથી આ ધ્રુવાભ્યુદય ગુજરાતીમાં ઉતારેલ અનુલેખ છે.

શબ્દે શબ્દનું ભાષાંતર કરવું એ પદ્ધતિનું સર્વથા અનુકરણ ન કરતાં તેમજ સમશ્લોકીજ સર્વ કવિતાઓ રચવી એ શૈલીનું સર્વથા અનુસરણ ન લેતાં, જ્યાં જેમ ગુજરાતી વાંચનારને અનુકૂળ પડે અને મૂળનો રસ પણ જળવાઇ રહે ત્યાં તેમ યોગ્ય જણાયા પ્રમાણે ન્યુનાધિક ફારફેર કરી, કઇ દિશામાં તેનો સદ્ ઉપયોગ વધારે સંભવિત છે એ વાત લક્ષમાં રાખી, આ પ્રતિકૃતિ આળેખવામાં આવેલ છે.

કોઇ પણ ભાષાને ઉત્કૃષ્ટ બનાવવાને, અન્ય ખેડાએલી ભાષામાનાં ઉત્તમ પુસ્તકોના વિચારો લઇ એ ભાષામાં સ્વતંત્ર ગ્રંથ લખવા અથવા તો તે પુસ્તકોનાં એ ભાષામાં ભાષાંતરો કરવાં, એ અનેક માર્ગો માંહેનો એક માર્ગ છે. અત્યારે અંગ્રેજી અને સંસ્કૃત પુસ્તકો ઉપરથી ગુજરાતીમાં થએલાં ભાષાંતરો અપાર છે; પરંતુ એ પૈકીનાં ઘણાખરાં જોતાં તથા તે ઉપર થતા ઉદ્ગારો સાંભળતાં એમ સમજાય છે કે એ ભાષાંતરો શબ્દે શબ્દનાં અને સમશ્લોકી કરવા જતાં સમજવામાં કઠીન અને કાનને કર્કશ બની, નથી સામાન્ય જનને ઉપયોગનાં રહેતાં તેમ નથી વિદ્વાનવર્ગને ભોગ્ય થતાં, નથી અંગ્રેજી કે સંસ્કૃત નહિ જાણનારનો તેમાં ચંચુપાત થઇ શકતો તેમ નથી તે તે ભાષાના જાણનાર સાક્ષરવર્ગને, મૂળ ભાષામાં લખાએલાં પુસ્તકો તેઓ વાંચી શકે તેમ હોવાથી, આ મૂળ કરતાં પણ સમજવામાં અને રસમાં કઠીન થઇ પડતાં ભાષાંતરો વાંચવામાં આનંદ મળી શકતો; અને આમ તેમનાં જન્મ અને જીવન સાહિત્યની ભૂમિ ઉપર નિરર્થક જેવાં થઇ પડે છે. પરિસ્થિતિનું આવું કાંઇક અવલોકન આ નાટક આવી રીતે લખતાં શીખવે છે.

પ્રથમ આ નાટકને ગુજરાતીમાં ઉતારવાનું કવિશ્રીના ન્હાના પુત્ર ભાઇશ્રી [1]મૂળશંકરે શરૂ કરેલું હતું, પરંતુ દરમ્યાનમાં કંઇક ભાગ લખાયા પછે અચાનક તેમનો કૈલાસવાસ થવાથી એ કામ એમને એમ અધુરૂં રહી ગયું. પોતાના પિતાશ્રીનાં લખેલાં સંસ્કૃત પુસ્તકોનાં ભાષાંતરો પોતેજ કરવાં એમ તેમની ઉત્કટ અભિલાષા હતી તેથી, અને તેની સાથે તેમની ન્હાની ઉમ્મર તથા થોડા અભ્યાસના પ્રમાણમાં પણ વાંચવા લખવાના શોખ અને પરિચયને લીધે તેમનામાં સારૂં ગદ્ય તથા [2]પદ્ય લખવાની શક્તિ હતી તેથી, આ ભાષાંતર તેમનેજ હાથે સંપૂર્ણ લખાયું હોત તો તે ઇષ્ટ હતું; પરંતુ ઇચ્છા કરવી એટલુંજ મનુષ્યની શક્તિમાં છે, તે ફલિત કરવી કે ન કરવી એ શક્તિ તો ઇશ્વરે પોતાની સત્તામાંજ રાખેલી છે. છેવટે આવી રીતે લખાવાને સર્જિત થએલું એ કામ અમારા એની પાસે આવતાં આજે આ ધ્રુવાભ્યુદય યથાશક્તિ તૈયાર થઇ મીઠાશભર્યા આવકારની આશા અને કડવાશભર્યા અનાદરની શંકા એ એની વચ્ચે અસ્થિર બનતું–બ્હીતું બ્હીતું બાળકની પેઠે સર્વની સન્મુખ આવતાં ધીમે ધીમે પગલું ભરે છે.

સંસ્કૃત મૂળ સંબંધે આ સ્થળે કાંઇ કહેવામાં આવે તેના કરતાં એજ ગ્રંથકારનાં અન્ય પુસ્તકોનાં શૈલી વિચાર વિગેરે સંબંધમાં ઓકસ્ફર્ડના ફાઇલોલોજીના પ્રોફેસર પંડીત એફ. મેક્સમુલર તથા કેમ્બ્રીજ યુનીવરસીટીના સંસ્કૃતના પ્રોફેસર સી. બેન્ડોલ વિગેરે વિદેશી, તેમજ સાક્ષરવર્ય શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, મણિલાલ નભુભાઇ દ્વિવેદી અને સુપ્રસિદ્ધ અવલોકનકાર નવલરામ લક્ષ્મિરામ વિગેરે દેશી, વિદ્વાનોએ ઉચ્ચારેલ ઉદ્‌ગાર ઉપરથી વધારે નિઃશંકપણે સ્પષ્ટ છે કે–શીઘ્રકવિ શંકરલાલનાં લખાણોમાં વસ્તુ તથા સંકલના સતત્ ચાતુર્યમય, ભાષા સરલ મધુર અને મૃદુ, તેમજ સદ્‌ઉપદે-

---

૧ એમનો જન્મ સં. ૧૯૩૩ ના પોષ વદી ૧૩ શુક્રવારે સવારે થયો હતો. સ્વભાવે તે શાંત, સરલ તથા મળતાવડા હતા અને પોતાના ઇષ્ટદેવ તથા વડીલવર્ગ તરફ ઉચ્ચ શ્રદ્ધા અને ભક્તિ રાખનાર હતા. તે ગુજરાતી ગદ્ય તથા પદ્ય લખતા, અંગ્રેજી, સંસ્કૃત તથા ગુજરાતી પ્રસિદ્ધ ગ્રન્થકારોનાં ઉત્તમ પુસ્તકો વાંચતા અને તે સહુ પોતાના વિદ્યાભ્યાસની સાથે અવકાશના સમયમાં કરતા હતા. તેમનું સાદું, અભ્યાસી અને વિનયી ટુંક જીવન, બાલ્યાવસ્થા છોડી યૌવનમાં પ્રવેશ કરતું, સં. ૧૯૫૦ ના માઘ વદી ૫ શનીવારે રાત્રે અકસ્માત અકાળે બંધ થયું હતું.

૨ પદ્ય અથવા કવિતામય ઉદ્‌ગારો એકત્ર કરી તેમના બાલ્યજીવન સહિત થોડા સમયમાં પ્રસિદ્ધ થશે.

શની ધારા નીરંતર વહતી, દષ્ટિગોચર થાય છે. સહુથી વિશેષ ખુબી તો એ છે કે સંસ્કૃતભાષામાં લખાએલાં પ્રસિદ્ધમાં પ્રસિદ્ધ પુસ્તકોમાં પણ પસરી રહેલી મલિન શૃંગારના ગન્ધની રજ સરખી પણ એમના પુસ્તકોમાં નથી; અને તેથી પુરૂષ કે સ્ત્રી, યુવાન કે બાળક, કોઇના પણ હાથમાં તે મૂકતાં અંતરમાં સહજ પણ આંચકો આવતો નથી. આવી એમની લેખન પદ્ધતિ છે; અને તેને અનુસરીને તે તે ગુણસમૂહ આ નાટકમાં પણ ઉતરી આવેલ છે. વિશેષ એ છે કે પૌરાણીક આખ્યાયિકાના ભક્તિ આદિ રસોને અખંડ નીંગળતા-દ્રવતા રાખી તે સાથે આધ્યાત્મિક વસ્તુના રૂપકનું પણ વિશાળતર અને સ્ફુટતર અંતરગત ગુંથન કરી, બુદ્ધિ અને હૃદયનાં વિવિધ તત્વોનું સમાન સંતોષણ કરવાનો વિજયવંત પ્રયત્ન થએલો છે.

એકનીએક બાબતનું જેમ વધારે ચિન્તન મનન અને નિદિધ્યાસન પુનઃ પુનઃ થાય છે તેમ તે વધારે દૃઢ થાય છે. બીજી અનેક બાબતોની પેઠે સદ્બોધના પયઃપાનની પણ વારંવાર ભારતીય બાળકોને જરૂર છે અને તેથી જેમ આવાં સત્વપ્રધાન લખાણો લખાય તથા તેનાં ભાષાંતરો થાય તેમ તેમાં એ બાળકો માટે શારિરિક માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિનો ઉત્કર્ષ સમાએલો છે.

જેમની ઉચ્ચતર પ્રેરણાથી મૂળ નાટક લખાએલું છે તે સુપ્રસિદ્ધ વૈદ્યરાજ મહાત્મા ઝંડુભટ્ટજીએ તેની સંસ્કૃતમાં લખેલ પ્રત વાંચેલી હતી અને પોતે સંપ તેમજ ભ્રાતૃભાવ અને નીતિ તરફ અનહદ પ્રીતિ રાખનાર હોવાથી તેમની એ પુસ્તક તરફ બહુજ મમતા હતી. તેમની ઇચ્છા એ સંસ્કૃત તેમજ તેનું ગુજરાતી તૈયાર કરાવી બન્ને પોતાના તરફથી છપાવી બહાર પાડવાની હતી; પરંતુ એ સમય પ્રાપ્ત થતા પેહેલાં તેઓ વિદેહમુક્ત થવાથી તે ઇચ્છા તે ઇચ્છાજ રહી.

હાલમાં લીંબડીના નેકનામદાર ઉદારચરિત પ્રજાપ્રિય મહારાણાશ્રી દોલતસિંહજી સાહેબના જાણવામાં ઉપરની હકીકત આવતાં, સાહિત્ય તરફની તેમની પ્રીતિથી, મહાશય ઝંડુભટ્ટજી તરફની તેમની ભક્તિથી અને શીઘ્રકવિ શંકરલાલ તથા તેમનાં લખાણો તરફની તેમની માન્ય બુદ્ધિથી, ધ્રુવાભ્યુદય સંસ્કૃત તેમજ ગુજરાતી, જનસમૂહની સમક્ષ પ્રાપ્ત થવાનો પ્રસંગ આવેલ છે અને એ માટે અમે તેમજ જનસમાજ તેમની ઉચ્ચ ઉદારતાને આભારી છઇએ.

ધ્રુવાભ્યુદય સર્વને **ધ્રુવાભ્યુદય** અર્પનાર થાય એ અભિલાષા—એ ઇચ્છા સાથે અત્ર વિરમીએ છીએ.

**અનુલેખકો.**

---

મહાશય શ્રી ઝંડુભટ્ટજીના *જીવનસૂત્રોમાંથી

થોડાંએક.

---

प्रार्थितो य प्रहृष्येत दत्वा च प्रीतिमान् भवेत् ।
तं दृष्ट्वाप्यथवा श्रुत्वा नरः पुण्यमवाप्नुयात् ॥

कर्णस्त्वचं शिबिर्मांसं जीवं जीमूतवाहनः ।
ददौ दधीचिरस्थीनि नास्त्यदेयं महात्मनाम् ॥

को नु स स्यादुपायोत्र येनाहं दुःखितात्मनाम् ।
अन्तः प्रविश्य भूतानां भवामि दुःखभाक् सदा ॥

अयं निजः परोवेति गणना लघु चेतसाम् ।
उदार चरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

उद्यमः साहसं धैर्यं बलं बुद्धिः पराक्रमः ।
षडेते यत्र विद्यन्ते तत्र देव सहायवान् ॥

अङ्गणवेदी वसुधा कुल्या जलधिः स्थली च पातालम् ।
वल्मीकश्च सुमेरुः कृतप्रतिज्ञस्य धीरस्य ॥

---

* સમગ્ર જીવનચરિત્ર જૂદું લખાવાની યોજના ચાલે છે, એટલે એ સંબંધે આ સ્થળે કાંઇ ઉલ્લેખ કરવામાં આવેલ નથી.



J. P. Limbdi.

विश्वहितैषि जगद्बान्धव राजवैद्य करुणाशंकर

उर्फे

भट्ट झण्डु विठ्ठलजी.

जामनगर.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| પાત્રોની સમજ. | ૪ | ઉપ | ઉપરી |
| ,, | ૧૮ | વિચારવતા | વિચારવતી |
| ,, | ૨૦ | કપિજલ | કપિંજલ |
| ૯ | ૨૦ | કેવા | કેવી |
| ૧૦ | ૭ | અમથી | સહજ |
| ૧૨ | ૨ | સુનીત | સુનીતિ |
| ૧૩ | ૧ | આવા | આવી |
| ૧૯ | ૬ | પ્રવેવશ | પ્રવેશ |
| ૩૩ | ૧૨ | ઉભો છે. | ઉભે છે. |
| ૩૪ | ૨૬ | ને હોય ? તો | ને હોય તો |
| ૪૧ | ૨ | મનમાં | મનનાં |
| ૪૧ | ૧૬ | શ્રીકૃષ્ણ | શ્રીવિષ્ણુ |
| ૫૩ | ૧૧ | સ્હુઅંગરાગ | સુઅંગરાગ |
| ૬૨ | ૩ | સોજન્યની | સૌજન્યની |
| ૬૩ | ૯ | (મમનાં) | (મનમાં) |
| ૮૬ | ૨૭ | મત્ર | માત્ર |
| ૮૯ | ૧૧ | તૈયા | તૈયાર |
| ૯૨ | ૧૬ | ગુરુનાં | ગુરૂનાં |
| ૯૨ | ૧૯ | પધાર્યાં | પધાર્યા |
| ૯૪ | ૫ | શુળ | શુભ |
| ૯૪ | ૨૧ | મમતળુ | મમતાળુ |
| ૧૦૨ | ૧૮ | | (સુકાં પાંદડાંઓ ઉપર સુઇ જઇ ધીમે ધીમે ઉંઘી જાય છે.) |
| ૧૧૧ | ૧૬ | તવિલંબિત | દ્રુતવિલંબિત |
| ૧૧૫ | ૧૦ | વૃક્ષેએ | વૃક્ષોએ |
| ૧૧૬ | ૧૬–૧૭ | **પ્રવેશ ૪ થો.** | (**ઇંદ્રજાળ.**) **પ્રવેશ ૪ થો** |

| | | | |
|---|---|---|---|
| ૧૬૫ | ૧૯ | ઉચ્ચે | ઉંચે |
| ૧૬૬ | ૮ | પધર્યા | પધાર્યા |
| ૧૬૭ | ૨૭ | ૧ દેવનો સમુહ | ૧ શ્રી શંક |
| ૧૭૧ | ૮ | તમારે | તમારૂં |
| ૧૭૪ | ૨૮ | ર૦્ | રા૦્ |
| ૧૭૭ | ૧૮ | ધનદના | ધનદના |
| ૧૮૩ | ૨૨ | દુર્જનો તો | દુર્જનો |
| ૧૮૯ | ૧૯ | સિહાસને | સિંહાસને |

श्रेयांसि श्रीगिरिवरसुताधीश्वरः श्रीश्वरोयम्

दद्याद्दयाशरणचरणो राजराजेश्वरो नः ।

यस्याश्रान्ता वितरति दयादृष्टिपीयूषवृष्टिः

श्रेयोवल्लीः शिवसुखफलैरानता आनतार्थम् ॥





## મંગળાચરણ.

### શાર્દૂલ.

ક્યાં વિદ્વદ્વરવંદ્ય શીઘ્રકવિની વાણી પ્રસાદે ભરી,
ક્યાં માધુર્યમધુભરી, સુરગિરા જાણે સુધાની ઝરી;
ક્યાં એ ચારૂ ચરિત્ર, ભક્ત ધ્રુવનું ભક્તિરસેથી ભર્યું,
રે રે ક્યાં રસહીન દીન જન જે જાણે ન કાવ્યે અણુ.

તોયે શંકરરૂપ સદ્‌ગુરૂતણી આજ્ઞા શિરે ધારીને,
ચાલે છે અનુવાદના વન વિષે, સંભાળી સંભાળીને;
માતુ ! બાલમરાલવાહિનીં ! વસો વાસો ઉરે વ્હાલથી,
માતુ ! ગુર્જરવાણીં ! ઓજ ભરી આ પૂરી કરાવો કૃતિ.

श्री

# ध्रुवाभ्युदयमां आवेलां पात्रोनी समज.

**સૂત્રધાર**—નાટક ભજવનાર પાત્રોનો ઉપ

**નટી**—તેની સ્ત્રી.

**રાજા**—ઉત્તાનપાદ નામે ચક્રવર્તી રાજા. સ્વયંભૂ મનુનો પુત્ર.

**સુનીતિ** અને **સુરૂચિ**—તેની રાણીઓ.

**ધ્રુવ**—સુનીતિનો પુત્ર.

**ઉત્તમ**—સુરૂચિનો પુત્ર.

**વિવેકનિધિ**—પ્રધાન.

**સુશીલા, સુચરિત્રા** અને **અનસૂયા**—સુનીતિની સખીઓ.

**દ્વારપાળ**—દોઢીદાર.

**અભ્યસૂયા** અને **કપટકરંડિકા**—સુરૂચિની સખીઓ.

**પિશુનાપીડ** અને **કપટકરંડ**—અભ્યસૂયાના દુષ્ટ મદદગારો.

**પરમહંસ**—વેશધારી પિશુનાપીડ.

**બ્રહ્મચારી**—વેશધારી કપટકરંડ.

**પદ્મકાંત** અને **શશિકાન્ત**—એ વૈતાલિક.

**નિપુણિકા** અને **વિચારવતા**—રાજ દાસીઓ.

**નારદ**—ભગવાનના મહાભક્ત મુનિરાજ.

**કપિંજલ**—તેમનો શિષ્ય.

**માયાસુનીતિ**—અભ્યસૂયાએ ઉપજાવેલી કપટરૂપધારી સુનીતિ.

**શ્રીવાસુદેવ**—ધ્રુવના તપે પ્રસન્ન થયેલા શ્રીપ્રભુ.

ગરૂડ—શ્રીવાસુદેવનું વાહન.

**કુબેર**—યક્ષ, કિંનર વગેરે દેવોનો રાજા.

**શંકુકર્ણ** અને **મણિભદ્ર**—યક્ષો. કુબેરના નોકરો.

**મલ્લિકા** અને **વાસંતી**—અપ્સરાઓ.

**કપટપેટિકા**—રાજદાસી.

**મુનિ**—વેશધારી કપટકરંડ.

**તથા**

ધ્રુવના તપનો ભંગ કરવા અભ્યસૂયાએ પ્રેરેલાં ભૂત, પ્રેત, પિશાચ વિગેરે.

श्री

राजराजेश्वरो जयति.

# श्री ध्रुवाभ्युदय नाटक.

## अंक १ लो.

*श्रेयःश्रिये ध्रुवपदप्रद आशुतोषः ।
श्रीशः प्रणम्रजनतापरिपालकः स्तात् ॥
ध्यातोऽपि यच्चरणयुग्मनखाच्छचिन्ता-
रत्नावली दिशति चिन्तितमर्थसार्थम् ॥ १ ॥

ते श्रीकेशवशास्त्रिणो गुरुवराः कारूण्यपूर्णाशयाः ।
शैवाग्रण्यतमाश्च तातचरणास्ते श्रीमहेशाह्वयाः ॥
सोऽयं नः कुलदैवतं च भगवान् श्री राजराजेश्वरः ।
सन्त्वस्मासु दयामृतार्द्रहृदयाः स्वीयेष्वमी सर्वदा ॥ २ ॥

મરાઠી સાખી.

જેની કરુણાથી જડ નર પણ, [1]સુરગુરુ સરખો થાયે,
હંસવાહિની સરસ્વતી તે, સ્નેહે વસો સદાયે;
મુજ મનમંદિરમાં, દેવી દયાભરિત ઉરનાં—

( નાંદી થઇ રહ્યા પછી )

**સૂત્રધાર**—પ્રિયે ! અહીં આવો.

**નટી**—( પ્રવેશ કરીને ) હાજર છું પ્રાણનાથ ! શી આજ્ઞા છે ?

**સૂત્રધાર**—પ્રિયે ! વિશ્વહિતૈષીવર્ય જગદ્બાંધવ મહાશયશિરોમણી મહાત્માશ્રી ઝંડુભટ્ટજીની આજ્ઞાથી જે રચાએલ છે, અને ધીર, વીર તથા ગંભીર રાજાઓમાં અગ્રેસર જી. સી. આઇ. ઇ. એ ઇલકાબને ધારણ કરનાર મહારાજાશ્રી વાઘજી બહાદુરે પોતાનાં માયાળુ માતુશ્રી મોંઘીમાની આજ્ઞાથી

---

* સંસ્કૃત નાટકકારના મંગળાચરણના આ શ્લોકોનો અનુવાદ કરવા કરતાં તે તેમને તેમજ રાખવા યોગ્ય જણાયાથી સંસ્કૃતમાંજ રાખેલ છે.

[1] બૃહસ્પતિ.

સ્થાપેલ મહારાજા રવાજીરાજ પાઠશાળાના અધ્યાપક, જગતપ્રખ્યાત સદ્દગુરૂવર્ય જામનગર નિવાસી શાસ્ત્રીશ્રી કેશવજીના શિષ્ય, અને પરમ શિવભક્ત ભટ્ટશ્રી માહેશ્વરના પુત્ર શીઘ્રકવિ શંકરલાલે જે રચેલું છે, તે શ્રી ધ્રુવાભ્યુદય નામનું નાટક આજે આપણે પ્રયોગરૂપે કરી બતાવવું છે. માટે પ્રસંગાનુસાર સંગીતવડે સભાજનોનાં મનનું રંજન કરો.

**નટી**—નાથ ! ભક્તશિરોમણી શ્રી ધ્રુવનું ચરિત્ર ચિત્તને ચમત્કાર કરનારૂં છે, સદ્દગુરૂશ્રી કેશવશાસ્ત્રીના કૃપાપાત્ર કવિ શંકરલાલનું કાવ્ય પણ ભવ્ય છે, અને તે સામગ્રીવડે મહાશયશિરોમણી મહાત્મા ઝંડુભટ્ટજીના મનને પ્રસન્ન કરવું છે, એ તમામ મહાભાગ્યની વાત છે, એમ મને સમજાય છે, તો ગાઉં છું.

### હોરી.

શી આ રમ્ય વસંત સુહાઇ ? સ્થળે સ્થળ સઘળે છવાઇ. શી આ૦
કુંજ નિકુંજે બાગ બગીચા, ખૂબ ખીલ્યાં સુખદાઈ;
ભરયૌવનમાં મસ્ત બનીને, લલિત રહ્યાં લચકાઇ,
મંદ મંદ ગાયે વધાઇ. શી આ૦
રંગબેરંગી પુષ્પલતાઓ, બંતથકી રહી ખીલી,
એક એકથી એક ચડે છે, મધુર સુગંધે ભરેલી;
શરીરે લીલી સાડી ધરેલી. શી આ૦
તેમાં પણ આ મુગ્ધા માધવી, સુરૂચી લતા છે છકેલી,
આ મધુકરને લલચાવીને, કરે મનમાની કેલી;
રાખી માલતીને અકેલી. શી આ૦
મત્ત બની ભોગી ભમરાએ, દીધી દયિત વિસારી,
માલતી મનમાં એહ વિચારી, જાય સૂકાઇ બિચારી;
શોકયતણું સાલ છે ભારી. શી આ૦

( એટલામાં પડદામાં )

સત્ય છે સૂત્રધાર સુંદરી ! સત્ય છે.

" શોકયતણું સાલ છે ભારી. "

**સૂત્રધાર**—( આશ્ચર્યથી ) પ્રિયે !

### પૃથ્વી.

કપોલ કર ધારતી, નયનમાર્ગથી સારતી
અનંત જલધારથી વદન મ્લાન ભીંજાવતી;

પળે પળ સુકાવતી અધર ઉષ્ણ નિઃશ્વાસથી,
સુનીતિ અણમાનિતી અહિં જણાય આ આવતી.

શોક્યના સંતાપને લીધે એ બોલવું પણ તેનુંજ છે. તો ચાલો આપણે પણ હવે પછીના કામ માટે તૈયાર થઇએ. ( બંને જાય છે. )

પ્રસ્તાવના.

# પ્રવેશ ૧ લો.

## સ્થળ—સુનીતિનો રાજમહેલ.

પાત્રો--સુનીતિ, સુશીલા, સુચરિત્રા ને અનસૂયા.

**સુનીતિ**—( પ્રવેશ કરતાં ) "હા! હા! શોક્યતણું સાલ છે ભારી."
( એમ બોલી નિઃશ્વાસ નાંખે છે. )

**સુશીલા**—દેવિ ! ધીરજ છોડી દઇ આમ કાયર મનનાં કેમ થાઓછો ?

**સુનીતિ**—સખી સુશીલા ! ધીરજ ઘણા દિવસ સુધી રાખી, હવે મ્હારૂં મન ધીરજ રાખી શકતું નથી.

**સુચરિત્રા**—બ્હેન ! પ્રેમથી પોષણ કરતાં તો પશુઓ પણ વશ થાય છે તો પછી માણસ વશ થાય એમાં શી નવાઇ ?

**સુનીતિ**—સખી સુચરિત્રા ! એ બધું મ્હેં કરી જોયું. મ્હારી અમૂલ્ય મોતીની માળાઓ અને મનોહર સાડીઓ સ્નેહભાવે મ્હેં તેને કેટલી કેટલી નથી આપી ? અહો ! તુંજ કહેને કે મણિમય કંકણો ને સુંદર રત્નનાં આભૂષણો તે દિવસે કેવાં કેવાં વિનય વચનો સાથે મ્હેં સુરુચિને આપ્યાં હતાં ? અરે ! મ્હારાં માતપિતા તથા સગાં સંબંધી પણ તેને રાજી કરવાને કેવા કેવી મહેનત લે છે ? ને મારા કરતાં પણ તેનાપર કેટલો બધો સ્નેહ રાખે છે તોપણ હા ! સુરુચિનું મન જરા પણ પીગળતું નથી. કહે હવે ધીરજ તે કેવી રીતે રાખવી ?

**સુશીલા**—દેવિ ! સ્ત્રીઓનાં મન વજ્રથી પણ કઠણ હોય છે, ને તેથીજ આપે કરેલા ઉપાયો સુરુચિના મનને અસર કરી શકયા નહિ હોય. તોપણ જરૂર એ મહારાજના મનને તો અસર કરશેજ.

**સુનીતિ**—સખી ! શું તું નથી જાણતી કે મહારાજ સુરુચિના મનથીજ વિચાર કરે છે, સુરુચિની આંખોએજ જુએ છે ને સુરુચિને કાનેજ સાંભળે છે.

**સુચરિત્રા**—બ્હેન ! કેવું તો અયોગ્ય તોપણ કહ્યા વિના નથી રહેવાતું કે સર્વ સદ્ગુણના અને ભૂમિના ભૂષણ રૂપ મહારાજમાં આ એક દૂષણ કહેવાય.

**સુનીતિ**—નહિ, નહિ, એ દૂષણ એમનું નહિ પણ મ્હારી દુર્દશાનું છે.

### શિખરિણી.

હતા મ્હારા એવા દિવસ સુખના એક સમયે,
મ્હને ત્યારે માની નિજ પ્રિયતમા પ્રાણપતિએ;
વધારે શું કહેવું ? અમથી પણ એણે કદિ જરી,
ન સ્વપ્નેયે દૃષ્ટિ અવર વનિતા ઉપર કરી.

**સુચરિત્રા** }
**સુશીલા** } —આદિ મનુભગવાનના પુત્રને એમજ શોભે. પછી પછી !

**સુનીતિ**—અને હા ! હવે એથી ઉલટી દશા !

### વસંતતિલકા.

મ્હારો વિયોગ સખી અર્ધ ક્ષણે થતો જ્યાં,
એ પ્રેમીને મન થતો યુગ જેવડો ત્યાં;
હા ! મંદભાગ્ય મુજ કે નૃપ આજ એજ;
સંભારતા નવ મ્હને સુતનેય સ્હેજ.

માટે એમાં મહારાજનો કાંઇ પણ દોષ નથી પરંતુ મારા દુર્ભાગ્યનોજ દોષ છે.

**સુશીલા**—દેવિ ! આપના જેવાં સારા કુળનાં સુંદરીને પતિભક્તિ એવીજ જોઇએ. પછી પછી ?

**સુનીતિ**—ત્યાર પછી નિરંતર આદર વડે સ્નેહરસનું સિંચન કરતાં છતાં પણ સુરુચિ નદી વેલીની પેઠે વક્રતા અને શિલાની પેઠે કઠિનતા છોડતી નથી.

**સુશીલા**—ભલે ન છોડે. તેથી આપને શું હરકત છે ?

**સુનીતિ**—સખી ! એવું કાં બોલ ? હરકત તો ઘણીએ.

**સુચરિત્રા**—જો મહારાજનો આપના ઉપર પૂર્ણ પ્રેમ હોય તો સુરુચિની પ્રતિકૂળતાથી શું થવાનું છે ને જો મહારાજનોજ પ્રેમ નહિ હોય તો તેની અનુકૂળતાથી પણ શું થવાનું છે ?

**સુનીતિ**—પ્રિય સખીઓ! મહારાજનો પ્રેમજ આ વખતે સુરુચિની સરળતા અને દયાળુતાને આધીન છે. સુરુચિ મ્હારી તરફ સરળતા નથી રાખતી તેથીજ આવું દુઃખદાયી પરિણામ આવ્યું છે. અને હું કે જે એક વખતે મહારાજનાં નેત્રને અમૃત જેવી લાગતી હતી તે અત્યારે ઝેરના અંજન જેવી થઇ પડી છું. ( આંખમાં પાણી લાવી નિઃશ્વાસ મૂકે છે. )

**સુશીલા**—દેવી! તોપણ આમ કાયર થવાથી શો લાભ? જો સ્નેહથી સેંકડો પ્રયત્ને સંભાવના કરવા છતાં પણ સુરુચિ સરલ હૃદયની ન થાય અને મહારાજ પણ તેની માયામાંથી મુક્ત ન થાય તો હવે બીજો શો ઉપાય? આપે માત્ર ધૈર્યનું અવલંબન કરવું, મન વચન ને કર્મથી બંનેનું કલ્યાણ ઇચ્છવું, સ્વપ્નમાં પણ તેમનું અહિત ન આચરવું, અને પરમકૃપાળુ પરમેશ્વરના ચરણમાં ચિત્તને ચોંટાડવું. આમ કરવાથી એ દયાળુ દેવજ કોઇ દિવસ એ બંનેને પણ દયાળુ દિલનાં કરશે એમ હું માનું છું.

**સુનીતિ**—સખિ સુશીલા! એ બધું હું જાણું છું. ને મેં એજ રીતે આજસુધીનાં પતિવિરહનાં વસમાં વર્ષો ગાળ્યાં છે, પણ હવે મ્હારાથી ધીરજ રહી શકતી નથી.

**સુચરિત્રા**—બ્હેન! આજે વળી કાંઇ ધૈર્ય હણનારૂં બીજું કારણ ઉપજ્યું છે શું?

**સુનીતિ**—સખિ! શું કહું?

### મંદાક્રાંતા.

જેવી પીડા થતી નથી મને માનનો ભંગ થાતાં,
જેવી પીડા થતી નથી મને સ્વામી સેવા લૂટાતાં;
જેવી પીડા થતી નથી મને પ્રાણથી દૂર થાતાં,
તેવી પીડા સુરૂચિવચને થાય હૈયું વિંધાતાં.

**સુશીલા**—પ્રિય સખિ! એવું તે સુરુચિએ શું કહ્યું કે જે આપને આટલા બધા દુઃખનું કારણ થઈ પડયું?

**સુનીતિ**—( નિઃશ્વાસ નાંખીને ) હા! તે સંભારવાથી પણ શો લાભ છે! તોપણ આગ્રહ છે તો સાંભળો. તે દરેક માણસની પાસે—

### ગીતિ.

સુનીતિ યત્ન કરે છે મારણ મોહન વશીકરણ કરવા,
નિષ્કપટી નિજ પતિનું–મહારાજનું અહિત આચરવા.

એવી અઘટીત વાત કરે છે એમ આજે મારા સાંભળવામાં આવ્યું છે. અને આમ હોવાથી આજે વત્સ ધ્રુવનો વર્ષગાંઠનો દિવસ છે છતાં મહારાજને લખેલી આ પત્રિકા મોકલવાને પણ ઉત્સાહ થતો નથી. ( એમ કહી પત્રિકા સુશીલાના હાથમાં આપે છે. )

સુશીલા—( જોઇને ) સખિ સુચરિત્રા ! પ્રિય સખીની પત્ર લખવાની કુશળતા કેવી છે તે તો જો. ( પત્રિકા વાંચી સંભળાવે છે. )

સૌંદર્યસુધાસાગર, સંસારસર્વસ્વ, હૃદયવલ્લભ, જીવીતેશ્વર
મહારાજશ્રીનાં ચરણકમલમાં,

આપના અભ્યુદયની ઇચ્છનારી ચરણરજ દાસી સુનીતિ પ્રણામપુષ્પાંજલિ અર્પણ કરી પ્રાર્થના કરે છે કે આજે વત્સ ધ્રુવનો વર્ષગાંઠનો મંગળમય દિવસ હોવાથી આપના ખોળામાં બેઠેલા ધ્રુવને જોવાની મને ઇચ્છા છે. તો મારાપર દયા કરી મારાં પ્રિય બ્હેન સુરુચિ સહિત આપ મારાં મંદીરને શોભાવવા કૃપા કરશો એવી આશા રાખું છું. અને મારી એ આશાને કૃપામૃતના સાગર આપ નિષ્ફળ નહિ કરો એમ ધારૂં છું.

તેમજ વળી—

### પુષ્પિતાગ્રા.

હૃદયદયિત દેવ ! આપનાં હું,
ચરણ ગણું પ્રિય પ્રાણથી વિશેષ;
સુશિલ કુલવતિ સતી ગણે શું
પતિપદથી વધુ સિદ્ધિ ? જીવિતેશ !

તેથી પ્રાણનાથના પધારવાથી કુમાર ધ્રુવનું મહામંગળ થશે એમ સમજું છું. ગુણનિધિ સર્વજ્ઞ સ્વામીનાથને વધારે શું લખું ?

પતિની પદપદ્મપરિચારિકા સુનીતિના સહસ્ત્રવાર
સાષ્ટાંગ પ્રણામ.

( પત્ર બંધ કરતી કરતી ) દેવિ ! આવા સુંદર પત્રિકા મહારાજને શામાટે ન મોકલવી ? વિઘ્નસંતોષી માણસો ઘણીવાર સાચી ખોટી વાતો પણ ચલાવી દે છે માટે તેવા માણસોનું સાંભળવા ઉપર ઝાઝો વિશ્વાસ રાખવો ન જોઇએ.

**સુચરિત્રા**—દેવી ! સુશીલા સત્ય કહે છે ( અનસૂયા તરફ આંગળી કરી ) આ અનસૂયાજ એ પત્રિકા લઇ ભલે મહારાજની પાસે જાય.

**સુશીલા**—અમે પણ કયાંઇક ઉભાં રહી મહારાજ અને સુરુચિ વચ્ચે આ પત્ર વાંચ્યા પછી જે વાતચિત થાય તે સાંભળીએ.

**સુનીતિ**—જેવી પ્રીય સખીઓના મરજી. હું તો સુરુચિની કપટકળાથી મુંઝાઇ ગઇ છું.

**સુશીલા**—ત્યારે જઇએ છીએ ( પત્રિકા લઇ સુચરિત્રા અને અનસૂયા સહિત જાય છે. )

**સુનીતિ**—મ્હારી હિતેચ્છુ સખીઓ ગઇ. ચાલ હું પણ વત્સ ધ્રુવના ઉદયને માટે હવે બ્રાહ્મણોની પૂજા કરૂં. ( જાય છે. )

# प्रवेश २ जो.

## સ્થળ—એક કુંજ.

### પાત્રો—રાજા, સુરૂચિ અને પાછળથી અનસૂયા વગેરે.

**સુરુચિ**—નાથ ! પોતાની પ્રિયતમા તરફનો પુરૂષોનો પ્રેમ ચંચળ હોય છે, એવી લોકવાણી ખોટી નથી.

**રાજા**—પ્રિયે ! પુરુષોને શિરે એ અસત્ય આરોપ છે, તેઓ તો સ્થિર પ્રેમવાળાજ હોય છે.

**સુરુચિ**—પ્રાણ ! જો એમજ છે તો આપે કોઇ દિવસ આ મારૂં મંદિર છોડી બીજાને મંદિર જવું ન જોઇએ.

**રાજા**—વાહ ! કયારે હું તમારી સંમતિ વિના પારકે મંદિર જાઉં છું ? છતાં તમે આમ બોલો છો તે ખરે અસૂયાનોજ મહિમા છે.

**સુરુચિ**—આપની આજે મ્હારાપર મોટી કૃપા થઇ. હવે તો જરૂર મ્હારા હૃદયમંદિરને અનસૂયાજ ઓપાવશે.

( અનસૂયા પ્રવેશ કરે છે. )

**અનસૂયા**—મહારાજનો જયજયકાર હો.

**રાજા**—આવ અનસૂયા આવ, કહે કેમ આવી ?

**અન**—દેવ ! દેવી સુનીતિએ આપને આ પત્રિકા મોકલાવેલી છે. ( રાજાના હાથમાં પત્રિકા દે છે. )

**રાજા**—( લઈને ) જા, દ્રાક્ષના મંડપની છાયામાં થોડીવાર બેસ. પત્રિકા વાંચી હું તેનો ઉત્તર આપું છું.

**અન**—જેવી આજ્ઞા ( નીકળી જાય છે. )

( સુશીલા તથા સુચરિત્રા છાનાંમાનાં પ્રવેશ કરે છે. )

**સુશીલા**—સુચરિત્રા ! મહારાજ દેવી સહીત આ માધવીમંડપમાં બિરાજે છે. જો અનસૂયા પત્ર આપીને ગઈ, ચાલો આપણે પણ છૂપાઈ જઈએ ને દેવ તથા દેવીની વચ્ચે થતી વાતો સાંભળીએ. ( બંને તેમ કરે છે. )

**રાજા**—( આદર સહિત પત્રિકાને પૂરેપૂરી વાંચીને હર્ષનાં અશ્રુસહિત સુરુચિના હાથમાં મૂકે છે )

**સુશીલા**—સુચરિત્રા ! પત્રિકા જોતાંજ ઉપજેલી મુખ પ્રસન્નતા દેવના હૃદયની પ્રસન્નતા બતાવે છે.

**સુચરિત્રા**—સુશીલા ! તારૂં કહેવું ખરૂં છે. તથાપિ નિર્મળ તળાવ જેવા એ હૃદયને ડ્હોળા નાંખવા [૧]મહિષી સુરુચિ તૈયારજ છે.

**સુરુચિ**—( પત્રિકા અનાદરથી જોઈ પાછી રાજાના હાથમાં આપે છે. )

**રાજા**—પ્રિયે ! મને લાગે છે કે સુનીતિની સરલતા અપાર છે.

**સુરુચિ**—કેવી રીતે ?

**સુશીલા**—( મનમાં ) રાજન્ ! જો આપ એટલું પણ જાણી શકતા હો તો અમારી પ્રિય સખી કૃતાર્થ થઈ માનીશું.

**રાજા**—પ્રિયે ! આપણે સુનીતિનો અનાદર કર્યા છતાં પણ તે કોઈ દિવસ કંઈ કઠોર વચન બોલતી નથી, કે કઠોર વચન લખતી નથી. જ્યારે જ્યારે તે કંઈ પણ લખે છે ત્યારે ત્યારે કોમળ, મધુર, પ્રેમામૃતથી પૂર્ણ અને ટૂંકું છતાં ગંભીર અર્થવાળું લખે છે.

**સુશીલા**—સખિ ! દેવનું વચન સાંભળ્યું કે ?

**સુચરિત્રા**—એ તો સાંભળ્યું પણ હજુ સુરુચિનાં વચન સાંભળવાં બાકી છે તો—

**સુરુચિ**—( આંખમાં પાણી લાવી ) પ્રાણનાથ! જો એમજ છે તો આપે તેનેજ મંદિરે રહેવું. શામાટે મારા જેવી અસરલ અને કઠોર બોલનારીને ત્યાં રહેવું જોઇએ ? ( એમ કહી નિઃશ્વાસ નાંખે છે. )

**સુશીલા**—સુચરિત્રા ! બીજાના ગુણો સાંભળવાની સુરુચિની અસહનશીળતા તો જો.

**સુચરિત્રા**—એ અભ્યસૂયાની સંગતિનો મહીમા છે.

**રાજા**—( ભય ને શંકા સાથે ) પ્રિયા! એમ વૃથા ખેદ શામાટે કરે છે ? મેં કયારે તારી મરજીથી વિરુદ્ધ કાંઇ પણ આચરણ કર્યું છે ? માત્ર સુનીતિની પત્રિકા લખવાની કુશળતાનાં વખાણમાં આવો પરિતાપ શામાટે જોઇએ ?

**સુરુચિ**–( હર્ષ સાથે ) પ્રાણનાથ ! આપ જેવા ભવ્ય પુરૂષોની અંતઃકરણની વૃત્તિ હમેશાં નિર્મળજ હોય છે અને તેથી સર્વને તે પોતાના જેવાંજ જુએ છે.

**રાજા**—દેવિ ! જે હોય તે સ્પષ્ટ રીતે કહો.

**સુરુચિ**—દેવ, કોમળ અને મીઠું મોઢું બોલનારી સ્ત્રીઓ અતિ કઠણ હૃદયવાળી હોય છે. એ આપનું અજાણ્યું નથી.

**રાજા**—ભલે તેમ હો, પણ તેથી શું ?

**સુરુચિ**—મહારાજે માટેજ એવું મધુર બોલનારી સ્ત્રીઓમાં વિશ્વાસ ન રાખવો જોઇએ.

**રાજા**—પ્રિયા ! તે પણ તમારી પેઠેજ પાણિગ્રહણ કરી લાવેલી છે તો તેના ઉપર વિશ્વાસ ન રાખવાને શું કારણ છે ?

**સુરુચિ**—( ક્રોધથી ઉઠીને ) મ્હારે વાદવિવાદ કાંઇ કરવો નથી. હું ટૂંકામાંજ જણાવું છું કે—

અનષ્ટુપ.

**વસંતતિલકા.**

જૂઠું કંઇ સુરુચિનાં વચનો જણાવે,
જૂઠું કંઇ સુનીતિ લેખ લખી બતાવે;
મારૂં નહિ હૃદય એમ ધરે પ્રતીતિ,
કે આવું પાપ કરશે સરલા સુનીતિ.

**સુશીલા**—( મનમાં ) રાજન્! આપનું માનવું યોગ્યજ છે.

**રાજા**—( મોટેથી અનસૂયાને ) અનસૂયા ! અહીં આવ.

**અનસૂયા**—( પ્રવેશ કરીને ) દેવ ! આ રહી હું, શી આજ્ઞા છે ?

**રાજા**—અનસૂયા ! દેવી સુનીતિને મ્હારા તરફથી કહેજે કે કંઇ જરૂરના કામને લીધે મારાથી તેમને મંદિર આવી શકાશે નહિ, માટે કુમાર ધ્રુવનેજ સંધ્યાસમયે મ્હારી પાસે મોકલે. ( એમ કહી જાય છે. )

**અનસૂયા**—જેવી દેવની આજ્ઞા. ( જાય છે. )

**સુશીલા**—સુચરિત્રા ! સાંભળવાનું સાંભળ્યું. તો ચાલ દેવી સુનીતિને સર્વ વાત નિવેદન કરીએ. ( બંને જાય છે. )

## प्रवेश ३ जो-

### સ્થળ—સુનીતિનો રાજમહેલ.

**પાત્રો—સુનીતિ, તેની સખીઓ ને પાછળથી ધ્રુવ.**

**સુનીતિ**—વત્સ ધ્રુવના ઉદય માટે મેં બ્રાહ્મણોની પૂજા કરી, પણ હજુ સુશીલા ને સુચરિત્રા કેમ ન આવ્યાં ?

( સુશીલા ને સુચરિત્રા પ્રવેશ કરે છે )

**સુશીલા** }
**સુચરિત્રા** } દેવીનો જયજયકાર હો.

**સુનીતિ**—પ્રિય સખીઓ ! આવો. શા ખબર તમે લાવ્યાં ?

**સુશીલા**—દેવી ! મહારાજનો સ્વભાવ તો બહુ કોમળ અને સરલ છે પણ સુરુચિના કપટકળા તેને ભમાવી દે છે.

**સુચરિત્રા**—મહારાજ તો જાણે સુરુચિને રમવાનું રમકડુંજ હોયની શું એવાં જણાય છે. ધિક્કાર છે એવી સ્થિતિને.

**સુનીતિ**—સુચરિત્રા ! ત્હારી જીભની ચંચળતાને વશ રાખ. મહારાજની નિંદાનો એક અક્ષર પણ મ્હને ગમતો નથી.

**સુચરિત્રા**—સ્ત્રીસ્વભાવની લઘુતાને લીધે થયેલી મ્હારી ભૂલ ક્ષમા કરો.

**સુશીલા**—દેવિ ! અનસૂયાના આવાસરૂપ આપનું અંતઃકરણ અતિશય ઓપે છે.

**અનસૂયા**—( પ્રવેશ કરીને ) મહાદેવીનો જય થાઓ. દેવિ ! આપની પત્રિકાના ઉત્તરમાં મહારાજે કહાવ્યું છે કે કંઇ કામ પ્રસંગને લીધે મારાથી તમારી પાસે આવી શકાશે નહિ, તો સંધ્યા સમયે કુમાર ધ્રુવને મ્હારી પાસે મોકલજો. હવે જેવી આપની ઇચ્છા.

**સુનીતિ**—( નીસાસો નાંખીને ) સખીઓ ! પત્રિકા વાંચી મહારાજ દયાળુ થશે એવું તમારૂં અનુમાન નિષ્ફળ થયું.

**સુશીલા**—દેવિ ! અમારૂં અનુમાન તો સાચુંજ નીવડયું હતું અને પત્રિકા વાંચતાંજ મહારાજનું મન દયાથી ભીંજાઇ ગયું હતું, પરંતુ અતિ કઠણ અંતઃકરણની સુરુચિએ દેવને કહ્યું કે—

**અનુષ્ટુપ્.**

ભરોંસે ભોળવાશો તો, એ અતિ દુઃખ આપશે
આપી એ આપને કાપી, ગાદીએ ધ્રુવ સ્થાપશે.

આથી મહારાજનું મન સંદેહના હીંડોળામાં હીંચકવા લાગ્યું અને ધ્રુવને ત્યાં મોકલવાની અનસૂયાને આજ્ઞા આપી.

**સુનીતિ**—( અશ્રુ સહિત ) સખી સુશીલા ! સુરુચિનું એજ વચન મ્હારા કાનને શળની પેઠે સાલે છે.

**ઇંદ્રવજ્રા.**

આરોપ ખોટા નિજ કલ્પનાથી,
મૂકયા ઘણા તોય ન શાંત થાતી;
રે, રે, કરૂં ઘાત પતિતણો હું,
એવું કહે હાય ! હવે કરૂં શું ?

( મૂર્છા ખાઇ પડી જાય છે. )

**વસંતતિલકા.**

જૂઠું કંઇ સુરુચિનાં વચનો જણાવે,
જૂઠું કંઇ સુનીતિ લેખ લખી બતાવે;
મારૂં નહિ હૃદય એમ ધરે પ્રતીતિ,
કે આવું પાપ કરશે સરલા સુનીતિ.

**સુશીલા**—( મનમાં ) રાજન્! આપનું માનવું યોગ્યજ છે.

**રાજા**—( મોટેથી અનસૂયાને ) અનસૂયા ! અહીં આવ.

**અનસૂયા**—( પ્રવેશ કરીને ) દેવ ! આ રહી હું, શી આજ્ઞા છે ?

**રાજા**—અનસૂયા ! દેવી સુનીતિને મ્હારા તરફથી કહેજે કે કંઇ જરૂરના કામને લીધે મારાથી તેમને મંદિર આવી શકાશે નહિ, માટે કુમાર ધ્રુવનેજ સંધ્યાસમયે મ્હારી પાસે મોકલે. ( એમ કહી જાય છે. )

**અનસૂયા**—જેવી દેવની આજ્ઞા. ( જાય છે. )

**સુશીલા**—સુચરિત્રા ! સાંભળવાનું સાંભળ્યુ. તો ચાલ દેવી સુનીતિને સર્વ વાત નિવેદન કરીએ. ( બંને જાય છે. )

# प्रवेश ३ जो-

## સ્થળ—સુનીતિનો રાજમહેલ.

### પાત્રો—સુનીતિ, તેની સખીઓ ને પાછળથી ધ્રુવ.

**સુનીતિ**—વત્સ ધ્રુવના ઉદય માટે મેં બ્રાહ્મણોની પૂજા કરી, પણ હજુ સુશીલા ને સુચરિત્રા કેમ ન આવ્યાં ?

( સુશીલા ને સુચરિત્રા પ્રવેશ કરે છે )

**સુશીલા** }
**સુચરિત્રા** } દેવીનો જયજયકાર હો.

**સુનીતિ**—પ્રિય સખીઓ ! આવો. શા ખબર તમે લાવ્યાં ?

**સુશીલા**—દેવી ! મહારાજનો સ્વભાવ તો બહુ કોમળ અને સરલ છે પણ સુરુચિના કપટકળા તેને ભમાવી દે છે.

**સુચરિત્રા**—મહારાજ તો જાણે સુરુચિને રમવાનું રમકડુંજ હોયની શું એવા જણાય છે. ધિક્કાર છે એવી સ્થિતિને.

**સુનીતિ**—સુચરિત્રા ! ત્હારી જીભની ચંચળતાને વશ રાખ. મહારાજની નિંદાનો એક અક્ષર પણ મ્હને ગમતો નથી.

**સુચરિત્રા**—સ્ત્રીસ્વભાવની લઘુતાને લીધે થયેલી મ્હારી ભૂલ ક્ષમા કરો.

**સુશીલા**—દેવિ ! અનસૂયાના આવાસરૂપ આપનું અંતઃકરણ અતિશય ઓપે છે.

**અનસૂયા**—( પ્રવેશ કરીને ) મહાદેવીનો જય થાઓ. દેવે ! આપની પત્રિકાના ઉત્તરમાં મહારાજે કહાવ્યું છે કે કંઇ કામ પ્રસંગને લીધે મારાથી તમારી પાસે આવી શકાશે નહિ, તો સંધ્યા સમયે કુમાર ધ્રુવને મ્હારી પાસે મોકલજો. હવે જેવી આપની ઇચ્છા.

**સુનીતિ**—( નીસાસો નાંખીને ) સખીઓ ! પત્રિકા વાંચી મહારાજ દયાળુ થશે એવું તમારૂં અનુમાન નિષ્ફળ થયું.

**સુશીલા**—દેવિ ! અમારૂં અનુમાન તો સાચુંજ નીવડયું હતું અને પત્રિકા વાંચતાંજ મહારાજનું મન દયાથી ભીંજાઇ ગયું હતું, પરંતુ અતિ કઠણ અંતઃકરણની સુરુચિએ દેવને કહ્યું કે—

**અનુષ્ટુપ્.**

ભરોંસે ભોળવાશો તો, એ અતિ દુઃખ આપશે;
ચાંપી એ આપને કાપી, ગાદીએ ધ્રુવ સ્થાપશે.

આથી મહારાજનું મન સંદેહના હીંડોળામાં હીંચકવા લાગ્યું અને ધ્રુવને ત્યાં મોકલવાની અનસૂયાને આજ્ઞા આપી.

**સુનીતિ**—( અશ્રુ સહિત ) સખી સુશીલા ! સુરુચિનું એજ વચન મ્હારા કાનને શળની પેઠે સાલે છે.

**ઇંદ્રવજ્રા.**

આરોપ ખોટા નિજ કલ્પનાથી,
મૂકયા ઘણા તોય ન શાંત થાતી
રે, રે, કરૂં ઘાત પતિતણો હું,
એવું કહે હાય ! હવે કરૂં શું ?

( મૂર્છા ખાઇ પડી જાય છે. )

**અનસૂયા**—સખીઓ ! સુરુચિનું વચન સાંભળતાં દુઃખના આવેગે દેવી મૂર્છિત થઇ ગયાં !

**સુશીલા**—સતી સ્ત્રીને એ વચન શું થોડું ખેદકારક છે ?

**સુચરિત્રા**—ખરે, મહા ઉત્પાત વિના શું ધરણી ધ્રુજે છે ?

**સખીઓ**—દેવિ ! શાંત થાઓ, શાંત થાઓ.

( જળથી ભીંજાએલા પંખાથી પવન નાંખે છે, સુશીલા ચંદન રસનું સિંચન કરે છે. )

**સુનીતિ**—( જાગ્રત્ થઇને. )

રે, રે, કરૂં ઘાત પતિતણો હું,<br>
એવું કહે હાય ! હવે કરૂં શું ?

( એ પ્રમાણે ફરી બોલે છે. )

**સુચરિત્રા**—બ્હેન ! આજે હર્ષના સમયમાં શામાટે સંતાપ કરો છો ?

**સુનીતિ**—સખિ ! શો હર્ષનો સમય તેં જોયો કે એવા ખોટા આશ્વાસનથી તું પણ મને દુઃખી કરે છે ?

**સુચરિત્રા**—એ ખોટું આશ્વાસન નથી. બ્હેન ! દુઃખની આ પરિસીમા છે. તો હવે પછી સુખ આવવુંજ જોઇએ. માટે આજે હર્ષનો સમયજ સમજવો.

**સુશીલા**—દેવિ ! સુચરિત્રાનું કહેવું મ્હને પણ સત્ય લાગે છે.

**સુનીતિ**—કેવી રીતે ?

**સુશીલા**—દેવિ ! સખ્ત તાપ પડ્યા સિવાય સકળ લોકના જીવનરૂપ વરસાદની વૃષ્ટિ કયાં કોણે જોઇ છે ?

**સુનીતિ**—તોપણ અનેક અસત્ય આળ ચડાવવામાં ચતુર ચિત્તવાળી સુરુચિ પાસેથી સુખની આશા કયાંથી ? ( આંસુ પાડે છે. )

**સુચરિત્રા**—બ્હેન ! પરમેશ્વર પોતાની અપાર અનુપમ દયાળુતાથી અપરાધી જનોના અસંખ્ય અપરાધો સહન કરી શકે છે તોપણ તે આવા અસત્ય આરોપરૂપી અપરાધને તો સહન નહિજ કરે.

**સુનીતિ**—( ઉંડો નીસાસો નાંખીને ) હા ! તેથી પણ મ્હને સુખની આશા શી ?

**સુચરિત્રા**—દેવિ! પછી તો મન, વચન ને કર્મથી પોતાના જીવિતેશ્વરના હિતમાંજ ત્હમારી બુદ્ધિ મગ્ન હોવાથી સકળ લોકને સુખ આપનારો તમારો ઉદય ધ્રુવના જેવો અચળ ને અડગ જામશે.

**સુનીતિ**—( સંભ્રમથી ઉઠીને ) ક્યાં છે વત્સ ધ્રુવ? ( આંખના આંસુને સાડીના છેડાથી લુછી નાંખી ચારેકોર જુએ છે )

( સમાનવયના વિદ્યાર્થીઓ સાથે ધ્રુવ પ્રવેશ કરે છે. )

**ધ્રુવ**—માતુઃશ્રી! હું ધ્રુવ આપને અભિવંદન કરૂં છું.

**સુનીતિ**—વત્સ! દીર્ઘાયુ થા.

**ધ્રુવ**—( સુનીતિનાં રોવાથી રાતાં થયેલાં નેત્રો તથા ઉત્સાહરહિત મુખ જોઇને ) માતુઃશ્રી! ( એમ કહી અટકી જાય છે. )

**સુનીતિ**—પુત્ર! શું કહે છે? ત્હારાં મધુર વચનો સાંભળવા આ કર્ણો તત્પર છે.

**ધ્રુવ**—માતા! હું જેવો પુત્ર છતાં આપના મુખારવિંદ ઉપર રોવાની અસર જણાય છે તો હવે મ્હારા જન્મ અને જીવતર નિષ્ફળ છે. અથવા મ્હારા જેવા તુચ્છ બાળકની જન્મ અને જીવતરની નિષ્ફળતાની વાત વિસારી મૂકીએ તોપણ સર્વે મહીપતિ મંડળના માથાના મણિરૂપ મહારાજા ઉત્તાનપાદ જેવા મ્હારા પિતા છે છતાં તમે શામાટે શોચ કરો છો તે હું સમજી શકતો નથી.

વસંતતિલકા.

જેની અરે જનની દુઃખથકી ઝૂરેછે;
સંતાપથી તપી જળે નયણાં ઝરેછે;
તેનો અરે ઉદય કે જય ક્યાં થવાનો?
ક્યાંથી અરે જગતમાં જશ જામવાનો?

માલિની.

નયનકમળમાંથી ઉષ્ણ આ અશ્રુધારા,
દડદડ વહી માતા! ભીંજવે ગાલ ત્હારા;
નિરખી હૃદય ફાટે ધૈર્ય ધોવાઈ જાય,
સકળ અફળ મ્હારૂં પૂર્વનું પુણ્ય થાય.

( ગદ્‌ગદ્ કંઠે વધારે બોલી ન શકવાથી માતાના ચરણમાં પડે છે )

સુનીતિ—(મનમાં) મ્હારા દુઃખનો ભાર કુમાર ઉપર નાંખવો યોગ્ય નથી, કેમકે બાળકમાં એવો દુઃખભાર ઉપાડવા શક્તિ પણ હોય નહિ.

સુશીલા—સુચરિત્રા! પાંચ વર્ષની વયના કુમારની માતૃભક્તિ પણ કેવી આશ્ચર્યકારક છે?

સુનીતિ—(ધ્રુવને ઉપાડી ગાઢ ભેટીને-પ્રકાશમાં) વત્સ! ત્હેં જે કહ્યું તે સર્વ જો હું ખેદનાં આંસુ પાડતી હોત તો તો સત્ય ગણાત. પરંતુ જ્યાં મ્હને હર્ષનાં આંસુ ઝરે છે ત્યાં યોગ્ય નથી.

ધ્રુવ—(કંઈક આશ્વાસન પામીને) માતા! ત્યારે આજે એવું તે હર્ષનું કારણ શું છે કે તમારી દૃષ્ટિ હર્ષના આંસુ વરસનારી થઈ છે?

સુનીતિ—વત્સ! તું જાણે છે કે આજે ત્હારો જન્મદિવસ છે.

ધ્રુવ—હા, જાણું છું પણ તેથી શું?

સુનીતિ—પુત્ર! સત્પુત્રના સદ્‌ગુણોથી "રત્નપ્રસૂતા" નું પદ પામનારી ત્હારા જેવા સુપુત્રોની માતાને પુત્રના જન્મદિવસ કરતાં વધારે મોટું બીજું કાંઇ હર્ષનું કારણ નથી, તેથી ત્હને આજે પાઠશાળામાંથી સુશીલ અને સમાન વયના વિદ્યાર્થીઓ સાથે વિદ્યાવિનોદમાં મગ્ન થતો આવતો જોયો એટલે મ્હારી આંખમાં હર્ષનાં અશ્રુ ભરાઇ આવ્યાં. માટે ત્હારે એ વિષે કાંઇ ચિંતા ન કરવી.

ધ્રુવ—કેમ, આર્યા સુશીલા અને સુચરિત્રા! તમારાં પ્રિય સખીરૂપ મ્હારાં માતુઃશ્રીનું કહેવું બરાબર છેનાં?

સુશીલા } (મનમાં) સુનીતિ એ લીધેલ રસ્તોજ આપણે લેવો યોગ્ય છે.
સુચરિત્રા } (પ્રકાશ) કુમાર! તમારા જેવા સત્પુત્રની માતાનાં નયનોમાં હર્ષનાંજ આંસુ આવવાં સંભવે છે, શોકનાં નહિ.

ધ્રુવ—માતુઃશ્રી! જો તમારાં નયનોમાં આવેલાં અશ્રુ ખેદનાં ન હોય તો પછી આ પૃથ્વીમાં એથી વધારે બીજું મ્હારું શું ધન્યપણું છે? આપનો આનંદ એજ મારૂં જીવન સર્વસ્વ છે.

સુનીતિ—(આશ્ચર્યથી મનમાં) અહો, સાંજ તો થવા આવી. માટે હવે કુમારને મહારાજની આજ્ઞા મુજબ તેમની પાસે મોકલું (પ્રકાશમાં) વત્સ! આજે તારી વર્ષગાંઠનો દીવસ છે અને ત્હારા જાણવામાંજ છે કે વડીલોને વંદન કરવું એ માણસોને સર્વ માંગલ્યનું મૂળ છે તેમાં પણ પિતાનાં ચરણો તો પુત્રોને પર-

મતીર્થરૂપ, પરમદૈવતરૂપ ને પરમસર્વસ્વરૂપ છે તો તું તારા પિતાને ને તમામ વડીલોને પ્રણામ કરી તુરત પાછો આવ ને તારૂં વદન જોવાને આતુર આ લોચનોને આનંદ આપ.

**ધ્રુવ**—જેવી માજીની આજ્ઞા. આજ્ઞા પ્રમાણે વર્તી હમણાંજ આપનાં ચરણારવિંદમાં હાજર થાઉં છું (ઉઠે છે.)

**સુનીતિ**—વત્સ! ત્હને કહેવાનું એક વાતું હું ભૂલી ગઇ.

**ધ્રુવ**—ફરમાવો માજી, આપની આજ્ઞા ઉઠાવવા આ આધીનજન તૈયારજ છે.

**સુનીતિ**—પુત્ર! તું જાણે છે કે પિતાથી સોગણી માતા છે.

**ધ્રુવ**—એ વાત હું સદ્‌ગુરુની કૃપાથી જાણું છું તો—

**હરિગીત.**

માજી! નહિ તે વિષયની હૃદયે કશી ચિંતા કરો<br>
જાઇશ પહેલો માત સુરુચિ પાસ હું ભક્તિભર્યો;<br>
વંદી વિનયથી તેમને, પછી તાત પદકમળે નમું,<br>
તુજ ચરણકમળે સઘ આવી ભ્રમરવત ભાવે ભમું.

**સુનીતિ**—વત્સ! તો ભલે તું ગુરુજનને અભિવંદન માટે જા. ને હું પણ ત્હારા ઉદયની વૃદ્ધિ અર્થે સદાશિવની સેવા કરવા જાઉં છું. (સુનીતિ તથા તેની સખીઓ જાય છે.)

**ધ્રુવ**—(મનમાં) મ્હારૂં મંગળ ઇચ્છવાવાળાં માતુઃશ્રી ગયાં. સુશીલા અને સુચરિત્રાની સાક્ષી છતાં પણ મ્હને આજે માતુઃશ્રીના રોવાના નિમિત્તમાં વિશ્વાસ આવતો નથી. મને લાગે છે કે તેમનું મન કાંઇક જૂદીજ પ્રકારની ઉદાસીમાં છે. કેવળ મ્હારા દુઃખથી પુત્ર દુઃખી થશે આ વિચારે માતુઃશ્રીએ હર્ષનું બ્હાનું કાઢી પોતાની મનઃપીડા છાની રાખી જણાય છે. અહો માતાની કેવી મહદ્ વત્સલતા? ઘણો વિચાર કર્યા છતાં પણ તેમના દુઃખનું કારણ સમજાતું નથી. (ઘણી વાર વિચારીને) હાં, સમજાયું. મહા ધીરજવાળાં માતુઃશ્રીને શોકયના સંતાપ સિવાય બીજું કશું કારણ ધીરજ હરનારૂં હોય એમ જણાતું નથી (પ્રકાશમાં) મિત્રો! સંધ્યા સમય થવા આવ્યો છે માટે ચાલો તમે સહુ હવે પોતપોતાને ઘેર ખુશીથી જાઓ. હું પણ મારાં માતા અને પિતાના ચરણમાં અભિવંદન કરી આત્માને કૃતાર્થ કરૂં. (સર્વે જાય છે.)

**पेहलो अंक समाप्त.**

# અંક બીજો.

## પ્રવેશ પેહેલો.

### સ્થળ—સુરુચિનો મહેલ.

પાત્રો—સુરુચિ, અને અભ્યસૂયા.

સુરુચિ—( પ્રવેશ કરતાં દીર્ઘ નીસાસો નાંખીને ) હા ! સુનીતિ માટે અનેક ઉપાયે ઉપજાવેલી અરૂચિ મહારાજના મનમાં સ્થિર થતી નથી. મહારાજને સુનીતિ સાથે નથી દર્શનનો સંબંધ, નથી સ્પર્શનો સંબંધ, નથી બોલવાનો સંબંધ, તેમ નથી સાથે બેસી ભોજનનો સંબંધ. તોપણ તેના તરફ ઉપજાવેલી અરુચિને સુનીતિનું લેખલાલિત્ય ઉખાડી નાંખે છે. માટે હવે તો તેના પત્રો વાંચવાનો સંબંધ પણ કોઇ યુક્તિએ દૂર કરવો જોઇએ. આવા કામમાં મ્હારી પ્રિય સખી અભ્યસૂયા કુશળ છે. અરે, હું અનસૂયાને ઉખેડનારી અભ્યસૂયાને ક્યારે જોઇશ ? ક્ષણ પણ મારા હૃદયથી દૂર ન થનારી એ પ્રિય સખીને મારું હૃદય દુઃખ ક્યારે જણાવીશ ? ( આમ તેમ ફરે છે. એટલામાં અભ્યસૂયા પ્રવેશ કરે છે. )

અભ્યસૂયા—( મનમાં ) દૈવયોગે, દુઃખવિના પણ હું દુઃખી છું. સુરુચિના સ્વાભાવિક સ્નેહે મ્હને સઘળું સુખરૂપ છે તોપણ બીજાનો ઉદય દેખી અહોનિશ મ્હારા અંતરમાં આગ સળગ્યા કરે છે. ( જોઇને ) અહો ! મ્હારી પ્રિય સખી તો અહીંજ દેખાયછેને શું ? તો ચાલ તેની પાસે જાઉં. ( પાસે જઇને ) દેવિ ! જય પામો જય પામો. ( પ્રણામ કરે છે. )

સુરુચિ—વ્હાલી અભ્યસૂયા ! ત્હારું મુખકમળ કેમ કરમાઈ ગયું છે ? શું ત્હારું કોઇ કંઇ લઇ ગયું છે ? શું કાંઇ ખોવાઇ ગયું છે ? અથવા કોઇને કંઇ અપાઇ ગયું છે કે હવે ત્હને પશ્ચાત્તાપ થાય છે ?

અભ્યસૂયા—દેવિ ! શિખરિણી.

નથી કોયે લીધું કંઇ પણ લઇ દુઃખ મનને,
નથી આ હાથેથી કંઇ પણ દીધું કોઇ જનને;
નથી ખોવાણું એ પણ મન અરે દુઃખ ધરતું,
જરી જ્યારે કાને પર ઉદયનું વાક્ય સરતું.

સુરુચિ—સખિ ! ભુજંગી.

સુખી તું દિસે પારકા દુઃખમાંહી,
દુખી તું દિસે પારકા સૌખ્યમાંહી;

તું તે તું અરે તું સમું કોણ થાયે?
"અંસૂયા" તને લોક તેથીજ ગાયે.

**અભ્યસૂયા**—દેવિ! મ્હેં તો મ્હારી ઉદાસીનું કારણ કહ્યું પણ ભલા આપ કેમ આજ ઉદાસ જણાઓ છો?

**સુરુચિ**—સખિ! હું ત્હારી પ્રિય સખી છું, તો પછી મ્હારી ઉદાસીનું કારણ વળી કાંઇ બીજું હોય ખરૂં કે?

**અભ્યસૂયા**—દેવિ! જો આપની ઉદાસીનું કારણ પણ પારકો ઉદય, એજ હોય તો કહો કે કોના ઉદયને અસ્ત પમાડવાની આપની ઇચ્છા છે?

**સુરુચિ**—સખિ અભ્યસૂયા! આપણે સુનીતિ ઉપર અરૂચિ ઉપજાવવા અનેક ઉપાયો કર્યા; પણ મહારાજના મનમાં એ અરૂચિ સ્થિર થતી નથી. અને તેને ઉખેડી કાઢનાર સુનીતિનું લેખકૌશલ્યનું રસાયનજ છે.

**અભ્યસૂયા**—દેવિ! ચિંતા ન કરો. હવે પછી મહારાજા એના પત્રને પણ જુએ નહિ, એવો હું ઉપાય કરીશ.

**સુરુચિ**—બેન! તારા બોલવાથી એ બાબતની ફીકર તો દૂર થઇ, પરંતુ એક બીજી ચિંતા મારા મનમાંથી ખસતી નથી.

**અભ્ય**—હું જીવતાં દેવિને ચિંતા કેવી? એ ચિંતા પણ મને જણાવો ને આપ નિશ્ચિંત થાઓ.

**સુરુચિ**—સખિ! સાંભળ ત્યારે. આજે દેવપર સુનીતિનો પત્ર આવ્યો. તે વાંચતાં દેવનું દિલ દયાથી ભીંજાઇ ગયું. એ જોતાં ક્રોધાવેશમાં મ્હારાથી કાંઇ અઘટિત બોલાઇ જવાયું.

**અભ્ય**—આપે શું બોલાયું?

**સુરુચિ**— અનુષ્ટુપ્.

ભરોંસે ભોળવાશો તો, એ અતિ દુઃખ આપશે;
પાપી એ આપને કાપી, ગાદીએ ધ્રુવ સ્થાપશે.

**અભ્ય**—યોગ્ય કહ્યું. એમાં ચિંતા જેવું શું છે?

**સુરુચિ**—મ્હારાં વચન સાંભળતાંજ મહારાજા કાંઇ વિચારમાં પડી ગયા એટલે હવે મ્હને શંકા થાય છે કે કદાચ પૂછે કે "એ તેં શા આધારે જાણ્યું?" ત્યારે મ્હારે શો ઉત્તર આપવો? એજ ચિંતા છે.

**અભ્ય**—બસ, આ જ કે બીજી?

સુરુચિ—શું એ ચિંતા તે કાંઇ થોડી છે?

અભ્ય—અરે! એતો સહજમાં દૂર થઇ શકે એમ છે.

સુરુચિ—કેવી રીતે?

અભ્ય—હું તે સંબંધી ગોઠવણ કરવા જાઉં છું (એમ કહી જાય છે.)

સુરુચિ—અહો! મારી પ્રિય સખીની કપટકળામાં કુશળતાં કેવી છે? સાચાનું ખોટું ને ખોટાનું સાચું કરવું એ તો એને મન રમતજ. વળી રાત દહાડો તે મારા હિતને માટે કેવી તત્પર રહે છે? તેનો ઉપકારભાર હું કદિ નહિ ભૂલું.

અભ્ય—(પ્રવેશ કરીને) દેવીનો જયજયકાર હો. (પ્રણામ કરે છે.)

સુરુચિ—(આશ્ચર્યથી) અહો, અભ્યસૂયા! તું તો તરતજ આવી! ભલે, ભલે, મેં કહેલી બાબત સંબંધે શી ગોઠવણ કરી તે કહે.

અભ્ય—(સુરુચિના કાનમાં કાંઇ કહીને) પછી આપે એમ કહેવું ને મારે અને તેમણે એમ કહેવું.

સુરુચિ—તું કહે છે તેમ કરશું, પરંતુ તે યુક્તિ બરાબર પાર તો ઉતરશે કે? સખી! મારૂં મન બહુ ગુંચવાયા કરે છે અને તેનું સમાધાન ન થતાં ઉલટું વધારે વધારે શંકા અને ભય પામ્યા કરે છે.

અભ્યસૂયા—દેવી! ફીકર ન કરો. મનનો સ્વભાવજ, અથવા મોટામાં મોટો દૂર્ગુણ, વારંવાર શંકા કર્યા કરવાનો છે. તેના ઉપર નિરંતર વિશ્વાસ કરવા જેવું નથી. ચાલો જરા પ્રમદવનમાં જઇએ. ત્યાં ફરવા હરવાથી આનંદને લીધે એ સહુ મટી જશે.

સુરુચિ—ચાલ ત્યારે ત્યાં જઇએ. (બંને જાય છે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રસ્તા ઉપરનો એક ભાગ.

### પાત્રો—બ્રહ્મચારી અને પરમહંસ.

બ્રહ્મચારી—(હાથથી કપડાં બરાબર કરીને) મેં કપટકરંડે બ્રહ્મચારીનો વેશ લીધો છે. પરંતુ આ દાંભીકપણું ક્યાં સુધી નભી શકશે તે અટકળી શકાતું નથી. બ્રહ્મચારી શું અને તેના ધર્મ શું તેની પણ અહીં કોને ખબર છે? તોપણ મારી ગુરૂ અભ્યસૂયાના મંત્રોપદેશથી અને પિશુનાપીડની સહાયથી જોઇએ છીએ કે શું પરિણામ આવે છે.

**પરમહંસ**—( પ્રવેશ કરીને મનમાં ) અહો ! જેને હું શોધતો ફરૂં છું તે તો આંહીજ ભટકે છે ને શું ! ( જરા હસીને પ્રકાશમાં ) બ્રહ્મચારીજી ! નમસ્કાર, નમસ્કાર. ( હાથ જોડે છે. )

**બ્રહ્મચારી**—( મનમાં ) આ વળી કોઇ પરમહંસ જેવો મારા તરફ કોણ આવે છે ? બ્રહ્મચારી રૂપે તેને આવકાર કેવી રીતે આપવો તે પણ મારા જાણવામાં નથી. રખેને પકડાઇ જાઉં. પણ હા, યાદ આવ્યું. ઘણી વખત અનેક બાવા બ્રહ્મચારીને એક બીજાને જયસચ્ચિદાનંદ કેહતાં મેં સાંભળેલ છે. ચાલ હું પણ તેમજ કરૂં. ( પ્રકાશમાં ) જયસચ્ચિદાનંદ મહારાજ ! જયસચ્ચિદાનંદ. ( હાથ જોડે છે. )

**પરમહંસ**—અરે, વાહરે કપટકરંડ ! અહીં વળી આપણા બે વચ્ચેની ખાનગી મુલાકાતમાં સચ્ચિદાનંદ બચ્ચિદાનંદ કેવા ? તને કાંઇ ભૂતપ્રેતનો વળગાડ તો થયો નથીનાં ?

**બ્રહ્મચારી**—( બરાબર જોઇને ) કોણ ભાઇ પિશુનાપીડ ? માફ કરજે. મેં તને આ પરમહંસના વેશમાં ઓળખ્યો નહીં. તેમ અભ્યુસૂયાએ પણ તારા વેશ વિષે કાંઇ વાત કરેલી નહીં. હશે, પણ ભાઇ તું તો અસલ બન્યો છે ને શું ! મને તો મારો વેશજ છતો થઇ જવાની બીક લાગ્યા કરે છે.

**પરમહંસ**—અરે, એમ ડરે છે શું ? એ તો માત્ર હુંજ તને ઓળખી શકું, બીજાનો ભાર નહીં. ચાલ હવે આપણે જલદી જલદી મંત્રના વિધાન માટે પોતપોતાને સ્થાનકે જઇએ.

**બ્રહ્મચારી**—હા, ચાલો. ( બંને જાય છે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—સુરુચિનો મેહેલ.

**પાત્રો—સુરુચિ, અભ્યસૂયા, રાજા અને પાછળથી ઉત્તમાદિ પાત્રો.**

**સુરુચિ**—( પ્રવેશ કરતાં ) પ્રિય સખિ ! અત્યાર સુધી આપણે પ્રમદવનમાં રંગબેરંગી પુષ્પોની સુગંધીથી, અને ફુવારાઓની ધારામાંથી પડતાં અસંખ્ય જલકણની શીતળતાથી, સુવાસિત અને ઠંડો થયેલો મંદ મંદ વેહેતો પવન ખાતાં ખુશીમાં વખત નિર્ગમન કરતાં હતાં. પરંતુ અહીં પાછા આવતાંજ મારૂં મન તો ફરીથી તેવુંને તેવુંજ થઇ રહ્યું છે. અભ્યસૂયા ! તું કહે છે તેમ કરવાથી પણ શું થશે ?

અભ્યસૂયા— ગીતિ.

એ યુક્તિ આચરતાં, તુજ હિત થાશે અપાર ઓ દેવિ !
સદૈવ સુનીતિ તજીને, રાજા રહેશે સુરુચિસદન સેવી.

( એટલામાં "જય જય મહારાજા" એવી નેકી સાથે રાજા પ્રવેશ કરે છે.)

રાજા—( સિંહાસને બેસીને ) પ્રતિહાર ! જા, હવે તારે સ્થાને.

પ્રતિહાર—જેવી દેવની આજ્ઞા. ( જાય છે. )

સુરુચિ—( રાજાને પ્રણામ કરીને ) પ્રાણનાથ ! દીર્ઘકાળે દર્શન દઇ દાસીને કૃતાર્થ કરી.

રાજા—પ્રિયા ! કાંઇક વિચારમાં મારૂં મન મુંઝાયું હતું તેથી તમારી પાસે આવતાં જરા વાર થઇ.

અભ્ય—દેવ ! મહારાજનો મુખચંદ્ર જોયા વિના દેવીની દૃષ્ટિચકોરી અપાર સંતાપ પામેછે, એ આપનું અજાણ્યું નથી.

રાજા—એ હું જાણુંછું પણ શું કરૂં ? વિચારવશ થવાથી મને એ વાતનું વિસ્મરણ થયું.

સુરુચિ—નાથ ! એવો તે કયો વિચાર છે કે જેણે આપના ઉરમાંથી આ દાસીને પણ દૂર કરી ?

રાજા—પ્રિયા ! સુનીતિના સંબંધમાં "ભરોસે ભોળવાશો તો" વિગેરે જે તમે કહ્યું હતું એ વિચાર મને બહુ મુંઝવ્યા કરે છે. પરંતુ ભલા સુનીતિનો એવો ઇરાદો છે તે તમે શાપરથી જાણ્યું ?

સુરુચિ—( મનમાં ) જે વાતની મને શંકા હતી તેજ આગળ આવી. ( બારણા તરફ જોઇ પ્રકાશમાં ) અરે આ કોણ આવે છે ?

( એક દાસી પ્રવેશ કરે છે. )

દાસી—મહારાજનો જયજયકાર હો.

રાજા—( દાસીને ) કદિ ન જોયેલી તું કોણ છે ? કેની દાસી છે ? અને અહીં કેમ આવી છે ?

દાસી—દેવ ! દેવી સુરુચિ—ના ના—દેવી સુનીતિના પિયરથી હું હમણાંજ આવી છું, તેમની દાસી છું ને આ પત્રિકા એમણે આપને આપવા માટે મ્હને મોકલી છે.

**રાજા**—( પત્રિકા લેવા હાથ લાંબો કરે છે. )

**સુરુચિ**—દાસી ! એ પત્રિકા મારા હાથમાં આપ. ( હાથ લાંબો કરે છે. )

**અભય**—એ પત્રિકા મનેજ આપ. ( હાથ લાંબો કરે છે. )

**દાસી**—અભ્યસૂયા ! મહારાજને અથવા દેવી સુરુચિનેજ આ પત્રિકા આપવી એવી અમારી દેવીની આજ્ઞા છે, માટે તને નહિ અપાય.

**અભય**—દેવ કે દેવી તો તેને હાથ પણ નહિ અડાડે. હુંજ તે પત્રિકા લઇ વાંચીશ અને ત્યાર પછી તે દેવ કે દેવી વાંચશે.

**દાસી**—મ્હારી બાઇની આજ્ઞાનું ઉલ્લંઘન કરી તને એ પત્રિકા નહિ અપાય.

**અભય**—તારી બાઇના બધા પ્રપંચો મારા જાણવામાં છે ને એથીજ એ પત્રિકા લેવા મારો આગ્રહ છે.

**રાજા**—અભ્યસૂયા ! શામાટે એવો વાદ કરે છે ? એ દાસી પત્રિકા મ્હને આપે તોપણ ઠીક છે ને દેવીને આપે તોપણ ઠીક છે.

**અભય**—નહિ નહિ દેવ, એમ નહિ બને. આપનું મન સ્ત્રી ચરિત્રોથી અજાણ્યું છે. માટે મ્હારી વિનતિ છે કે મહારાજે તેમજ દેવીએ કોઇ વખત કોઇનો પત્ર વાંચવો નહિ. કેમકે ઝેરથી મેળવેલી શાહીના અક્ષરો વાંચનારના પ્રાણ હરી લે છે. ( દાસીના હાથમાંથી પરાણે પત્રિકા પડાવી લઇ પોતાની મેળે ઉઘાડી વાંચે છે. )

"રાજન્ ! આપે અનસૂયાદ્વારા મ્હને જે ઉપદેશ આપ્યો છે"—

**રાજા**—( મનમાં ) આવું લખાણ સુનીતિનું ન હોય.

**અભય**—દેવિ ! દેવિ ! મ્હારી આંખે અંધારા આવે છે, તોપણ જેમ તેમ કરી બાકીનું વાંચી સંભળાવું છું.

**સુરુચિ**—ફેંકીદે, ફેંકીદે, એ પત્રિકા. બાકી શું હશે તે તો સમજાય છે.

**અભય**—( નેત્ર પીડા બતાવતી બાકી રહેલો ભાગ વાંચે છે. )
"તેથી પણ મારૂં ચિત્ત સંતુષ્ટ થયું છે, અને હું મ્હારા ભાગ્ય ઉપર નજર રાખી બેઠી છું."

( વાંચી રહીને ) દેવિ ! છેલ્લા પ્રણામ કરૂં છું ( મૂર્છા ખાઇ પડે છે. )

**રાજા**—( આશ્ચર્ય સાથે ) પ્રિયે ! આ શું ?

**સુરુચિ**—( આંખમાં પાણી લાવીને ) પ્રાણ ! આ પ્રત્યક્ષ પુરાવો. જો આપે અથવા મેં આ પત્રિકા વાંચી હોત તો જે દશા આ બિચારી અભ્યસૂયાની થઇ એ આપણી થાત.

( અભ્યસૂયાને પાણી છાંટે છે. )

**રાજા**—પ્રિયે ! આ સૌ અભ્યસૂયાનો ઢોંગ છે. આ લેખ પણ સુનીતિનો નથી, એ એનાં વાક્યોની કઠોરતાજ કહી દેછે. તોપણ તમારો જો એવોજ નિશ્ચય હોય તો લાવો એ પત્રિકાના અક્ષરો હુંજ વાંચુ ને તમારી ખાત્રી કરાવું.

( અભ્યસૂયાના હાથમાંથી ભોંયે પડેલી પત્રિકા પોતે હાથમાં લે છે. )

**સુરુચિ**—( ઉતાવળે ઉઠીને ) નાથ ! નાથ ! આ શું ? કોઇ કદિ ઝેરની પરીક્ષા કરતું હશે શું ?

( રાજાના હાથમાંથી ખેંચી લઇ પોતે પત્રિકાના ઝીણા ઝીણા કકડા કરી નાંખે છે. )

**અભ્યસૂયા**—( થોડીવાર પછી મૂર્છા ઉતરી ગઇ હોય એમ બેઠી થઇને ) મહારાજ ! " શું આ સૌ અભ્યસૂયાનો ઢોંગજ છે કે ? "

**રાજા**—ભલે ઢોંગ ન હોય. તોપણ ભલા કહે જોઇએ તું જો મૂર્છામાં હતી તો તેં મારૂં કહેવું કેમ સાંભળ્યું ?

**અભ્યસૂયા**—મહારાજ ! મૂર્છા વળતી વખતે જે કાંઇ કહેવામાં આવે તે મૂર્છિત માણસે સંભળાય ખરૂં પણ કહી શકાય નહિ. તેથી તે સમયે સાંભળેલું હમણાં નિવેદન કરૂં છું.

**સુરુચિ**—( સક્રોધ ) અરે, નિર્દયની પાસે નિવેદન શું ? દંભવિનાની, વિશ્વાસવાળી અને પ્રીતિપાત્ર તો આજે સુનીતિજ છે. આપણે નહિજ. માટે બહુ બોલવું બંધ રાખ.

**રાજા**—પ્રિયા ! શું આવો આરોપ પણ મારે પુરાવાવિના પ્રમાણ ગણવો ?

**સુરુચિ**—પ્રત્યક્ષ પુરાવો પાસે છતાં બીજા પુરાવાની શી જરૂર ?

**અભ્ય**—દેવિ ! ધીરાં થાઓ, ધીરાં થાઓ, વ્હાલા ઉપર રોષ કરવો ઘટે નહિ.

**સુરુચિ**—એ સૌ વ્હાલીના ધર્મો છે. મ્હારા જેવી અણવ્હાલીના નહિ.

**અભ્ય**—દેવિ ! શાંત થાઓ, શાંત થાઓ, દેવનું દિલ નિષ્પાપ છે. વળી દેવીએ અનેકવાર આ નીતિ વાક્ય સાંભળ્યું છે કે—

## ગીતિ.

ગમતું કે અણગમતું, શુભ લાગે કે અશુભ છો લાગે;
વણ પૂછ્યે પણ કથવું, શુભ ઈચ્છનારે સદાય અનુરાગે.

**સુરુચિ**—પણ સંભળનાર હોય તો કહેવુંનાં? ત્હારું કહેવું અહીં સાંભળે છે કોણ?

**અભ્ય**—ભલેને ન સાંભળે? હું તો મ્હારા ધર્મ પ્રમાણે કહેવાનીજ.

**રાજા**—અભ્યસૂયા! તારે કહેવાનું હોય તે કહે, હું સાંભળું છું.

**અભ્ય**—દેવ! આપના બોલવાથી મને કંઇ ખેદ નથી. આપનું મન મ્હને દંભી માને તોપણ ઠીક છે, અને ખોટી મૂર્છાથી પડેલી માનતું હોય તોપણ ઠીક છે. પણ મહાકાળીના મંદિરમાં જે બ્રહ્મચારી રહે છે તથા મહાકાળેશ્વરના મંદિરમાં જે પરમહંસ રહે છે, તેમને બોલાવીને પૂછશો તો કોણ દંભી છે ને કોણ દંભવિનાનું છે, કોણ આપનું પ્રિય ઇચ્છનાર છે ને કોણ અપ્રિય ઇચ્છનાર છે, કોણ વિશ્વાસપાત્ર છે ને કોણ અવિશ્વાસપાત્ર છે એ સૌ ખુલ્લું થઇ રહેશે.

**રાજા**—દ્વારપાળ!

**દ્વારપાલ**—( પ્રવેશ કરીને ) આજ્ઞા મહારાજ.

**રાજા**—જા, મહાકાળીના મંદિરમાંથી બ્રહ્મચારીને તથા મહાકાળેશ્વરના મંદિરમાંથી પરમહંસને તરત તેડી લાવ.

**દ્વાર**—જેવી આજ્ઞા. ( જાય છે. )

( થોડીવારે દ્વારપાલ પાછળ બ્રહ્મચારી ને પરમહંસ પ્રવેશ કરે છે. )

**બ્રહ્મચારી**<br>**પરમહંસ** } મહારાજનો જય જય હો.

**રાજા**—( હાથ જોડી ) મહાનુભાવો! પધારો, અને આ આસનોને શોભાવો.

( બંને તેમ કરે છે. )

**સુરુચિ**—( બંનેને ) હમણાં અહીં આપ શું કરો છો?

**બંને**—પરમેશ્વરી અને પરમેશ્વરનું પૂજન કરીએ છીએ, અને સૌના સુખ સારૂ મહામંત્રના જપમાં વખત વીતાવીએ છીએ.

**અભ્યસૂયા**—મહાત્માઓ! રાજા પાસે કદિ પણ અસત્ય બોલવું ન જોઇએ.

**બંને**—અમે સત્યજ બોલીએ છીએ, અસત્ય નહિજ.

**સુરુચિ**—બ્રહ્મચારી ! તમે ક્યાંથી ને ક્યારે આવ્યા છો ?

**બ્રહ્મચારી**—દેવિ ! હું છ મહીના થયાં દક્ષિણ દેશથી અહીં આવ્યો છું.

**સુરુચિ**—( પરમહંસને ) અને આપ ક્યારે ને ક્યાંથી પધાર્યા છો ?

**પરમહંસ**—હું ચાર માસ થયાં ઉત્તરમાંથી અહીં આવ્યો છું.

**અભય**—મહાત્માઓ ! સત્ય કહેજો કે મહાકાળી અને મહાકાળેશ્વરના મંદિરમાં તમે જે અનુષ્ઠાન આદર્યાં છે તે કોના કહેવાથી ને કયા કારણથી ?

**બંને**—દેવિ સુરુચિ—ના ના—દેવી સુનીતિની આજ્ઞાથી અમે મહારાજ તથા મહારાણીના મારણને માટે વરૂણીમાં વરાયેલા છઇએ.

**રાજા**—જ્યારે તમે ચાર ચાર ને છ છ માસથી એ મારણ મંત્રો ભણો છો ત્યારે કેમ હજુ તે સફળ થયા નહિ ?

**બંને**—પણ અમે એ મારણ મંત્રનું અનુષ્ઠાન કરીએ તો સફળ થાય નાં ? જો કે દેવી સુનીતિની તો આપ બંન્નેને માટે મારણ પ્રયોગ કરવાની આજ્ઞા હતી, પણ અમે એમ ન કરતાં આપનું કલ્યાણ કરવાના મંત્રોનો જપ કરીએ છીએ, એટલે માઠું ફળ કેમ થાય ?

**સુરુચિ**—પ્રાણનાથ ! સુનીતિનો અભિપ્રાય હવે જણાયો ? હવે કોઇ બીજા પુરાવાની જરૂર છે ? અભ્યસુયા ઢોંગી છે કે નહિ, તેમ એ આપણી હિતેચ્છુ છે કે નહિ, એનો હવે આપજ વિચાર કરો.

**રાજા**—દેવિ ! હું બધું દેખું છું ને સાંભળું છું, તોપણ મારૂં ચંચળ ચિત્ત શંકાશીલ મટતું નથી.

**સુરુચિ**—( સકોપ ) જો હજુ પણ આપનું મન શંકાશીલ છે તો હવે આપે સુખેથી સુનીતિ સમીપેજ રહેવું. હા ! નિષ્કપટ મનવાળી હું આપની કપટકળાથી હણાણી છું. ( આંસુ પાડેછે. )

**અભય**—ભગવાન બ્રહ્મચારી ને પરમહંસ ! આપ ખુશીથી પધારો. અને દેવ તથા દેવીનું જેમ કલ્યાણ થાય તેમ નિરંતર કરજો.

**બંને**—( કંપસહિત ) અરે, દેવ તથા દેવીનું સ્વપ્નમાં પણ અકલ્યાણ કોણ ઇચ્છે ? ( જાય છે. )

**રાજા**—( સંદેહમાં પડી જવાથી બોલ્યાવિના બેસી રહે છે. )

**અભય**—( સુરુચિના કાનમાં ) દેવિ ! મહારાજના મનમાં હજુ આપણા ઉપર વિશ્વાસ આવતો નથી માટે હવે આપણે વાતને ફેરવવી જોઇએ. કારણ કે અતિ આગ્રહ એક બીજામાં અરુચિ ઉપજાવે છે.

**રાજા**—( પ્રકાશમાં )  ગીતિ.

અધમ સંગના તાપે, સજ્જન જનનેય તાપ જે થાતો;
શાંત ન તે તો આપે, ઉત્તમ સંગતિસુધા વિના થાતો.

**અભ્યસૂયા**—દેવિ ! કુમાર ઉત્તમને જોવાની મહારાજાની મરજી જણાય છે માટે તેને તેડી લાવું. ( જાય છે. )

**રાજા**—( મનમાં ) ઉત્તમજનોની સંગત્તિ વિષે મેં કહેલા વાકયનો અર્થ અભ્યસૂયાએ કુમાર ઉત્તમ વિષે ધાર્યો. ભલે, તે પણ મ્હને પ્રિય છે. કેમકે સંદેહ-સમુદ્રમાં મુંઝાએલું મારૂં મન નિર્દોષ કુમારના વચનામૃતથી ક્ષણવાર શાંત થશે.

( ઉત્તમ પ્રવેશ કરે છે. )

**ઉત્તમ**—( નમીને ) પિતાશ્રી ! આ ઉત્તમ આપને પ્રણામ કરે છે.

**રાજા**—વત્સ ! દીર્ઘાયુ થા. કહે વારૂ, પાઠશાળાથી આવ્યા પછી આટલો સમય તું કયાં હતો ?

**ઉત્તમ**—પિતાશ્રી ! એ સમય મેં માતુશ્રી સુનીતિ સમીપમાં ગાળ્યો.

**રાજા**—પુત્ર ! સુનીતિ ત્હારીપર ધ્રુવના જેવોજ સ્નેહ રાખે છે કે ?

**ઉત્તમ**—અરે, ધ્રુવથી પણ વિશેષ. પિતાજી ! વધારે શું કહું ? જેવો સ્નેહ માતુશ્રી સુનીતિનો મ્હારે વિષે છે તેવો તો મારાં માતુશ્રી સુરુચિનો પણ હું જોતો નથી.

**સુરુચિ**—( રોષ સહિત મનમાં ) હા, ધિક્કાર છે કે મ્હારો પુત્ર પણ મ્હારી વિરૂદ્ધ બોલે છે ?

**રાજા**—વત્સ ! સુનીતિ તારાપર ધ્રુવ કરતાં પણ વિશેષ પ્રીતિ રાખે એ વાત મારૂં મન માની શકતું નથી.

**સુરુચિ**—નાથ ! એ બાળક બાળબુદ્ધિવાળો છે. સુનીતિના કપટવાળા સ્નેહસમુદ્રમાં જ્યારે આપ જેવા પણ ગોથાં ખાય છે ત્યારે બિચારા આ બાળકનું તો ગજાુંજ શું ?

**રાજા**—( કંઇ પણ બોલ્યા સિવાય બેસી રહે છે. )

**ઉત્તમ**—( ઉભો થઇ હાથ જોડી )

## માલિની.

નહિ નહિ નહિ માતા ! બોલવું યોગ્ય આવું,
સુખદ સુનીતિકેરો સ્નેહ હું શું ગણાવું ?
વરણન કરવાને વાણીમાં શક્તિ છે નૈં,
મન કપટ ભરેલું એમનું લેશ છે નૈં.

## દોહરા.

નિજ સુતસમ મુજને ગણે, માત સુનીતિ સુજાણ;
મન વાણી ને કર્મથી, કરતાં સહુ કલ્યાણ,
આ ધ્રુવ, આ ઉત્તમ અરે, એવો ભેદ ન નેટ;
જાણે અમને બેયને, એક પોતાનું પેટ.

**સુરુચિ**—બસ કર, બસ કર, જાણી તારી બોલવાની ચતુરાઇ. લવારો છોડી હવે છાનો રહે.

**રાજા**—પુત્ર ઉત્તમ, ધન્ય છે તને, તારી ઉત્તમતા તારાં વચનોપરથીજ પ્રકટ થાય છે. ખરે મન, વચન અને કર્મમાં તારા જેવા રાજપુત્રો પૃથ્વીપર થોડાજ છે. ( આલિંગન દઇ ઉત્તમને પોતાના ખોળામાં બેસાડે છે. )

**સુરુચિ**—મહારાજ ! તમે તમારી પ્રિયા સુનીતિને મંદિરેજ હવે મ્હાલો. મ્હારે તમારૂં કે તમારા પુત્રનું હવે કાંઇ કામ નથી. તમને તો તમારી એ પ્રાણપ્યારીનાં વખાણ કરનારાં, આ બાળકનાં વચનો કાનમાં અમૃત જેવાં મીઠાં લાગે છે પણ મને તો તે ઝેર જેવાં લાગે છે. અહો ! અદ્દભુત છે એની કપટકળા અને વશીકરણ શક્તિ, કે જેનાથી માણસ દેખતો છતાં આંધળો બને, અને સાંભળતો છતાં પણ બ્હેરો બને ! એ પાપીણી પ્રત્યેક તીર્થમાં, ક્ષેત્રમાં, પર્વતમાં અને અરણ્યમાં બ્રાહ્મણો, બ્રહ્મચારીઓ, પરમહંસો તથા અબધૂતો મોકલે છે, અને તેમની દ્વારા મારણ, મોહન, વશીકરણ, ઉચ્ચાટન તથા સ્તંભન વગેરે અનેક કર્મો હમેશાં પૂર્ણ પ્રયત્ને કરાવે છે. અહા ! આવી સુનીતિમાં દેવને અંશમાત્ર અભાવ ઉપજતો નથી, અને મારા જેવી ભોળી ભામિની ઉપર પળે પળે અપ્રીતિ ઉપજે છે, એ મારાં મંદભાગ્ય છે. હા ! હવે હું ક્યાં જાઉં ? શું કરું ? ( વિલાપ કરી રૂવે છે. )

**રાજા**—દેવિ ! કારણવિના ક્લેશ શામાટે કરે છે ? કયારે મ્હને સ્વપ્નમાં પણ ત્હારે માટે અરુચિ ઉપજી છે ? દરેક દિવસે, દરેક પહોરે, દરેક ઘડીએ ને દરેક ક્ષણે ત્હારા મનને ગમે એવાંજ કામો હું કરુ છું, તેમ છતાં આવો અસત્ય આરોપ મૂકવાના પાપથી પણ તું કેમ બ્હીતી નથી ?

**ઉત્તમ**—માજી ! મ્હને તો જે અનુભવ હતો તે સઘળો મેં કહ્યો છે, તોપણ તે સાંભળતાં જો આપને ક્રોધ થતો હોય તો હું હવે મુંગોજ રહીશ.

**સુરુચિ**—ઉત્તમ ! મહારાજ તો પોતાની મરજી પ્રમાણે મહાલવાને સ્વતંત્ર છે, પણ ત્હારે તો હવે પછી ધ્રુવ અને સુનીતિ સાથે બોલવું પણ નહિ, એ મ્હારી આજ્ઞા છે.

**ઉત્તમ**—માજી ! એમ કાંઇ થાય ? જો દૂધમાં નાંખેલું માછલું જળવિના જીવી શકે, તોજ હું ધ્રુવવિના જીવી શકું. જો મારી પણ તેવીજ દશા જોવાની આપની ઇચ્છા હોય તો ભલે, આપની આજ્ઞાને હું આધીન છું. (મૌન ધરી ઉભો છે.)

**સુરુચિ**—(ક્રોધથી) ધિઃકાર છે મૂર્ખ, ત્હારાં વચનોથીજ ત્હેં ત્હારી બેવકૂફી બતાવી છે. ત્હારે જો ધ્રુવ ઉપર એવીજ અતિ પ્રીતિ હોય તો મ્હારે ત્હારું કામ નથી. તારૂં મોં પણ મ્હને દેખાડીશમાં. જા, જા, તરત જા. દરરોજ સેવકની પેઠે ધ્રુવની સેવા કર. (આંસુ પાડતી ક્રોધથી નીકળી જાય છે.)

**રાજા**—વત્સ ! ક્રોધાવેશમાં તારી માતા ચાલ્યાં ગયાં. ચાલો આપણે પણ સાયંસંધ્યા અને ઉપાસના માટે નજરબાગની વાવને તીરે જઇએ.

**ઉત્તમ**—જેવી પિતાજીની આજ્ઞા. આ રસ્તે પધારો. (બંને જાય છે.)

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—સુરુચિનો રાજમહેલ.

### પાત્રો—સુરુચિ અને ધ્રુવ.

(રોષાવેશમાં પરવશ સુરુચિ અને પાછળથી ધ્રુવ પ્રવેશ કરે છે.)

**ધ્રુવ**—(મનમાં) આ માતા સુરુચિનો મહેલ, વળી આ રહ્યાં માતુઃશ્રી સુરુચિ. અહો ! આજે તો એમને કોઇએ ક્રોધી કર્યાં જણાય છે, તેથી તેઓ હું પાસે હોવા છતાં મ્હને જોઇ શકતાં નથી. હશે, હમણાં ધીરે ધીરે જે હશે તે જણાશે. (પ્રકાશમાં) દયાળુ માતુઃશ્રી ! આપનાં ચરણારવિંદનો દાસ આ ધ્રુવ આપને પ્રણામ કરે છે. (પ્રણામ કરે છે.)

**સુરુચિ**—(ક્રોધાવેશમાં ન સાંભળવાથી) જા, જા, સેવકની પેઠે ધ્રુવનીજ સેવા કર.

**ધ્રુવ**—( આશ્ચર્ય પામી, મનમાં ) અહો ! માતુઃશ્રીની ભ્રાન્તિ તો અપૂર્વ જણાય છે. ( સુરુચિના ચરણમાં પડીને ) માતુઃશ્રી ! હું ધ્રુવ આપને પ્રણામ કરૂં છું.

**સુરુચિ**—( સંભ્રમમાં ધ્રુવને જોતાં લાજથી નીચું જોઇ થોડીવારે ) વત્સ ! આ વર્ષે ત્હને [1]સ્વસ્થતાનો અનુભવ કરાવો.

**ધ્રુવ**—( હાથ જોડીને ) માતુઃશ્રી ! મહા કૃપા કરી. આપની આજ્ઞા હોય તો કાંઇ પૂછવા ચાહું છું.

**સુરુચિ**—બોલ, શું પૂછવું છે ?

**ધ્રુવ**—"સેવકની પેઠે ધ્રુવનીજ સેવા કર" એમ હમણાં આપે કયા સેવકને આજ્ઞા કરી ?

**સુરુચિ**—ત્હારા ભાઇ ઉત્તમને.

**ધ્રુવ**—( કાનમાં આંગળીઓ ખોસીને ) માજી ! એ આપ શું બોલ્યાં ? ઉત્તમ તો મ્હારા બહિશ્ચર પ્રાણ ને હૃદય છે. હું અને તે એક રૂપ હોવાથી તેમાં સેવ્યસેવકપણું કેમ સંભવે ?

**સુરુચિ**—એ સૌ જ્યાં સુધી ત્હારા પિતાશ્રી જીવે છે ત્યાં સુધી છે. પણ જ્યારે તું રાજા થઇશ ત્યારે તું સેવ્ય અને એ મૂઢ બુદ્ધિવાળો ઉત્તમ ત્હારો સેવક, એમ અવશ્ય બનવાનું.

**ધ્રુવ**—( ફરીથી કાનમાં આંગળીઓ ખોસીને ) માજી ! માજી ! આવું અમંગળ આપ કાં બોલો ? મારા પૂજ્ય પિતાજી હજારો વર્ષ પૃથ્વીનું પાલન કરો. મ્હને રાજા થવાની સ્વપ્નમાં પણ ઇચ્છા નથી. અરે રાજપદ તો શું પણ પરમેશ્વરપદ ઉપર પણ તમારા વિના, ઉત્તમ વિના, પિતાજી વિના કે મ્હારાં માતુઃશ્રી વિના મ્હને ચડવાની ઇચ્છા નથી.

**સુરુચિ**—( મનમાં ) વશીકરણ મંત્રના અક્ષરોની પેઠે આ બાળકના અક્ષરો કોને કોને પોતાને વશ નહિ કરે ? ( પ્રકાશમાં ) પુત્ર ! એ ત્હારી બાળક બુદ્ધિ છે. એ બાબતમાં ત્હારી માતાને પૂછજે, તેનો કાંઇ જૂદોજ પ્રકારનો વિચાર છે.

**ધ્રુવ**—મ્હારી માતાનો વિચાર મ્હારા કરતાં સ્વપ્નમાં પણ જૂદો હોય નહિ, ને હોય ? તો શું છે તે જણાવો.

**સુરુચિ**—મ્હારે એ શામાટે કહેવું ? મહારાજા એ સઘળું જાણે છે ને તેજ તને બધું કહેશે.

---

૧ શાન્તિ, સ્વર્ગમાં સ્થિતિ. ધ્રુવના સમજવામાં પહેલો અર્થ સ્ફૂર્યો છે, પણ સુરુચિના મનમાં તો તું "મરણ પામજે" એમ કહેવાનોજ આશય છે.

**ધ્રુવ**—માજી ! એ જૂદો પ્રસંગ છે. રજા આપો તો હું પિતાશ્રીને પ્રણામ કરવા જાઉં.

**સુરુચિ**—ભલે, ખુશીથી જા. (ધ્રુવ પ્રણામ કરી નીકળી જાય છે.)

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—રાજમહેલ.

### પાત્રો—રાજા, ઉત્તમ, ધ્રુવ ને પાછળથી સુનીતિ.

**ધ્રુવ**—( માર્ગમાં ચાલતાં મનમાં. )

**મંદાક્રાંતા.**

રે, રે, કેવાં કઠણ વચનો, ચિત્તને ભેદનારાં,
બોલ્યાં આજે સુરુચિ હમણાં, સ્નેહને છેદનારાં;
કાં તો માતા સુરુચિ નહિ એ, કાં કહ્યું કાંઈ જૂદું,
કાં મ્હેં મોહે પરવશ થતાં સાંભળ્યું કાંઈ જૂદું.

અથવા એવી ચિંતા કરવાથી શો લાભ ? જે હશે તે પિતાશ્રીને પૂછતાં જણાશે. ( આગળ જઈ, જોઈને ) અહો ! આજ સભામંડપમાં પિતાશ્રી સિંહાસનને શોભાવે છે ને શું ? ચાલ તેમની પાસે જાઉં. ( પાસે જઈને ) પૂજ્ય પિતાશ્રી ! આ ધ્રુવ આપને અભિવંદન કરે છે. ( એમ બોલી પ્રણામ કરે છે. )

**રાજા**—વત્સ ! દીર્ઘાયુ થા.

**ઉત્તમ**—( પિતાના ખોળામાંથી ને સિંહાસનથી નીચે ઉતરી, ધ્રુવને ભેટી પડી, તથા પછી હાથ ઝાલી પિતા પાસે લાવે છે. )

**રાજા**—( ધ્રુવને જમણા ખોળામાં અને ઉત્તમને ડાબા ખોળામાં બેસારી પુત્રના આલિંગન સુખનો અનુભવ કરતાં ) પુત્રો !

**અનુષ્ટુપ્.**

પિતા છો ખેદમાં ખુંચ્યો, કે હશો વ્યાધિએ ભર્યો;
તોય તે પુત્રને ભેટયે, પામે આનંદનો ઝરો.

**ધ્રુવ**—પિતાશ્રી ! પોતાની પ્રજા પ્રત્યે પિતાના સ્વાભાવિક સ્નેહનોજ એ પ્રભાવ છે.

**રાજા**—પુત્ર ! ત્હારો આજનો વર્ષગાંઠનો દિવસ આનંદમાં ગયો નાં ?

**ધ્રુવ**—આપની કૃપાથી સઘળો દિવસ સુખમાં ગયો છે, પણ હમણાં મ્હારાં પરમકૃપાળુ માતુઃશ્રી સુરુચિનાં કાંઇક ખેદકારક વચનો સાંભળતાં મારા મનને ખેદ થયો છે.

( એટલામાં ક્રોધથી સુરુચિ પ્રવેશ કરે છે. )

**સુરુચિ**—( મનમાં ) અરે ! મેં મૂઢ બુદ્ધિવાળીએ આ શું કર્યું? કે ધ્રુવને મહારાજ પાસે મોકલ્યો! સ્વાભાવિક સ્નેહવાળી સુંદરવાણીથી એ મહારાજાના મનને વશ કરી લેશે. ( આગળ ચાલી, જોઇને ) અરે ધિક્કાર છે કે, ધ્રુવ તો ઉત્તમની પેઠેજ મહારાજાના ખોળા ઉપર ચડી બેઠો છે. વળી ધ્રુવને જમણી બાજુ ને ઉત્તમને ડાબી બાજુ બેસાડી મહારાજે ધ્રુવમાં પોતાની પ્રીતિની ધ્રુવતા બતાવી આપી છે. હાય! મ્હારું હૃદય અને દૃષ્ટિ સળગી ઉઠે છે. આવું અયોગ્ય હું કેમ જોઇ શકું ? અરે અભ્યસૂયા ! તું હણાણી છો. ત્હારી સર્વે યુક્તિ નિષ્ફળ થઇ છે. ઠીક છે, હવે છેલ્લોજ ઉપાય કરવો જોઇએ. ( એમ વિચારી પાસે જઇ પ્રકાશમાં ) અરે ધ્રુવ! ધિક્કાર છે ત્હને અને ત્હારી બુદ્ધિને, કે તું ત્હારે ન ચડવા લાયક પદ ઉપર ચડીને પણ લજવાતો નથી.

**ધ્રુવ**—( હાથ જોડીને ) દયાળુ માજી! પ્રેમથી પરવશ થએલા પિતાશ્રીનો ખોળો, પુત્રને કેવી રીતે ન ચડવા લાયક ગણાય ?

**સુરુચિ**—( રોષથી ) દુષ્ટ! મ્હારી સાથે પણ પ્રશ્નોત્તર કરવાની ધૃષ્ટતા ધરાવે છે ? ( ધ્રુવનો હાથ ઝાલી તેને ખોળામાંથી નીચે પાડી નાંખે છે. )

**ધ્રુવ**—( હાથ જોડી, પ્રણામ કરી ) માજી! અવિવેકથી મ્હેં કાંઈ અપરાધ કર્યો હોય તો તે ક્ષમા કરશો.

**ઉત્તમ**—( ઉતાવળે પોતાની મેળે નીચે ઉતરીને ) માતુ! માતુ! આમ અપરાધ વિનાના ધ્રુવ ઉપર આવો રોષ શામાટે કરો છો ? જેમ મ્હારે તેમજ તેમને પણ પિતાના ખોળા ઉપર બેસવાનો અધિકાર તો સરખોજ છે, તો તેમાં તેમણે તમારો શો અપરાધ કર્યો ?

**સુરુચિ**—મૂઢ! બાળકપણાથી તું કાંઈ જાણતો નથી. એ આસનપર બેસવાનો તો સુરુચિના પુત્રનેજ અધિકાર છે. બીજાને નહિ.

**ધ્રુવ**—માતુઃશ્રી! ત્યારે તો મ્હારો પણ અધિકાર સરખોજ છે. કારણ કે આપ જેમ ઉત્તમનાં માતા છો તેમ મ્હારાં પણ માતા છો. અને જેમ ઉત્તમ આપનો પુત્ર છે તેમ હું પણ આપનો પુત્ર છું.

**સુરુચિ**—( કાંઇક હસીને ) મૂઢ! એ ત્હારી બાળબુદ્ધિ છે. તું ઉત્તમ પેઠે મ્હારા પેટથી જન્મેલો પુત્ર નથી અને એજ કારણથી ત્હારી એ રાજ્યપદ ઉપર ચડવાની યોગ્યતા નથી. પણ જો તું ઉત્તમની પેઠે આ રાજ્ય સિંહાસ-

નપર ચડવાની ઇચ્છા રાખતો હો તો તપ કરી પરમેશ્વરને પ્રસન્ન કર; ને ફરી મ્હારે પેટે જન્મ લે.

**ઉત્તમ**—માતા ! આપ આવું ઉદ્ધતાઇવાળું શું બોલો છો? વળી મ્હારાં પરમદયાળુ માતા સુનીતિને અપમાન શાસારૂ આપો છો ?

**સુરુચિ**—ત્હેના કૃત્યોજ તેનું અપમાન કરે છે, હું નથી કરતી.

**ઉત્તમ**—એવાં એમનાં શું કૃત્યો છે ?

**સુરુચિ**—એ ક્રૂર અંતઃકરણવાળી અનેક બ્રહ્મચારી તથા પરમહંસો પાસે પોતાના પતિને માટે મારણ, મોહન, વશીકરણ આદિક હલકાં કૃત્યો કરાવે છે, અને..............

**ધ્રુવ અને ઉત્તમ** ( કાનમાં આંગળીઓ ખોસી મનમાં ) આદિ મનુના વંશની વનિતાના મુખમાં ન શોભે એવું આ આપણાં માતા શું બોલે છે ?

**સુરુચિ**—એજ કારણથી એ દુર્ભાગિણીનો પુત્ર ધ્રુવ આ રાજ્યસિંહાસન ઉપર બેસવાને લાયક નથી.

**ધ્રુવ**—( આંસુ સાથે હાથ જોડીને )

### મંદાક્રાંતા.

માતા ! માતા ! બસ, ન હદની બ્હાર આથીં જવાય,<br>
મારે કાને વચન રચના આપની ના સહાય;<br>
માગું જોડી ઉભય કર હું રાજ્યગાદી ન જોયે,<br>
[1]રાજ્યોનાં સૌ છળકપટનું, આપનું ક્ષેમ હોયે.

આ મ્હારાં માતુઃશ્રી મ્હને ક્રૂર અંતઃકરણવાળો, અને મંદભાગ્યવાળો સેંકડો વખત કહે તેથી મ્હને કંઇ પણ સંતાપ નથી, પરંતુ મ્હારી માતાની નિંદાનો એક પણ અક્ષર સાંભળવા હું શક્તિમાન નથી. દયાળુ પિતાશ્રી ! હવે આ મંદભાગી ધ્રુવ આપને છેલ્લાજ પ્રણામ કરે છે. ( જવા ચાહે છે. )

**ઉત્તમ**—( રોતાં રોતાં ) ભાઇ ! ભાઇ ! તમે આમ શું કરો છો ? આ તમારા ન્હાના ભાઇનો પણ આ વખતે ત્યાગ કેમ કરો છો ? માતુઃશ્રીની નિંદા સાંભળવાનું દુઃખ તો આપણે બંનેને સરખું છે, માટે વનમાં અથવા રાજભવનમાં તમારી સાથેજ હું પણ રહીશ. ( ધ્રુવને વળગી રહે છે. )

**ધ્રુવ**—વ્હાલા ભાઇ ઉત્તમ ! મ્હને મૂકીદો, મૂકીદો. માતુઃશ્રી સુરુચિના રોષનું પાત્ર તમે પણ ન થાઓ.

---

૧ ( પાઠાંતર ) ને મારાથી છળકપટ સૌ રાજ્યનાં દૂર હોયે.

### માલિની.

"મુજ જનની અભાગી," કોય જો એમ બોલે,<br>
અવરજન કદીએ, તો જુએ સ્વાદ શો લે;<br>
તલ તલ સમ તેની, જીભ કાપી કરૂં હું,<br>
પણ સુરૂચિ કહે જ્યાં, ત્યાં અરે, શું કરૂં હું ?

તોપણ આપણાં માતા સુરુચિ જેમ પ્રસન્ન રહે તેમ તમારે વર્તવું. મ્હને તેથીજ સંતોષ છે. મ્હારી સાથે આવવાથી નહિ

**ઉત્તમ**—( આંખમાં આંસુ લાવીને ) નહિ નહિ, હું તમને છોડીશ નહિ. તમારી સાથેજ આવીશ ( એમ કહી વળગી રહે છે. )

**ધ્રુવ**— ગીતિ.

ભાઇ ! ખેદ તું કરમાં, તું તે તું છે, તું સમ શું પ્યારૂં,<br>
મૂર્તિમાન મનડું તું, જીવ અરે તું, સઘળું તું મ્હારૂં.

**સુરુચિ**—( ઉત્તમનો હાથ ખેંચી ) મૂઢ ! કલ્પવૃક્ષની બુદ્ધિથી ઝેરના ઝાડને શું વળગી રહ્યો છે ? જે વાણીના આડંબરથી મ્હને પણ બ્હીવરાવા ઇચ્છે છે, એ દુષ્ટને મૂકીદે. ( એમ બોલતી ધ્રુવથી ઉત્તમને જૂદો પાડે છે. )

**ધ્રુવ**—( હાથ જોડીને ) માજી ! હું ગમે તેવો હોઉં તોપણ આપને તો દયા કરવા લાયક છું. ( નીકળી જાય છે. )

**સુરુચિ**—પ્રાણનાથ ! એ બાળક પાંચ વર્ષનો છતાં પણ એનો ગુસ્સો જોયો ? કોઇ વખતે રોષના આવેશને વશ થઇ એ—

ગીતિ.

એની માને વચને, તમને તેમજ મુજને ઉત્તમને,<br>
હણશે એ હત્યારો, વિદેશ માટે વળાવવો એને.

**રાજા**—પ્રિયા ! પ્રાતઃકાળે કારભારીઓ સાથે વિચાર કરી તમારી ઇચ્છાનુસાર કરીશું. આ વખતે તો દોઢ પહોર રાત્રિ ગઇ છે માટે શયનગૃહમાં જવા ઇચ્છા કરૂં છું. ( એમ કહી ઉભા થાય છે. )

**પ્રતિહાર**—આ રસ્તે, આ રસ્તે મહારાજ. ( સર્વે જાય છે. )

**अंक बीजो समाप्त.**

# अंक ३ जो.

## प्रवेश १ लो.

### સ્થળ—સુનીતિનો મહેલ.

પાત્રો—સુનીતિ, સુશીલા, સુચરિત્રા અને ધ્રુવ.

**સુનીતિ**—પ્રિય સખીઓ ! મહારાજનાં દર્શન કરવા ગયાં કુમાર ધ્રુવને ઘણી વાર થઇ પણ હજુ તે આવ્યા નહિ એથી મારૂં હૃદય કંપે છે.

**સુશીલા**—દેવિ ! એમ ખોટી શંકા શામાટે કરો છો ?

**સુનીતિ**—સખિ ! મારી જમણી આંખ આજ બહુ ફરકે છે.

**સુચરિત્રા**—બ્હેન ! શાંત થાઓ. આમ ધૈર્ય વિનાનાં કેમ બનો છો ?

**સુનીતિ**— લલિત.

સખિ ! અકારણે કંપ થાય છે,
વગર કારણે મન મુંઝાય છે;
અરર, એથકી જરૂર આવતું,
વિપદ વાદળું એમ લાગતું.

**સુશીલા** } **સુચરિત્રા** } ( હસીને ) સખિ ! ત્હમારે ઉત્તાનપાદ રાજર્ષિ જેવા સમર્થ સ્વામી છે અને ધ્રુવના જેવા સદ્‌ગુણી સુપુત્ર છે; તો પછી સ્વપ્નમાં પણ વિપત્તિ કેવી ? માટે અસત્ય શંકાઓથી અંતઃકરણને અકળાવોમાં.

**સુનીતિ**—પ્રિય સખીઓ ! હું શું કરૂં ?

અનુષ્ટુપ્.

વિયોગ ધ્રુવનો થાયે, મ્હને હા ! ક્ષણમાત્ર જો,
નઠારાં ભય શંકાઓ, ઉરે થાય અપાર તો.

( એટલામાં ધ્રુવ પ્રવેશ કરે છે. )

**ધ્રુવ**—માતુઃશ્રી ! આ ધ્રુવ આપને પ્રણામ કરે છે. ( પ્રણામ કરે છે. )

**સુનીતિ**—કુમાર તમારી ઇચ્છાઓ પૂર્ણ થાઓ.

**ધ્રુવ**—માતા ! આપનો આપેલો આશિર્વાદ સફળ થવો એ આપની આજ્ઞાને આધીન છે.

**સુનીતિ**—કુમાર, એમ કેમ ? તમે શું કહો છો તે હું સમજી શકતી નથી.

**ધ્રુવ**—માજી ! મારો અભિલાષ પૂર્ણ થવો એ ભગવાનની કૃપા વિના દુર્લભ છે, ભગવાનની કૃપા થવી એ તપશ્ચર્યા વિના દુર્લભ છે, ને તપશ્ચર્યા આદરવી એ આપની આજ્ઞા વિના દુર્લભ છે. તો તે માટે જવાની આજ્ઞા આપો એમ હું ઇચ્છું છું.

**સુનીતિ**—કુમાર ! તે તો વૃદ્ધાવસ્થામાં કરવાનું કર્તવ્ય છે. હમણાં નહિ. કારણ કે—

**વસંતતિલકા.**

વિદ્યા અને સરસ સર્વ કળા ગ્રહીને,
ને યૌવને કુલિન પત્નિ સહેં રહીને;
તારા વડીલ સહુએં સુખ સેવીં અન્તે,
છોડયું પછી સુખદ રાજ્ય જવા વનાન્તે.

**ધ્રુવ**—માજી ! પણ તેઓની માતા સુનીતિ નહિ હોય. સુનીતિનો પુત્ર તો બાળપણથીજ તપને માટે તૈયાર થાય છે.

**સુનીતિ**—કુમાર ! હું તે બિચારી શા લેખામાં ? એમની માતાઓ તો ગંગા, જમનાં ને સરસ્વતી જેવી પવિત્ર હતી. એવી જનનીઓ છતાં પણ તેમના પુત્રો વૃદ્ધાવસ્થામાંજ તપ કરવા તૈયાર થયા હતા.

**ધ્રુવ**—માતા ! માનો કે ભલે તેમને તમારાથી હજારગણા ગુણવાળી માતાઓ હતી, તોપણ તેમને મારી પેઠે સુરુચિ સરખી ઉપ માતાઓ તો નહિજ હોય નાં ?

**સુનીતિ**—કુમાર ! મ્હને તું વૃથા કાં સંતાપે છે ? જે કહેવાનું હોય તે ખુલ્લું કહી દે.

**ધ્રુવ**—જો એમજ આજ્ઞા છે તો સાંભળો—
માતુઃશ્રી સુરુચિએ મને કહ્યું કે—

**ગીતિ.**

“ રાજ્યગાદી ચાહે તો, તપ તપવાને તપોવને જાને; ”
“ અભાગિણીથી ઉપજયું, તન તજી, સુત તું સુરુચિનો થાને. ”

તેથી મ્હારે તપ કરવાને માટે જવું છે.

**સુનીતિ**—હા ! હું હણાઇ છું. ( એમ કહેતાં મૂર્છા આવવાથી પડી જાય છે. )

**સુશીલા**—દેવિ! શાંત થાઓ, શાંત થાઓ. ( એમ કહી પંખો નાંખે છે. )

**ધ્રુવ**—માતુઃશ્રી ! આમ કાયર મનમાં કેમ થાઓ છો ?

**સુનીતિ**—( સંજ્ઞા પામીને ) વત્સ ! હું કાયર કેમ ન થાઉં ? મ્હારે ધૈર્ય ધરવા જેવું શું છે ?

**ધ્રુવ**— ગીતિ.

**શું તુજ પદપંકજનો, ભ્રમર બનેલો ધ્રુવ જગમાં ન વસે ?**
**કે ધીરજ તજી માજી, મનમાં ભારે વિષાદ તું વરસે.**

**સુનીતિ**—બેટા, અત્યારે તું મને ધીરજ શી રીતે આપી શકે ? બાળક ઉંમરનો હોવાથી તું તો ઉલટું મ્હારું દયાપાત્ર છે.

**ધ્રુવ**—માજી ! ભલે તેમ કહો, પરંતુ ધીરજ ધરવાનું આ બીજું પણ કારણ છે.

**શાર્દૂલ.**

**જે વિશ્વંભર વિશ્વને વિધિવડે પોષે પ્રીતિથી અરે,**
**જે લક્ષ્મીવર રંકને નરપતિ-ચૂડામણિ રે કરે;**
**દીનાનાથ-દયાળ જે નિજજનોને રક્ષનારા સદા,**
**તે શ્રીવિષ્ણુ સુધૈર્યકારણ બધે વ્યાપી રહ્યા છે સદા.**

માટે અશરણશરણ એ કમળાકાન્તને છોડી ધીરજનું કારણ અન્ય શા માટે શોધવું જોઇએ ?

**સુનીતિ**—( મનમાં ) અરે ! આ હું શું કરું છું ? હા ! વાત્સલ્ય સ્નેહમાં પરવશ થવાથી હું મ્હારું પોતાનું કર્તવ્ય પણ ભૂલી ગઇ. જેનું સ્મરણ મ્હને આ પુત્રે કરાવ્યું. ( પ્રકાશમાં ) બેટા, ત્હારું કહેવું સત્ય છે.

રાગ માઢ.

**જાગે છે જગના નાથ, વ્હાલા દીનના દયાળ;**
**ભલીભાત કરવા ભક્તની, પ્રભુ સ્નેહેથી સંભાળ જાગે છે.**
**અન્ય શરણ અળગું કરી જે કોઇ, પ્રભુપદ પ્રેમે ચાહ્ય;**
**સંકટ દળ સઘળાં સંહારી, શામળ કરતા સાહ્ય રે વ્હાલા.**
**ધરણીધર કરણી નિજ જનની, જોતા ના જગતાત;**
**ત્રિકૂલવર નિજ બિરદ વિચારી, સુખ વરસે સાક્ષાત રે વ્હા.**

પ્રીતે તુજ પાદ પકડીને, પ્રતિજ્ઞા આદરૂં આજે;
મટાડું ના મહા મ્હેણું, જનેતા કૂખ હા લાજે.
નથી જે પૂર્વજો પામ્યા, મહાપદ એ જરૂર પામું;
ઉપાસી ઇશને નિશ્ચે, વિષમ સૌ વેદના વામું.
સકળ સંસારમાં સુનીતિ, સમી સદ્દભાગી ના નારી;
ગવાવું ગીત સૌ સ્થળમાં, પ્રતિજ્ઞા માત ! એ મ્હારી.
રજા રાજી થઇ આપી, વરદ કર મસ્તકે મૂકો;
વખત વેગે વહ્યો જાતો, સમય શુભ ના હવે ચૂકો.

માટે માતુઃશ્રી ! તપોવનમાં જવાના મ્હારા આ છેલ્લા પ્રણામ. આપના આશિર્વાદથી અને પરમકૃપાળુ પરમેશ્વરના પ્રસાદથી થોડાજ દિવસમાં હું પાછો વળીશ. અને આપનાં ચરણારવિંદમાં મ્હારા આત્માને ભ્રમર રૂપે કરીશ. (એમ બોલતાં માતાના ચરણમાં પડે છે.)

**સુનીતિ**—(આંખમાં આંસુ રોકી રાખીને મનમાં) કુમારનો ઉત્સાહ અત્યારે પરાકાષ્ટાએ પહોંચ્યો છે, તો તેને પ્રતિકૂળ બોલવું યોગ્ય નથી. (ધ્રુવને ખોળે કરી, પ્રકાશમાં) વત્સ ! જો ત્હારો એવોજ આગ્રહ છે તો એ ઉત્સાહને રોકવા હું ઇચ્છતી નથી.

### ગરબી.

કુશળ ત્હને કમળાપતિ કરજો;
ઉમાપતિ અતિ અમીરસ ઝરજો. કુશળ.

### સાખી.

અજ આદિક સર્વે સુરો, ઇંદ્ર ચંદ્ર ને ભાણ;
તુજ તનની રક્ષા કરો, જગદંબા જગપ્રાણ;
દિશાપતિ દુખડાં સકળ હરજો. કુશળ.
બાળપણાથી સાચવજો, સંકટહર શ્રીનાથ;
ડાબે [illegible] [illegible], જગજીવન જગન્નાથ.
[illegible] [illegible] [illegible] [illegible] વાળજો. કુશળ.

[illegible] ... [illegible] ફરી બેઠીશ.
[illegible] ... [illegible] વઢે, સંં

જરા પણ મહારાજાની કૃપા દૃષ્ટિ નથી, તેમ અહીં કશો પણ રાજવૈભવ નથી. કેવળ ત્હારૂં મુખચંદ્ર જોઇને હું મારો સઘળો સંતાપ વિસારે નાંખું છું, તો પછી ત્હારા જવાથી મારાથી કેમ રહી શકાય ?

ધ્રુવ—( મનમાં ) અહા ! સંસારમાં માતાના સ્નેહની સીમાજ નથી. ( પ્રકાશમાં ) માતુઃશ્રી ! મ્હારી બાલ્યાવસ્થાને લીધે તેમ કરવું એ મારાથી પણ અશક્ય છે.

**સુનીતિ**—જો એમજ છે તો મ્હારે તેમજ ત્હારે વનમાં જવુંજ નથી, આપણે અહીંજ રહીને કૃપામૃતના સાગર પરમેશ્વરની ભક્તિ કરીશું. મહારાજાની કૃપાદૃષ્ટિ તેમજ રાજ્યસંપત્તિ નહિ હોય તોપણ ચાલશે. ત્હારી પાસે રહી રંક દશા ભોગવવી એ પણ મ્હારે મન રાજ્યરિદ્ધિથી વધારે સુખદાયી છે. માટે તું અહીંજ રહે, આપણે બંને અહીંજ રહી ભગવાનની ભક્તિ કરીશું.

ધ્રુવ— માતુઃશ્રી ! જેમ મ્હારો વિયોગ આપના હૃદયને પીડે છે તેમ આપના ચરણની સેવાનો વિયોગ મ્હારા મનને મથી નાંખે છે. પરંતુ એ અસહ્ય દુઃખને ન ગણી હું જે તપોવનમાં જવા ઇચ્છું છું એનું કારણ નથી રાજ્યલોભ, નથી વૈભવલોભ કે નથી સંપત્તિલોભ એ આપે નિઃશંક માનવું. આ બાળક આપનાજ ઉદરથી ઉપજેલ છે તેથી તે રાજ્યપદ તો શું પણ ચક્રવર્તીપદ અથવા સ્વર્ગપદને પણ તણખલાંથી તુચ્છ માને છે. પરંતુ એક મોટું કારણ છે કે જેને લીધે મ્હારે તપોવનમાં જઇ જરૂર દુષ્કર તપ તપવું એવો આગ્રહ છે.

**સુનીતિ**—પુત્ર ! એવું તે કયું કારણ છે તે હું જાણવા ઇચ્છું છું.

ધ્રુવ—માજી ! એ કહેવાને મારી જીભ ઉપડી શકતી નથી, તોપણ આપની મરજી છે તો કહું છું, સાંભળો—

ગઝલ.

"અભાગી નારના જાયા, મૂકીદે રાજ્યની માયા;
ન લાયક તું મહીપ થાવા, તપી તપ દેહ તુજ કાયા.
રમાપતિને રીઝાવીને, શરીર ફરી ધારશે તું જો;
સુભાગી આ સુરુચિથી, રાજ્યપદ યોગ્ય માનું તો."
અપર મા મારતી એવાં, વચનબાણો અરે માતા !
ઉઠે છે આગ આ ઉરમાં, નથી હા ! એ સહ્યાં જાતાં.
અભાગી જો તને કહે તો, જીવિત ધિક્કાર છે મ્હારું;
નથી નિર્ભય હું માતા, કીધું પયપાન મ્હેં ત્હારું.

પ્રીતે તુજ પાદ પકડીને, પ્રતિજ્ઞા આદરૂં આજે;
મટાડું ના મહા મ્હેણું, જનેતા કૂખ હા લાજે.
નથી જે પૂર્વજો પામ્યા, મહાપદ એ જરૂર પામું;
ઉપાસી ઇશને નિશ્ચે, વિષમ સૌ વેદના વામું.
સકળ સંસારમાં સુનીતિ, સમી સદ્ભાગી ના નારી;
ગવાવું ગીત સૌ સ્થળમાં, પ્રતિજ્ઞા માત ! એ મ્હારી.
રજા રાજી થઇ આપી, વરદ કર મસ્તકે મૂકો;
વખત વેગે વહ્યો જાતો, સમય શુભ ના હવે ચૂકો.

માટે માતુઃશ્રી ! તપોવનમાં જવાના મ્હારા આ છેલ્લા પ્રણામ. આપના આશિર્વાદથી અને પરમકૃપાળુ પરમેશ્વરના પ્રસાદથી થોડાજ દિવસમાં હું પાછો વળીશ. અને આપનાં ચરણારવિંદમાં મ્હારા આત્માને ભ્રમર રૂપે કરીશ. (એમ બોલતાં માતાના ચરણમાં પડે છે.)

**સુનીતિ**—(આંખમાં આંસુ રોકી રાખીને મનમાં) કુમારનો ઉત્સાહ અત્યારે પરાકાષ્ટાએ પહોંચ્યો છે, તો તેને પ્રતિકૂળ બોલવું યોગ્ય નથી. (ધ્રુવને બેઠો કરી, પ્રકાશમાં) વત્સ ! જો ત્હારો એવોજ આગ્રહ છે તો એ ઉત્સાહને રોકવા હું ઇચ્છતી નથી.

ગરબી.

કુશળ ત્હેને કમળાપતિ કરજો;
ઉમાપતિ અતિ અમીરસ ઝરજો. કુશળ.

સાખી.

અજ આદિક સર્વે સુરો, ઇંદ્ર ચંદ્ર ને ભાણ;
તુજ તનની રક્ષા કરો, જગદંબા જગપ્રાણ;
દિશાપતિ દુખડાં સકળ હરજો. કુશળ.
સાવધતાથી સાધજો, સેવકવર શ્રીનાથ;
હાથ ઝાલશે હોંસથી, જગજીવન જગનાથ.
વ્હેલા વ્હેલા વનથી વ્હાલાં વળજો. કુશળ.

વ્હાલા વત્સ ! પ્રભુ પ્રસાદથી પૂર્ણ કામનાવાળા તમને હું ફરી ભેટીશ. બેટા ! તમારો માર્ગ સુખરૂપ હો, વા

વનદેવતાઓ તમારૂં કલ્યાણ ચિત્તમાં ધરો અને પૂર્વજોનાં અપાર પુણ્યો તમારૂં મંગળ કરો. મનોરથ સિદ્ધ કરવા સુખેથી સિધાવો.

**ધ્રુવ**—માતુઃશ્રી ! આપની આશિષથી આજેજ મ્હારા મનોરથોની સિદ્ધિ થઇ ચૂકી. આર્યા સુશીલા અને સુચરિત્રા ! ( બોલતાં વાણી અટકી જાય છે. )

**સુશીલા } સુચરિત્રા }** કુમાર ! માતા પિતાની સેવામાં સ્નેહાળ મનવાળા આપ જેવા રાજકુમારોની મનોરથ સિદ્ધિ તો સદા હાથમાંજ રહેલી છે, કુમારે માતુઃશ્રીની કાંઇ પણ ચિંતા ચિત્તમાં ધરવીજ નહિ. આ બે દાસીઓ માતુઃશ્રીના મનના સંતોષ સારૂ પોતાનો પ્રાણાર્પણ કરતાં પણ પાછી ફરે તેમ નથી, એ ચોકસ માનવું.

**ધ્રુવ**—( સંતોષ સાથે ) આર્યાઓ ! આપનાં વચનથી એ વિષે મારૂં ચિત્ત નિશ્ચિંત થયું. આપનો આભાર આ માણસ કદિ ભૂલી શકશે નહિ. ( બંનેને પ્રણામ કરે છે. )

**સુશીલા } સુચરિત્રા }** કુમાર ! એમાં કાંઇ ઉપકાર નથી, એ તો અમારો ધર્મજ છે.

**ધ્રુવ**—( માતાને પ્રદક્ષિણા તથા સાષ્ટાંગ પ્રણામ કરીને )

### સાખી.

માતપિતામાં ગુરૂમાં હરિમાં, જો દ્રઢ ભક્તિ મ્હારી,
સદ્ય મનોરથ સાધું તો હું, રંજન કરી મુરારિ;
ઝટ પાછો આવું, માતુ ! મન સહુને ભાવું.
પરમદયાળુ છે પરમેશ્વર, કૃપાદ્રષ્ટિએ જોશે,
કલેશ લેશ ના કરશો માજી, દામોદર દુઃખ ખોશે;
હરદમ હરિ સ્મરશો, વિનતિ અંતર આ ધરશો.

( એમ કહી નીકળી જાય છે. )

**સુનીતિ**—સખિ સુશીલા ! તું જા, અને તપ તપવાને ઉત્સાહવાળા કુમારને શુભ શકુનો જોઈ સિધાવી આવ.

**સુશીલા**—જેવી દેવીની આજ્ઞા. ( જાય છે. )

**સુનીતિ**—સુચરિત્રા ! કુમારનાં રસ્તાનાં વિઘ્નો દૂર થવાને હું પણ શ્રી સદાશિવની સેવા કરવા ચાહું છું. માટે મંદિરનો માર્ગ દેખાડ.

**સુચરિત્રા**—દેવિ, આમ પધારો. ( બંને જાય છે. )

ઉંઘ અળગી કરી, જાગ્રતી ઉરધરી,
સ્વજનચિંતામણી ધ્યાન ધરી લે;
ઈશના ઈશ જે પરમ પીયૂષ છે,
પ્રેમથી તેમનું પાન કરી લે.

( આગળ આવીને )

શ્રી પરમેશ્વર પૂજનગૃહમાં દેવી સુનીતિ બીરાજ્યાં છે. અને મને પૂજનને માટે ઉપયોગી એવાં પુષ્પ, બીલી, તથા તુલસીદલ વિગેરે લઇ આવવા આજ્ઞા કરેલી છે. પરંતુ પ્રભાતના પહોરમાં ચારેકોર પથરાઈ રહેલી આ પ્રમદવનની મનોહર શોભાથી મનમાં એમ થાય છે કે જાણે અહીંથી ખસુંજ નહીં. અહો! સર્વથા ધન્ય છે, સર્વના ઉપકારને માટે, યત્ન વિના મળી શકનારી તથા મનને અને આંખને પ્રિય લાગનારી, આ અપ્રતિમ સૃષ્ટિસૌંદર્યની રચના રચવામાં ચતુર સંકલ્પના અંકુર ધરનાર પરમકૃપાળુ પરમેશ્વરને.

( વિચારમાં ફરે છે, એટલામાં કપટકરંડિકા પાણી ભરવાના ઘડા સાથે પ્રવેશ કરે છે. )

**કપટકરંડિકા** – ( મનમાં ) આ દેવી સુનીતિનો બગીચો. ગઇ કાલે સાંજે મહારાજની પાસે મહાદેવી સુરૂચિ અને કુમાર ધ્રુવની વચ્ચે કાંઇ બોલાચાલી થઇ છે, અને અસહ્ય વચન બાણથી વિંધાયેલા કુમાર અતિ ઉદાસ મનથી, આંખમાં આવેલાં આંસુ સહિત મહારાજને વંદન કરીને સભા મંડપમાંથી ચાલ્યા ગયા છે. ત્યાર પછી દેવી સુનીતિના મેહેલમાં શું હકીકત બની તેની બાતમી મેળવી લાવવાનું કામ સઘળી કપટકળામાં હુશીઆર અભ્યસૂયાએ મને સોંપેલું છે. આ ઠેકાણેથી કાંઇક ખબર મળશે. ( બરાબર જોઇને ) પણે કુવાની પાસે કોઇ હોય તેવું જણાય છે. ( જરા આગળ જઇને ) અહો, એ તો દેવી સુનીતિની પ્રિતિપાત્ર સુચરિત્રા છે. ઠીક, ઠીક, એ સ્વભાવેથીજ સરલ મનવાળી છે એટલે તેની પાસેથી હું સઘળું જાણી લઇ શકીશ. ( પાસે જઇને પ્રકાશમાં ) અલી, સુચરિત્રા! દેવી સુનીતિની તું પાસેને પાસે રેહનારી સખી તેને આજ અત્યારમાંજ અહીં આવવાની ફુરસદ ક્યાંથી મળી ?

**સુચરિત્રા**—( આશ્ચર્ય સાથે ) અહો ! કોણ કપટકરંડિકા ? આવ, આવ બેહેન, હું તો દેવી સુનીતિની આજ્ઞાથી પુષ્પ વિગેરે લેવા અહીં આવેલ છું. પરંતુ આજે તું અહીં ક્યાંથી ?

**કપટકરંડિકા**—દેવી સુરૂચિની તબીયતને આ બગીચાના કુવાનું પાણી અનુકુળ છે એમ વૈદ્યે કેહવાથી તે ભરવા માટે હું આવી છું. ( પાણી ભરતાં ભરતાં ) પણ ભલા, સુચરિત્રા ! મેં સાંભળ્યું છે કે કાલે સાંજે કુમાર ધ્રુવ, દેવી સુરૂચિના કાંઈ બોલવા ઉપરથી ઉદાસ થઇ ગયા, એ વાત ખરી કે ?

**સુચરિત્રા**—હા, બ્હેન અતિશય ઉદાસ થયા.

**કપટકરંડિકા**—કુમારની એ બાળક બુદ્ધિ ગણાય, કે માતુશ્રી સુરૂચિના વચનથી તે ગુસ્સે થયા.

**સુચરિત્રા**—( જરા કોપ સહિત ) તેમના કરતાં પણ અધિક બાળ બુદ્ધિ તો દેવી સુરૂચિની કેહવાય, કે તેઓ માત્ર પાંચ વર્ષની વયના કુમારને તેવાં કઠણ વાકયબાણો ફેંકવાને તૈયાર થયાં.

**કપટકરંડિકા**—( મનમાં ) અરે ! મ્હારી દેવી માટે પણ આ તિરસ્કારનાં વચનો બોલે છે ! પરંતુ રોષ કરવો એ હમણાં ઠીક નથી, કારણ હજી વધારે હકીકત મેળવવી બાકી છે. ( પ્રકાશમાં ) સાચું, બ્હેન ! સાચું, દેવીએ તે ઠીક ન કર્યું પછી, પછી ?

**સુચરિત્રા**—ત્યાર પછી અસહ્ય વચનશરથી વિંધાયેલી ધીરજવાળા કુમાર માતુશ્રીને પ્રણામ કરી દેવી સુરૂચિના કેહવા પ્રમાણે તપ કરવાને માટે તપોવનમાં જવા પધાર્યા.

**કપટકરંડિકા**—હેં, હેં, શું તપોવનમાં ગયા ? એ વળી કયારે ?

**સુચરિત્રા**—અરે, આજે અત્યારમાંજ, સુશીલા તેમને શીખાવવા માટે ગઇ અને હું અહીં આવી.

**કપટકરંડિકા**—બહુ કઠણ કામ તેમણે કર્યું. દેવી સુનીતિએ પણ શું તેમને તપોવનમાં જવાના સાહસથી વાર્યા નહીં ?

**સુચરિત્રા**—માનનેજ ધન સમાન માનનાર એ રાજકુમાર અપમાનનો લેશ પણ સહન ન કરનારા અને અચળ નિશ્ચયને ધરનારા છે, તેમને કોણ અટકાવી શકે ? માતુશ્રીની પણ વચનરૂપી અમ્રતની લહરીઓ સુરૂચિના વચન વજ્રથી ભેદાયેલા તેમના હૃદયમાં ક્ષણ માત્ર પણ ન ટકી શકી.

**કપટકરંડિકા**—( મનમાં ) દેવી સુરૂચિના ભાગ્યના સુરજનો ઉદય હવે વગર હરકતે સબળે આગળ વધતો જતો જણાય છે. ( પ્રકાશમાં ) સુચરિત્રા ! એકલા અને સહાય વગરના કુમારનું તપોવનમાં શું થશે એ વિચારથી મારૂં મન થરથરે છે.

**સુચરિત્રા**—ભક્તવત્સલ શ્રી ભગવાન પોતાના ભક્તજનના રક્ષામણી રૂપે જગતમાં વિરાજે છે, તેમની ઇચ્છા પ્રમાણે સર્વ થશે. ભગવાનની મરજીને કોણ જાણી શકે છે? માટે આપણી ચિંતા નકામી છે. પરંતુ ગારામાં ગુંચેલા હાથીને બહાર કાઢવાને હાથીજ ઘોંસરીને ધારણ કરી શકે છે તે પ્રમાણે રાજકુમારને તેમના નિશ્ચયમાંથી હઠાવવાને માત્ર મહારાજજ જો ઇચ્છે તો તે તેમ કરી શકે તેમ છે.

**કપટકરંડિકા**—( મનમાં ) આ મૂર્ખી, સ્વપ્નમાં દેખાતા લાડુથી તૃપ્તિ મેળવવાની મરજી કરે છે. (પ્રકાશમાં) બ્હેન! મેં એમ સાંભળ્યું છે કે—જ્યારે કુમાર સભામંડપમાંથી "તપોવનમાં જવાના આ મારા પ્રણામ" એમ કહી ગયા, ત્યારે પરમ પસ્તાવાનો અનુભવ કરતી અને થોડા ગુસ્સાવાળી આપણી દેવી સુરૂચિએ મહારાજને પ્રાર્થના કરી કે દેવ! મારાથી ઉસ્કેરાયેલા કુમાર રખેને તપોવનમાં જાય એ વિચારથી મારૂં મન કંપે છે, માટે તેને પાછા બોલાવી આપ તેનું આશ્વાસન કરો.

**સુચરિત્રા**—એ તેમણે બહુ યોગ્ય કર્યું. પછી, પછી?

**કપટકરંડિકા**—ત્યારે મહારાજે કહ્યું કે સવારે તેને મારી પાસે બોલાવી હું સમજાવીશ, ચિંતા કરોમાં.

**સુચરિત્રા**—ત્યારે તો મને લાગે છે કે મહારાજ કુમારના મનનું સમાધાન કરશેજ.

**કપટકરંડિકા**—( મનમાં ) અરે, મુઢ! મારા બોલવામાં પણ તારો વિશ્વાસ! ( પ્રકાશમાં ) તેમાં શું શંકા? પરંતુ દૈવયોગથી મહારાજજ આંહી નથી, એટલે ભવિતવ્યતા જીતી ગઈ.

**સુચરિત્રા**—ક્યાં ગયા છે મહારાજ?

**કપટકરંડિકા**—તું જાણે છે કે ગામ બહાર એક મહાકાળીનું મંદિર

**સુચરિત્રા**—તે હું જાણું છું. પછી, પછી?

કપટકરંડિકા—ત્યાં એક પરમપવિત્ર ચરિત્રવાળા બ્રહ્મચારી રહે છે

સુચરિત્રા—તે પણ મારા જાણવામાં છે. પછી ?

કપટકરંડિકા—તેની ગાયોને ચોર લોકો લઇ ગયા એવું સાંભળી મહારાજ મધ્યરાત્રીએજ તેમને પકડવાને પધાર્યા છે, અને હજી સુધી પાછા આવ્યા નથી, તેથી દેવી સુરૂચિ પણ ચિંતા કરી રહ્યાં છે.

સુચરિત્રા—પરમેશ્વર મહારાજનોજ વિજય કરશે, એમાં ચિંતા કરવા જેવું નથી.

કપટકરંડિકા—( મનમાં ) મેં મારૂં કામ કરી લીધું, હવે હું આ ખુશી ખબરથી અભ્યસૂયાને તથા દેવીને સંતોષ આપી આજે ઇનામ મેળવીશ. ( પ્રકાશમાં ) બ્હેન સુચરિત્રા ! વાતવાતમાં બહુ વખત થઇ ગયો, લે હવે હું જઇશ. ( માથે પાણીથી ભરેલું બેડું મુકીને જાય છે. )

સુચરિત્રા—કપટકરંડિકા ગઇ. વિચિત્ર રૂપને ધારણ કરનારી ખરેખર, મનની વૃત્તિઓ છે, એ કહેવત ખોટી નથી. કયાં દેવી સુનીતિની વૃત્તિ અને કયાં દેવી સુરૂચિની વૃત્તિ ? સુનીતિ મહારાજને પરમ દૈવત, સંસારસર્વસ્વ, અને પોતાનું જીવનસર્વસ્વ માને છે, તથા મન, વચન, કર્મથી મહારાજના મનની પ્રસન્નતાનેજ ઇચ્છે છે. ત્યારે સુરૂચિ મહારાજના મનરૂપી મૃગને વારંવાર પોતાની પ્રપંચજાળમાં ફસાવીને પોતાને કૃતકૃત્ય માને છે. કુમાર ધ્રુવના તપોવનમાં જવા વખતે મહારાજ જો રાજધાનીમાં હશે અને કદાચિત સ્વાભાવિક વાત્સલ્યતાથી તે તેમને પાછા વાળશે, તો આપણા મનોરથના સઘળા માર્ગ બંધ થશે, એમ વિચારીને બ્રહ્મચારીની ગાયોના હરણરૂપ આ કાંઈ નવું કપટનાટક તેણે ભજવ્યું હોય એમ જણાય છે. અને તેમાં સહાય કરવાવાળી કપટકરંડિકા વિગેરે કુટીલ દાસીઓ છે. વધારેમાં અભ્યસૂયાની સંગતીજ સુરૂચિની ચિત્તવૃત્તિને ફેરવી નાખનાર મુખ્ય કારણ છે. અહો—

## શિખરિણી.

પિતાને માતાને અવર ગુરૂનેયે ન ગણુશે,
સગાંને સ્નેહીને વગર અપરાધે કનડશે;
પરાયા ઉત્કર્ષો નજર પડતાં ખેદ ધરશે,
[1]'અસૂયાએ' પ્રેર્યાં અધમ મન શું શું ન કરશે ?
કરી નિંદા જ્યાં ત્યાં ખટપટભર્યાં વેણ વદશે,
ખુવારી બીજાની જરૂર કરવા માત્ર મથશે;
નિરાંતે નિદ્રાનું સુખ નવ જરા ચિત્ત ધરશે,
અસુયાએ પ્રેર્યાં અધમ મન શું શું ન કરશે ?
પરાયા દોષોને નજર બહુ રાખી નિરખશે,
પરંતુ પોતાના અવગુણ પરેં અંધ બનશે;
મુખે મીઠું બોલી મલીન મનમાં ઝેર ભરશે,
અસૂયાએ પ્રેર્યાં અધમ મન શું શું ન કરશે ?

( તેટલામાં પડદામાં. )

અરે સુચરિત્રા ! ફૂલ વીણતાં વીણતાં શા તરંગે ચડી ગઇ છે ? દેવી સુનીતિ જલ્દી જલ્દી ફૂલ વિગેરે લઇ આવવા આજ્ઞા કરે છે. માટે એકદમ આવ.

**સુચરિત્રા**—( મનમાં ) હું તો વિચારમાં ને વિચારમાં બહુ ખોટી થઇ. ચાલ, ઝટ હવે દેવીની સેવામાં પોહચી જાઉં. ( પ્રકાશમાં ) બ્હેન, આ આવી. ( જાય છે. )

---

૧ અભ્યસૂયા, અદેખાઇ. ( પાઠાંતર ) અદેખા લોકોનાં અધમ મન શું શું ન કરશે ?

અલંકારો અને વસ્ત્રો તપોવનમાં રહેનારને લાયક નથી માટે બ્રાહ્મણ વિદ્યાર્થીઓને આપજે. આજ દિવસ સુધી એ સૌ મ્હેં માતા સુનીતિના સંતોષને માટે ધારણ કર્યાં હતાં, પરંતુ હવે તો આ વલ્કલવસ્ત્રો એજ મ્હારાં દુકૂલો, આ રૂદ્રાક્ષ એજ મ્હારાં ઘરેણાં અને આ ભસ્મલેપન એજ ઉત્તમમાં ઉત્તમ અંગરાગ. ( દિવ્ય વસ્ત્રાલંકારો ઉતારી, સુશીલાના હાથમાં મૂકી પોતે વલ્કલ, રૂદ્રાક્ષ ને ભસ્મ ધારણ કરે છે. )

**સુશીલા**—( આંસુ સહિત ગદ્‌ગદ્ કંઠે. )

**શાર્દૂલ.**

ધાર્યાં વલ્કલ, દિવ્ય અંબર તજી, આપે શરીરે અરે,
માળાઓ મણિરત્નની તજી, ધરી રૂદ્રાક્ષ કંઠે કરે;
ધારી ભસ્મ, સુઅંગરાગ તજીને: જોતાં બધું એ અરે,
ફાટે આ નવ કાળજું અરર કાં ? એ વજ્રનું છે ખરે.

**ધ્રુવ**—સુશીલા ! હર્ષને સમયે તારે ખેદવશ થવું ન જોઇએ.

**મરાઠી સાખી.**

મંગલકર મુરલીધરકેરો, વરલાયક બનું જ્યારે,
આ આભૂષણથી અદકેરાં, આભૂષણ ધરૂં ત્યારે;
એ અભિલાષ ઉરે, સખિ ! તું શાને અશ્રુ ઝરે ?

**સુશીલા**—તમારાં વચનો જલ્દી સત્ય થાઓ.

**ધ્રુવ**—સુશીલા ! માયાળુ માતુઃશ્રીને, પુજ્ય પિતાશ્રીને, શુભેચ્છક સુચરિત્રાને અને ત્હને હવે આ જતી વખતના છેલ્લા પ્રણામ. ( પ્રણામ કરે છે. )

**સુશીલા**—કુમાર ! પરમદયાળુ પરમેશ્વર તમારાપર જલ્દી કૃપાદૃષ્ટિની વૃષ્ટિ કરે. મનકામનાની સિદ્ધિ અર્થે સુખે સિધાવો.

**ધ્રુવ**—મ્હારાં માતુશ્રીની પ્રિય સખીની જેવી આજ્ઞા. ( જાય છે. )

**સુશીલા**—( મનમાં ) મનુવંશમાં ઉપજેલા કુમારનું કેવું વિનયીપણું છે ? મ્હારા જેવી દાસીને પણ કદિ વિવેક વગરનું વચન તે કહેતા નથી. ( ઉંચી ડોક કરી જોઇને ) કુમાર તો હવે નજર ન પોંહચી શકે તેટલે આઘે ગયા. ચાલ, હું પણ તેમના પ્રયાણની વાત માતુઃશ્રી સુનીતિને જણાવું ( જાય છે. )

**અંક ત્રીજો સમાપ્ત.**

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—સુરૂચિનું શયનગૃહ.

**પાત્રો—રાજા, અને સુરૂચિ.**

(રાજા તથા સુરૂચિ જૂદા જૂદા પલંગમાં સુતેલાં છે.)

**રાજા**—(આશ્ચર્યથી ઉઠી આગળ આવીને મનમાં) આ શું! જે વાત અત્યારસુધી મારા સ્મરણમાંથીએ ખસી ગઇ હતી તે આ વખતે, જ્યારે સઘળું જગત શાંતિમાં સુતેલું છે ત્યારે, કયાંથી ઉછળી આવે છે? બ્રહ્મચારીની ગાયોને છોડાવવા જતાં શરીર અને મન શ્રમીત થઇ ગયા છતાં નિદ્રા કેમ આવતી નથી? હૃદયમાંથી સંતાપ કેમ ખસતો નથી? મારૂં મન જાણે સંદેહના હીંડોળામાં લટકી રહ્યું હોય તેમ સુરૂચિ, અભ્યસૂયા અને પરમહંસ તથા બ્રહ્મચારીએ કાલે કહેલાં વચનો સંભારી સંભારી આમ તેમ ભમે છે. પણ સુનીતિ એવા ક્રુર કાળજાની હોય એમ તો મને નથી લાગતું. હા, પણ જો તેમ ન હોય તો સુરૂચિ મારી પાસે એવું અસત્ય બોલે એ પણ કેમ સંભવે? કદાચ શોકયના દ્વેશને લીધે સુરૂચિ જુઠું બોલે અને સુરૂચિના સ્નેહ સંબંધને લીધે અભ્યસૂયા પણ તેમ કરે, પરંતુ પરમહંસ અને બ્રહ્મચારીના મુખમાંથી એવી અસત્ય વાણી કેમ નીકળે? હા! આ વિચારથી હું દિઙ્મૂઢ બની જાઉં છું. અરે, એ દિઙ્મૂઢતાને લીધેજ મેં મારી સમક્ષ સુરૂચિએ ધિક્કારેલા ધીર પુત્ર ધ્રુવનું સમાધાન પણ ન કર્યું, અને ગમે તેમ બોલતી સુરૂચિને પણ અટકાવી નહિ. વળી સુનીતિને પણ કાંઇ આશ્વાસનનાં વચનો કહેવરાવ્યાં નહિ. હા! હું શું કરૂં! ખરૂં શું અને ખોટું શું એનો નિર્ણય આજે મ્હારી મતિ કરી શકતી નથી. (ફરીથી નીસાસો નાખીને) અથવા સંદેહ શામાટે? પરમહંસ અને બ્રહ્મચારીના વચનોથી સુનીતિજ પાપી મલીન મનવાળી છે એમ નક્કી જણાય છે.

**સુરૂચિ**—(સ્વપ્નમાં) નહિ નહિ હું હું—(એમ સ્વપ્ન પ્રલાપ કરે છે.)

**રાજા**—(વિસ્મય પામી) અરે! આ દેવિ શું કહે છે? (પાસે જઇ સારી પેઠે જોઇને) હાં, હાં, એ તો સુરૂચિ કાંઇ સ્વપ્નમાં બોલે છે. ઠીક, ઠીક, ચાલ ત્યારે તે સાંભળું. (સાંભળવા ઉભો રહે છે.)

**સુરૂચિ**—(ફરીથી) નહિ નહિ હું કદિ પણ અભ્યસયાનો ઉપકાર ભૂલી શકીશ નહિ. એણે પોતાના બુદ્ધિપ્રભાવે સુનીતિએ લખેલા પત્રોપર પણ મ-

હારાજાનો અભાવ ઉપજાવ્યો છે. વળી પરમહંસ અને બ્રહ્મચારીએ પણ કુલીન સેવકનું કામ બજાવ્યું છે. તેમનો ઉપકાર પણ કેમ ભૂલી શકું ?........................જા, જા, કપટકરંડિકા ! જા. આ સોનાનાં કંકણની જોડ પરમહંસને આપ, આ સોનાનાં ઝાંઝરની જોડ બ્રહ્મચારીને આપ, અને આ મનોહર હાર અભ્યસૂયાને આપ. તેમને કેહજે કે સમય આવ્યે આ પ્રમાણેજ કપટરચના રચવામાં તમારે કુશળ રેહવું.

**રાજા**—( શંકા અને વિસ્મય સાથે ) અરે, આ હું શું સાંભળું છું ? મ્હારા મનના વિકલ્પોને વધારનારી આ શબ્દધારા સુરૂચિના–દેવી સુરૂચિના મુખમાંથી નીકળે છે કે કોઇ અન્ય સ્થળેથી આવે છે ! શું પરમહંસ અને બ્રહ્મચારીને પણ કનકના કંકણ અને ઝાંઝરોનું અર્પણ ? અહો ! એ બ્રહ્મચારી અને પરમહંસ પણ કેવા પ્રકારના ? જરૂર, આમાં કાંઈ દગો છે–પ્રપંચ છે; હશે, જે હશે તે હમણાં જણાશે.

( શયનગૃહમાંથી બહાર આવી ) દ્વારપાળ !

**દ્વારપાળ**—( પ્રવેશ કરીને ) સેવક હાજર છે, દેવની શી આજ્ઞા છે ?

**રાજા**—જા, મ્હારા નામથી પ્રધાન વિવેકનિધિને કહે કે મહાકાળી અને મહાકાળેશ્વરના મંદિરમાં રેહતા બ્રહ્મચારી તથા પરમહંસને પકડી, માર મારીને પણ મનાવો કે તેઓ કોણ છે ?

**દ્વારપાળ**—જેવી દેવની આજ્ઞા. ( જાય છે. )

**રાજા**—અરે કોઈ છે ? ( એમ કેહતાં બીજો દ્વારપાળ પ્રવેશ કરે છે. )

**દ્વારપાળ**—હાજર છું હજુર, શી આજ્ઞા છે.

**રાજા**—જા, વત્સ ધ્રુવને જલ્દી મ્હારી પાસે તેડી લાવ.

**દ્વારપાળ**—જેવી આજ્ઞા. ( જતાં જતાં મનમાં ) સાંભળવા પ્રમાણે કુમાર ધ્રુવ તો તપોવનમાં પધાર્યા છે, આમ છતાં મહારાજ આવી આજ્ઞા કેમ કરતા હશે ? શું એ વાત એમના જાણવામાં નહીં હોય ? કદાચ એમ પણ થયું હોય. પણ એવું બનેજ કેમ ? અથવા આ કલ્પનાઓ મારે નોકર માણસે કરવાની નથી. હુકમ પ્રમાણે જઇ તપાસ કરી પછી જે હકીકત હોય તે નિવેદન કરૂં. ( જાય છે. )

**રાજા**—ચાલ, હું પણ એટલામાં સ્નાનસંધ્યા અને પરમેશ્વરની પુજા કરી સભામંડપમાં જાઉં અને પુત્ર ધ્રુવને મળું. ( અંદરના ઓરડામાં જાય છે. )

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—રાજ્યમેહેલમાં સભામંડપ.

**પાત્રો—પ્રથમ બે વૈતાલિક (પદ્મકાંત તથા શશિકાન્ત) અને પછીથી રાજા, વિવેકનિધિ, સુનીતિ તથા સુરૂચિ વિગેરે.**

**પદ્મકાંત**—(પ્રવેશ કરતાં) બન્ધુ શશિકાન્ત! મહારાજા પેલા બ્રહ્મચારીની ગાયોના હરણ કરનાર ચોરોને પકડીને છેક મોડી રાત્રે પધાર્યા છતાં આજે અત્યારમાં બ્રાહ્મ મુહૂર્ત પેહેલાંજ પ્રબુદ્ધ થયા જણાય છે, તેમજ તેમની મુખકાન્તિ પણ કાંઇ મ્લાન દેખાય છે, એનું શું કારણ?

**શશિકાન્ત**—પ્રિય પદ્મકાંત! દેવિ સુરૂચિનો અકારણ કોપ, કુમાર ધ્રુવનો અકારણ તિરસ્કાર, અને બ્રહ્મચારીની ગાયોનું અકસ્માત હરણ વિગેરે પ્રસંગોથી આજકાલ મહારાજાની વૃત્તિ વ્યગ્ર રહ્યા કરે છે, એથી શું તું અજાણ્યો છે!

**પદ્મકાંત**—સત્ય કહે છે ભાઇ, એ વાતનું મને વિસ્મરણ થયું. ખરે, આ સંસાર સાગરજ દુસ્તર છે. રાજા સુખને માટેજ સર્જાએલા છે એવું માનનારા રંક લોકોને કયાંથી ખબર પડે કે રાજાઓને પણ તેમના જેટલુંજ દુઃખ છે. સહુસહુના પ્રમાણમાં સુખ દુઃખ સમભાગે વેહેંચાઇ રહેલાં છે. ઇશ્વરની નજરમાં રંક અને રાજા સરખા છે. પણ હશે, ચાલ આપણે હવે પ્રાતઃકાળને અને પ્રસંગને અનુસાર સંગીત શરૂ કરીએ. (બંને ગાય છે.)

### રાગ પ્રભાત.

(નારાયણનું નામજ લેતાં એ રાગ.)

સ્હાય કરો સ્નેહે શામળીઆ, તરણી તીર ઉતારીરે;<br>
અશરણશરણ તમે છો ઇશ્વર, આશા એક તમારીરે. સ્હાય.<br>
મધ્દરિયામાં તરણી પડી છે, ત્રીકમ! તીરે લાવોરે;<br>
કુશળ કરી કરૂણાકર! મ્હારા, મનની વ્યાધિ મિટાવોરે. સ્હાય.<br>
અધમઉધારણ આપ કહાવો, શ્યામસુંદર! સુખરાશિરે;<br>
અધમ અનંત ઉધાર્યા આપે, ફેડી દુઃખની ફાંસીરે. સ્હાય.<br>
આપ અનંત વિભૂતિ ભરેલા, સુખસાગર જશનામીરે;<br>
સુખ વરસી સેવકની શ્રીપતિ! વ્યાકુળતા ઘો વામીરે. સ્હાય.<br>
સુજ કરણી જોશોમાં માધવ! આપ સ્વરૂપ સંભારીરે;<br>
દીનદયાળનું બિરદ વિચારી, તરણી લેજો તારીરે. સ્હાય.

( એટલામાં “ જય જય મહારાજ ” એવી નેકી નેપથ્યમાં થાય છે. )

**શશિકાન્ત**—અહો, મહારાજા આ તરફ પધારતા હોય એમ જણાય છે. માટે ચાલો આપણે જતા રહીએ.

**પદ્મકાન્ત**—હા, ચાલો. ( બને જાય છે. )

( પ્રતિહાર પોતાને સ્થાને ઉભો રહે છે. રાજા તથા વિવેકનિધિ વાત કરતા પ્રવેશ કરે છે. )

**રાજા**—અને પછી પેલા પરમહંસ તથા બ્રહ્મચારી કોણ છે એ વિષે કાંઇ નક્કી કર્યું કે ? ( સિંહાસને બેસે છે. )

**વિવેકનિધિ**—( આસને બેસતાં ) હા, મહારાજ, દેવી સુરૂચિના પિયરથી આવેલા કપટકરંડ અને પિશુનાપીડ નામના માણસો બ્રહ્મચારી તથા પરમહંસ બની તેમણે દેવી સુરૂચિની પ્રિય સખી અભ્યસૂયાની ઉશ્કેરણીથી આ સઘળી કપટઘટના કરેલી છે. વારંવાર તેમને શિક્ષા થતાં પોતાની મેળેજ તેમણે સર્વ રહસ્ય કહેલું છે. દેવી સુનીતિ તરફ મહારાજનો અભાવ ઉપજાવવા આ યત્ન થયેલો છે, એમ જણાય છે.

**રાજા**—( ક્રોધ સાથે ) બસ, મારા મનમાં પણ હવે એજ નિશ્ચય થાય છે. હા ! કેવું કપટ ? કેટલો વિશ્વાસઘાત ? જેને મેં મારાં પ્રિય કરી માનેલાં તેજ મારૂં અપ્રિય કરનારાં નિવડયાં ! અરે, એ દુષ્ટોના વચન ઉપર વિશ્વાસ રાખી મેં પુત્ર ધ્રુવનો પણ અનાદર કર્યો ? વત્સ ધ્રુવ ! પ્રિય ધ્રુવ ! અહીં આવ, અહીં આવ અને મને આલિંગન આપ. વિનાકારણે વચનબાણથી સુરૂચિએ ત્હારો તિરસ્કાર કર્યો છે. હાય ! શું હજી પણ તું મારી પાસે આવતો નથી ?

**વિવેકનિધિ**—મહારાજ, મહારાજ અહીં કુમાર ધ્રુવ કયાં છે ?

**રાજા**—( સચેત થઇને ) ખરે, મ્હારી ભૂલ થઇ. વિવેકનિધિ ! વત્સ ધ્રુવને તેડવાને મેં માણસ મોકલ્યું છે, છતાં હજી તે કેમ ન આવ્યો ?

**દ્વારપાળ**—( પ્રવેશ કરીને ) મહારાજ ! આપની આજ્ઞાથી હું કુમાર ધ્રુવને તેડવા ગયો હતો પણ—પણ તે તો તપોવનમાં સિધાવ્યા છે.

**રાજા**—( આશ્ચર્યથી ) હેં ! હેં ! શું વત્સ ધ્રુવ તપને માટે તપોવનમાં સિધાવ્યા ? કોણે કહ્યું ? કયારે, કયારે ?

**દ્વારપાળ**—પોતાનાં અપરમાતાના વચનથી પીડાઇ, કાલેજ પ્રાતઃકાળે ઉઠી, કુમાર તપોવનમાં પધાર્યા છે એમ સુશીલાએ મને સમાચાર આપ્યા. હવે દેવની જેવી આજ્ઞા.

રાજા—હા ! વિવેકના વિનાશ કરનાર રાજ્યલોભને ધિક્કાર છે, રાજ્યલોભમાં વિવશ થએલી સુરૂચિને ધિક્કાર છે, અકારણે અન્યનું અહિત કરનારી અભ્યસૂયાને ધિક્કાર છે, અને સુરૂચિના શબ્દોથી મૂઢમતિવાળા મને પણ હજારોવાર ધિક્કાર છે. (મૂર્છાથી પડી જાય છે.)

વિવેકનિધિ—દેવ ! શાંત થાઓ, શાંત થાઓ. (પવન નાંખે છે.)

રાજા—(થોડી વારે સંજ્ઞા પામીને) વત્સ ધ્રુવ ! શું ત્હારા જેવા રાજકુમારને પણ વનવાસ ? હાય ! હવે ત્હારૂં કમળ જેવું કોમળ વદન હું ક્યાં જોઈશ ? ત્હારી વિનયભરી વાણી ક્યારે સાંભળીશ અને ત્હારાં મૃદુ મૃદુ અંગોને હું ક્યારે ભેટીશ ? (ફરી મૂર્છિત થાય છે.)

વિવેકનિધિ—(ફરી શીતોપચારે શાન્ત કરે છે.)

રાજા—(જાગ્રત થઈને) વિવેકનિધિ ! સુનીતિને તુરત મળવા મ્હારી મરજી છે. તો તેમને તેડવા માણસ મોકલો.

વિવેકનિધિ—જેવી આપની આજ્ઞા. (દ્વારપાળને) દ્વારપાળ ! જા, દેવી સુનીતિને નિવેદન કર કે મહારાજા આપને યાદ કરે છે.

દ્વારપાળ—જેવી આજ્ઞા. (જાય છે.)

રાજા—વિવેકનિધિ ! જેના કપટને લીધે હું આ દશાનો અનુભવ કરૂં છું, એ કપટી કપટકરંડને અને પાપી પિશુનાપીડને ગધેડે બેસાડી ગામમાંથી કાઢી મેલવાની જલ્દી ગોઠવણ કરો.

વિવેકનિધિ—દેવ ! એ વિષે આપે નિશ્ચિંત રહેવું. આ નગરમાં ફરીથી પેસી ન શકે એવી રીતે એમને અહીંથી બ્હાર કાઢી મૂકવાનો હુકમ પ્રથમથીજ આપી દેવામાં આવ્યો છે.

રાજા—અહો ! મ્હારૂંજ અવિચારીપણું મ્હને આ વખતે પૂરો પશ્ચાતાપ કરાવે છે.

પૃથ્વી.

વિવેક આળગો રહ્યો, અધિક અભ્યસૂયા થઈ,
રહી ન રજ આર્યતા, ધ્રુવતણી રતિયે ગઈ;
હિતાહિત જણાવતી [illegible] સાવ [illegible]
સુનીતિ–વિરહે કરી [illegible]

**વિવેકનિધિ**—આપનું કહેવું યથાર્થ છે. સંસારમાં સહુને સુનીતિનો ત્યાગ એવોજ હાનીકારક છે, ને તેથીજ સહુ સદા સુનીતિને વંદે છે અને કુનીતિને નહિ. ( સુનીતિ પ્રવેશ કરે છે. )

**સુનીતિ**—( પ્રણામ કરીને ) પ્રાણનાથ ! આપના ચરણકમળની દાસી સુનીતિ આપને પ્રણામ કરે છે.

**રાજા**—( સાંભળ્યા વિના ) પ્રધાનજી ! તમે તો સારી અને નઠારી નીતિના સંબંધમાં મેં કહેલા સુનીતિ શબ્દનો અર્થ કરી કહો છો, પરંતુ મ્હારૂં કહેવું તો દેવી સુનીતિના વિરહથી થએલી હાનીના સંબંધમાં છે.

**વિવેકનિધિ**—મહારાજ! આપ જો એમજ જાણતા હોતો પછી સુનીતિ આપના હૃદય-મંદીરમાંજ વિરાજે છે એમ હું માનું છું.

**રાજા**—( મનમાં ) અરે, વિવેકનિધિએ મને બહુ ઠપકો આપ્યો. ( પ્રકાશમાં ) વિવેકનિધિ ! સત્પુત્રનો વિયોગ કરાવનાર હું તેને દેવી સુનીતિ દર્શન દેશે કે ?

**સુનીતિ**—( પગમાં પડીને ) પ્રાણનાથ ! પ્રાણનાથ ! આ રહી હું આપની દાસી.

**રાજા**—( આંસુ સાથે ) પ્રિયે ! પ્રિયે ! કપટકરંડે અને પિશુનાપીડે મને ખરેખર છેતર્યો છે. મ્હારૂં મુખ પણ હું તને દેખાડી શકું તેમ નથી.

**સુનીતિ**—નાથ ! નાથ ! એવું કાંઈ પણ મનમાં લાવશોમાં. મ્હારૂં મન સ્વપ્નમાં પણ આપને દોષિત માનતું નથી.

**રાજા**—પ્રિયા ! તારા મનમાં ભલે તેમ હો. તોપણ મ્હારો અંતરાત્માજ મ્હને મહા અપરાધી માની વારંવાર ધિક્કારે છે.

**વિવેક**—દેવ ! દેવી સુનીતિજ જ્યારે આપને નિર્દોષ ને નિરપરાધી માને છે ત્યારે આપને લેશ પણ કલેશ કરવાનું કારણ નથી.

**રાજા**—વિવેકનિધિ ! દેવી સુનીતિ મ્હને નિર્દોષી ને નિરપરાધી ગણે છે તેથીજ મ્હને વધારે શોક થાય છે. કારણ કે સુરુચિની કપટરૂપ અંધારીથી આંધળો બનેલો હું આવા ઉત્તમ ગુણોથી શોભતી સુનીતિને પણ જોઇ શક્યો નહિ. આથી મ્હોટું બીજું ખેદનું સ્થાન પણ કયું છે ને લાજનું સ્થાન પણ કયું છે ? વળી કદાપિ સુનીતિના પારકા ગુણજ માત્ર ગ્રહણ કરવાના અને

**રાજા**—હા ! વિવેકના વિનાશ કરનાર રાજ્યલોભને ધિક્કાર છે, રાજ્યલોભમાં વિવશ થએલી સુરૂચિને ધિક્કાર છે, અકારણે અન્યનું અહિત કરનારી અભ્યસૂયાને ધિક્કાર છે, અને સુરૂચિના શબ્દોથી મૂઢમતિવાળા મને પણ હજારોવાર ધિક્કાર છે. ( મૂર્છાથી પડી જાય છે. )

**વિવેકનિધિ**—દેવ ! શાંત થાઓ, શાંત થાઓ. ( પવન નાંખે છે. )

**રાજા**—( થોડી વારે સંજ્ઞા પામીને ) વત્સ ધ્રુવ ! શું ત્હારા જેવા રાજકુમારને પણ વનવાસ ? હાય ! હવે ત્હારૂં કમળ જેવું કોમળ વદન હું ક્યાં જોઇશ ? ત્હારી વિનયભરી વાણી કયારે સાંભળીશ અને ત્હારાં મૃદુ મૃદુ અંગોને હું કયારે ભેટીશ ? ( ફરી મૂર્છિત થાય છે. )

**વિવેકનિધિ**—( ફરી શીતોપચારે શાન્ત કરે છે. )

**રાજા**—( જાગ્રત થઇને ) વિવેકનિધિ ! સુનીતિને તુરત મળવા મ્હારી મરજી છે. તો તેમને તેડવા માણસ મોકલો.

**વિવેકનિધિ**—જેવી આપની આજ્ઞા. ( દ્વારપાળને ) દ્વારપાળ ! જા, દેવી સુનીતિને નિવેદન કર કે મહારાજા આપને યાદ કરે છે.

**દ્વારપાળ**—જેવી આજ્ઞા. ( જાય છે. )

**રાજા**—વિવેકનિધિ ! જેના કપટને લીધે હું આ દશાનો અનુભવ કરૂં છું, એ કપટી કપટકરંડને અને પાપી પિશુનાપીડને ગધેડે બેસાડી ગામમાંથી કાઢી મેલવાની જલ્દી ગોઠવણ કરો.

**વિવેકનિધિ**—દેવ ! એ વિષે આપે નિશ્ચિંત રહેવું. આ નગરમાં ફરીથી પેસી ન શકે એવી રીતે એમને અહીંથી બ્હાર કાઢી મૂકવાનો હુકમ પ્રથમથીજ આપી દેવામાં આવ્યો છે.

**રાજા**—અહો ! મ્હારૂંજ અવિચારીપણું મ્હને આ વખતે પૂરો પશ્ચાતાપ કરાવે છે.

**પૃથ્વી.**

વિવેક અળગો રહ્યો, અધિક અભ્યસૂયા થઇ,
રહી ન રજ આર્યતા, ધ્રુવતણી રતિયે ગઇ;
હિતાહિત જણાવતી સમજ, સાવ ચાલી ગઇ,
સુનીતિ-વિરહેંકરી, કઇ અરે ! ન હાની થઇ?

**વિવેકનિધિ—**આપનું કહેવું યથાર્થ છે. સંસારમાં સહુને સુનીતિનો ત્યાગ એવોજ હાનીકારક છે, ને તેથીજ સહુ સદા સુનીતિને વંદે છે; અને કુનીતિને નહિ. ( સુનીતિ પ્રવેશ કરે છે. )

**સુનીતિ—**( પ્રણામ કરીને ) પ્રાણનાથ ! આપના ચરણકમળની દાસી સુનીતિ આપને પ્રણામ કરે છે.

**રાજા—**( સાંભળ્યા વિના ) પ્રધાનજી ! તમે તો સારી અને નઠારી નીતિના સંબંધમાં મેં કહેલા સુનીતિ શબ્દનો અર્થ કરી કહો છો, પરંતુ મ્હારૂં કહેવું તો દેવી સુનીતિના વિરહથી થએલી હાનીના સંબંધમાં છે.

**વિવેકનિધિ—**મહારાજ ! આપ જો એમજ જાણતા હોતો પછી સુનીતિ આપના હ્રદય-મંદીરમાંજ વિરાજે છે એમ હું માનું છું.

**રાજા—**( મનમાં ) અરે, વિવેકનિધિએ મને બહુ ઠપકો આપ્યો. ( પ્રકાશમાં ) વિવેકનિધિ ! સત્પુત્રનો વિયોગ કરાવનાર હું તેને દેવી સુનીતિ દર્શન દેશે કે ?

**સુનીતિ—**( પગમાં પડીને ) પ્રાણનાથ ! પ્રાણનાથ ! આ રહી હું આપની દાસી.

**રાજા—**( આંસુ સાથે ) પ્રિયે ! પ્રિયે ! કપટકરંડે અને પિશુનાપીડે મને ખરેખર છેતર્યો છે. મ્હારૂં મુખ પણ હું તને દેખાડી શકું તેમ નથી.

**સુનીતિ—**નાથ ! નાથ ! એવું કાંઈ પણ મનમાં લાવશોમાં. મ્હારૂં મન સ્વપ્નમાં પણ આપને દોષિત માનતું નથી.

**રાજા—**પ્રિયા ! તારા મનમાં ભલે તેમ હો. તોપણ મ્હારો અંતરાત્માજ મ્હને મહા અપરાધી માની વારંવાર ધિક્કારે છે.

**વિવેક—**દેવ ! દેવી સુનીતિજ જ્યારે આપને નિર્દોષ ને નિરપરાધી માને છે ત્યારે આપને લેશ પણ કલેશ કરવાનું કારણ નથી.

**રાજા—**વિવેકનિધિ ! દેવી સુનીતિ મ્હને નિર્દોષી ને નિરપરાધી ગણે છે તેથીજ મ્હને વધારે શોક થાય છે. કારણ કે સુરુચિની કપટરૂપ અંધારીથી આંધળો બનેલો હું આવા ઉત્તમ ગુણોથી શોભતી સુનીતિને પણ જોઇ શક્યો નહિ. આથી મ્હોટું બીજું ખેદનું સ્થાન પણ કયું છે ને લાજનું સ્થાન પણ કયું છે ? વળી કદાપિ સુનીતિના પારકા ગુણજ માત્ર ગ્રહણ કરવાના અને

દોષની પરંપરાને નહિ જોવાના સદ્‌ગુણને કે સંભારી શોકનું શમન થઇ શકે, તોપણ સત્પુત્રરત્ન ધ્રુવનો ત્યાગ મ્હને અપાર સંતાપના સાગરમાં ડૂબાડે છે, હા! હવે હું શું કરું? ક્યાં જાઉં? હું નિરાધાર છું.

**વિવેક**—દેવ! આપ જેવાએ તો ધીરજનોજ આધાર લેવો જોઇએ.

**સુનીતિ**—પ્રાણનાથ! વત્સ ધ્રુવની ચિંતા આપે જરા પણ મનમાં રાખવી નહિ. આપના પુણ્ય પ્રભાવે થોડાજ સમયમાં તે આપના ચરણારવિંદમાં હાજર થશે.

**રાજા**—( સ્મરણ કરીને ) હા! હું ધૈર્ય તે કેવી રીતે ધારણ કરી શકું!

**પૃથ્વી.**

ઘણા વિનયથી અને ઉલટથી અતિ ઓપતો,
રૂડો તનુજ બેસવા જનકઅંકમાં જ્યાં જતો;
દશા અરર! ત્યાં કરી સુરુચિએ અતિ ક્રૂર જે,
હજી પણ જતી નથી નયનથી જરી દૂર તે.

( આંસુ પાડે છે. )

**સુનીતિ**—પ્રાણનાથ! પ્રાણનાથ! ધીરજ ધરો, ધીરજ ધરો. આપની આ કથા અત્યારે મ્હને ઘાપર લવણ જેવી લાગે છે. માટે એ વાત ભૂલી જાઓ.

**વિવેક**—દેવ! દેવીનું કેહવું યોગ્ય છે.

**રાજા**—( ક્ષણવાર વિચારીને ) પ્રધાનજી! અભ્યસૂયા અને સુરુચિને સત્વર બોલાવો.

**વિવેક**—જેવી દેવની આજ્ઞા. ( દ્વારપાળને મોકલે છે. )

**રાજા**—વિવેકનિધિ! દુઃસંગતિ કેવા કેવા અવિવેક નથી કરાવતી? સુરુચિ કે જે ઉત્તમકુળમાં જન્મેલી છે તે પણ નીચ અભ્યસૂયાની સંગતિથી કેવા અવિવેક સાગરમાં ડૂબી ગઈ છે?

**વિવેક**—હા, એમજ છે.

**સુનીતિ**—નાથ! સુરુચિનો અપરાધ આપે ક્ષમા કરવો જોઇએ. કારણ તેને પણ આધાર માત્ર આપનોજ છે. ( એવામાં સુરુચિ ને અભ્યસૂયા પ્રવેશ કરે છે. )

**સુરુચિ**—અભ્યસૂયા! મહારાજા પાસે સુનીતિ બોલતી સંભળાય છે. તો ચાલ, આપણે જરા સંતાઇ રહીને સાંભળીએ કે તે શું બોલે છે.

**અભ્યસૂયા**—જેવી દેવીની ઇચ્છા. ( બંને સંતાઇ ઉભાં રહે છે. )

**રાજા**—પ્રિયા ! તમે મહા પવિત્ર છો, તેથી દોષવાન ઉપર પણ તમે દોષ-દૃષ્ટિ કરતાં નથી. પણ મ્હારાથી તેમ થઇ શકશે નહિ.

**વિવેક**—દેવ ! આપથી અજાણ્યું નથી કે પારકાં દૂષણો જોવામાં દેવીનો સ્વભાવ સ્વાભાવિક રીતેજ વિમુખ છે.

**સુરુચિ**—અરે ! આ હું શું સાંભળું છું ? શું મહારાજા સુનીતિને પણ પ્રિયા કહી બોલાવે છે ? હા ! હું હણાઇ ગઇ. ( આંસુ પાડે છે. )

**અભ્ય**—દેવિ ! શાંત થાઓ, શાંત થાઓ.

**સુરુચિ**—અભ્યસૂયા ! જો તો ખરી કે આ દુષ્ટ વિવેકનિધિ પણ સુની-તિનાંજ વખાણ કરવા મંડી ગયો છે.

**અભ્ય**—દેવિ ! એ દોષ આપનોજ છે. કારણ કે જયારે મહારાજા આપને વશ હતા ત્યારે આપે આવાને દૂર કર્યા નહિ. ને કપટકરંડ જેવાને પાસે ગોઠવ્યા નહિ. તો હવે પોતાની ભૂલનું ફળ પોતેજ ચાખવું જોઇએ.

**સુરુચિ**—સખિ ! ત્હારે પણ "પડયાપર પાટુ મારવી" યોગ્ય નથી. હવે પછી આવી ભૂલ હું કરીશ નહિ. મહારાજા પાસે જઇ વિવેકનિધિને વળાવવાની તો સૌપહેલી તજવીજ કરીશ.

**રાજા**—વિવેકનિધિ ! નીચ અભ્યસૂયા અને સુરુચિને પણ પેલા પાપી-ઓની માફક નગરમાંથી દૂર કરવાં જોઇએ.

**સુરુચિ**—અભ્યસૂયા ! મહારાજા મ્હારા ને ત્હારાપર અત્યંત ક્રોધી થયા જણાય છે. આપણું કપટ ઉઘાડું થયું લાગે છે, તો હવે શું કરશું ?

**અભ્ય**—એકવાર બધું સાંભળીએ, પછી વિચાર કરીશું ?

**સુનીતિ**—નાથ ! નાથ ! આપ આદિમનુના વંશમાં ઉપજેલા છો. આપને આપની નિરપરાધી અર્ધાંગનાનો ત્યાગ કરવો ઉચિત નથી.

**રાજા**—કેવી રીતે સુરુચિ નિરપરાધી છે ?

**સુનીતિ**—સુરુચિએ આપનો જરા પણ અપરાધ કર્યો હોય એવું મેં જોયું નથી.

**રાજા**—શાસ્ત્રોનો સિદ્ધાંત છે કે આત્મા એજ પુત્ર છે તેથી સુરુચિએ કુમારનો અપરાધ કર્યો તે પણ મ્હારોજ અપરાધ કર્યો, એમ હું માનું છું.

**સુનીતિ**--નાથ ! સુરુચિએ કે અભ્યસૂયાએ ધ્રુવનો પણ જરાએ અપ-રાધ કર્યો નથી.

**વિવેક**—( મનમાં ) ખરેખર, સુનીતિ સૌજન્યની સીમા છે.

**સુરુચિ**—અભ્યસૂયા ! સુનીતિનું આવું વચન સાંભળી મને અતિ આ-શ્ચર્ય થાય છે.

**અભ્ય**—એમાં આશ્ચર્ય પામવાનું કાંઇ કારણ નથી.

**સુરુચિ**—કેમ ?

**અભ્ય**—સુનીતિ પોતાના મનમાં સમજે છે કે મહારાજા ક્ષણમાત્ર પણ સુરુચિના સ્નેહથી વિમુખ રહી શકવાના નથી. સુરુચિના સૌંદર્યનું દર્શન થતાંજ જરૂર એ એને વશ થઇ જશે. ને એજ કારણથી તે આપના જરા પણ વિરૂદ્ધ બોલતી નથી.

**સુરુચિ**—પ્રિય સખિ ! ત્હારું કહેવું ખરૂં છે. તું બહુ દીર્ઘ દૃષ્ટિવાળી છું.

**રાજા**—પ્રિયા ! સુરુચિ અને અભ્યસૂયાએ કુમારનો કાંઇપણ અપરાધ કર્યો નથી એમ બોલવાથી તું પણ મ્હને સંતાપના સાગરમાં નાંખે છે. અભ્ય સૂયા એજ સર્વ આપત્તિઓનું મૂળ છે, અભ્યસૂયા એજ સર્વ અનર્થોનું કારણ છે, અને અભ્યસૂયા એજ સર્વ પાપોની ઉત્પત્તિનું ક્ષેત્ર છે. અભ્યસૂયાએ દેખાડેલી દશાએ જવાથીજ સુરુચિએ સ્વપ્નમાં પણ ન કરવા લાયક અકૃત્યો કરેલાં છે. જો તેમ ન હોય તો ઉંચા કૂળમાં જન્મેલી સુરુચિનો કુમાર ધ્રુવ ઉપર દ્વેષ આવવોજ કેમ સંભવે ? એ પાપિણી અભ્યસૂયાએ કેવળ સુરુચિનેજ મૂઢ નથી કરી, પણ મ્હને પણ પોતાની કપટકળાએ દિગ્મૂઢ કરી દીધો હતો. હા ! તેથીજ મ્હેં ખોળા ઉપર બેસવા ઇચ્છતા કુમારનો આદર કર્યો નહિ, તેથીજ મ્હેં કુમાર ધ્રુવનું કશું પણ સાન્ત્વન કર્યું નહિ. એ પાપિણીને તો પ્રાણાંત દંડજ યોગ્ય છે, પણ શું કરું ? સ્ત્રીહત્યાનું પાપ મ્હને તેમ કરતાં અટકાવે છે. અને એટલાથીજ હું સુરુચિનો ને અભ્યસૂયાનો ત્યાગ કરવા ચાહું છું. સુનીતિ ! અપકારપર પણ ઉપકાર કરનારી ઉદાર સુનીતિ ! વિચાર કર, વિચાર કર. નિર્દોષ કુમાર ધ્રુવને "દુર્ભાગિણીના દીકરા ! આ સિંહાસનપર બેસતાં તું શરમાતો નથી ?" "અભાગિયા ! એ આસનને તું અયોગ્ય છે" આવાં આવાં કઠણ વચનો કહ્યાં એ શું સુરુચિનો પણ ઓછો અપરાધ છે ? અરે આટલું કહ્યા છતાં પણ કુમારને તો ક્રોધ ચઢ્યો નહોતો, પણ જ્યારે "ત્હારી માતા સંન્યાસી ને બ્રહ્મચારીદ્વારા મારણ મોહન ને વશીકરણ કરાવે છે"

એવાં વચનો કહ્યાં ત્યારેજ તે કુમારને વજ્રપાત જેવાં લાગ્યાં. અને મ્હને છેલ્લા પ્રણામ કરી તે નીકળી ગયો. હા ! હું પણ એ કર્મચાંડાલોની કપટજાળે ભમાયો હોવાથી કાંઇ પણ બોલ્યો નહિ, ને એ છ વર્ષનો ન્હાનો બાળ, વચનોએ વિંધાઇ, તપોવનમાં ચાલ્યો ગયો. એ શું સુરુચિનો ઓછો અપરાધ છે ?

**સુરુચિ**—અભ્યસૂયા ! આપણો પડદો ફૂટી ગયો છે. હા ! મહારાજા પણ પ્રપંચ જાણી ગયા છે, હવે શું કરશું ?

**અભ્ય**—દેવિ ! આપ કહેજો કે આ બાબતમાં હું કાંઇ જાણતી નહોતી. હું પણ અભ્યસૂયાનાં વચનોથી છેતરાઇ છું.

**વિવેક**—( મનમાં ) **"न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति"** "ભલું કરનારનું કદિ ભૂંડું થતુંજ નથી" એ કહેવત ખોટી નથી. ઘણે કાળે પણ મહારાજા દેવી સુનીતિ સદ્‌ગુણી છે એમ સમજ્યા એથી મારૂં મન પ્રસન્ન થાય છે.

**સુનીતિ**—દેવ ! ફરીથી પણ મારી વિનંતી છે કે ઝીણી નજરે જોતાં મ્હારાં પ્રિય બેન સુરુચિ તથા અભ્યસૂયા આ બાબતમાં અપરાધી હોય એમ મને જણાતું નથી.

**રાજા**—ત્યારે તમને આ બાબતમાં અપરાધી કોણ લાગે છે ?

**સુનીતિ**—પ્રાણનાથ ! મ્હારુંજ ઓછું તપ, ઓછું પુણ્ય ને ઓછું ભાગ્ય આમાં અપરાધી છે. એમ ન હોય તો આપની પાણિગ્રહણ કરનારી અર્ધાંગનાનું મનથી પણ કોણ નઠારૂં કરી શકે ? આપનું અજાણ્યું નથી કે પ્રાણનાથનું પ્રિયતમાપણું કે જે સર્વ સુખનું ને સર્વ સૌભાગ્યનું મૂળ છે તે પૂરાં પુણ્યવિના, તીવ્ર તપવિના કે ભારે ભાગ્યવિના પમાતું નથી. વળી રાજકુમાર છતાં પણ રાજપદવીને યોગ્ય રત્નજડિત સિંહાસન, ચંદ્રના બિંબ જેવું છત્ર, ને સુંદર ચમ્મર વગેરે વૈભવો પૂરાં પુણ્યવિના, તીવ્ર તપવિના કે ભારે ભાગ્યવિના પમાતાં નથી. પરંતુ જો પરમશ્રદ્ધાથી તપ કર્યું હોય તો તે થોડાં પુણ્ય અને થોડાં ભાગ્યને દૂર કરી માણસને અપાર પુણ્યવાન તે ભારે ભાગ્યવાન બનાવે છે. દેવી સુરુચિએ મ્હારું ને કુમાર ધ્રુવનું થોડું તપ, થોડું પુણ્ય ને થોડું ભાગ્ય જોયું. અને તેથી દયાભાવે કુમાર ધ્રુવને તપ કરવા ઉપદેશ કર્યો. એ ઉપકાર એમણે મ્હારા અને ધ્રુવના ઉપર અતિશય કર્યો છે. એ ઉપકારને જો હું અપકાર માનું તો મારા જેવું બીજું કૃતઘ્ન કોણ ? એ આપેજ વિચારવાનું છે. વળી અભ્યસુયાના શીખવવાથી એમણે જે આરોપો મ્હારે માથે મૂકયા

છે એમાં પણ એ બે નિર્દોષ છે, પણ મ્હારું પાપી પ્રારબ્ધજ દોષપાત્ર છે એમ હું માનું છું.

**રાજા**—દેવિ સુનીતિ ! તમારી અપાર સુજનતા ને અનુપમ મહાશયતા જોઇને મ્હારું મન પારાવાર પ્રસન્ન થાય છે. માટે તમને જે પ્રિય હોય તે માગો.

**વિવેક**—( મનમાં ) હવે કુમાર ધ્રુવ ઉપર જરૂર રાજ્યાભિષેક થશે. ખરે, દેવી સુનીતિનાં પુણ્યો ફળી ચુક્યાં.

**સુરુચિ } અભ્ય }** ( મનમાં ) હા ! આજે આપણા ભોગ મળ્યા, આપણને હમણાંજ નગરમાંથી કાઢી મૂકવાનું અથવા મરણપર્યંત કેદ કરવાનું સુનીતિ માગ્યા વિના રહેશે નહિ. અરેરે ! હવે શું કરવું ? ક્યાં જવું ?

**સુનીતિ**—પ્રાણનાથ ! જો નક્કી આપવાની ઇચ્છા હોયતોજ પ્રાર્થના કરૂં.

**રાજા**—[1]ભીરૂ ! મ્હારાં વચનોમાં પણ શંકા ? માગવું હોય તે નિઃશંકપણે માગીલે, અને માગ્યું તે મળ્યુંજ માનીલે.

**સુરુચિ**—અભ્યસૂયા ! રાજાઓના વિજળીથી પણ વધારે ચંચળ પ્રેમને ધિક્કાર છે. "**राजा मित्रं केन दृष्टं श्रुतं वा**" રાજા મિત્ર થાય એ કોણે દીઠું કે સાંભળ્યું છે ? એ કહેવત ખોટી નથી. અહો ! ચાર પહોર પહેલાં જે રાજા મ્હારા પ્રેમમાં પરતંત્ર હતા તે અત્યારે જૂદાજ દેખાય છે. ખરે ! હવે આપણી દુર્દશા આવી.

**અભ્ય**—દેવિ ! જે થવાનું હશે તે થશે. હમણાં તો ધીરજ ધરીને સાંભળીએ કે સુનીતિ શું માગે છે ?

**સુનીતિ**—( હાથ જોડી ઉભી થઇને.)

**અનુષ્ટુપ્.**

આપો તો વર આ આપો, યાચું હે પ્રાણના પતિ !
સુરુચિ અભ્યસૂયાને—

**સુરુચિ**—હા ! જે ધારતાં હતાં તેજ થયું. ( આંસુ પાડે છે. )

**અભ્ય**—દેવિ ! ધીરજ ધરો, ધીરજ ધરો, હજી થોડું સાંભળવાનું બાકી છે.

**રાજા**—પ્રિયા ! વગર શંકાએ જે માગવું હોય તે માગો.

**સુનીતિ**—ત્યાગો ના નાથ ! હુંવતી. ( આંસુ સાથે પગમાં પડે છે. )

---

૧ બીકણ.

**રાજા**—( આશ્ચર્ય ને આનંદ સાથે ) દેવી ! દેવી ! પોતાનું અતિ અપ્રિય કરનારનું પ્રિય કરવામાં પણ તમારૂં મન અલૌકિક ઉદારતાવાળું છે ! તમારો એમજ આગ્રહ છે તો તમને વરદાન આપેલું હોવાથી હું લાચાર છું, અને તેઓ મહા અપરાધી છતાં પણ તેમનો ત્યાગ ન કરવા બંધાઉં છું.

**સુનીતિ**—( હાથ જોડીને ) નાથ ! મ્હારાપર મોટી કૃપા કરી.

**વિવેક**—મહારાજ ! મહાસતીનાં ચરિત્રો સદ્‌ગુણના સ્થાનરૂપ ને અલૌકિક ઉદાર હોય છે, એ લોકવાણી બરાબર છે.

**રાજા**—એમાં શું આશ્ચર્ય ? જુઓને એ સર્વે અત્યારે સુનીતિમાં સ્પષ્ટ દેખાય છે. અહો ! આવો મહાન ઉપકાર કરનારી સુનીતિને સુરુચિ અને અભ્યસૂયા જરા પણ જાણી શકે એમ છે ?

**વિવેક**—જો તેઓ જાણતાં હોય તો પછી તેના તરફ કદાપિ જરા પણ દ્રોહ કેમ કરે ?

**અભ્ય**—દેવિ ! હવે આપણે મહારાજાની સમીપ જવાનો સમય છે. ( કાનમાં કાંઇ કહે છે. )

**સુરુચિ**—તો ચાલો જઇએ ( આગળ જઈ પ્રણામ કરીને ) પ્રાણનાથ ! હું સુરુચિ આપને પ્રણામ કરું છું.

**અભ્ય**—( પ્રણામ કરીને ) દેવ ! આપની દાસી અભ્યસૂયા અભિવંદન કરૂં છું.

**રાજા**—( નિઃશ્વાસ નાંખીને ) સુરુચિ ! ત્હને જે કામ માટે બોલાવી હતી તેમાં તો સુનીતિએ વિઘ્ન કર્યું. પરંતુ કુમાર ધ્રુવને તપોવનમાં મોકલીને ત્હેં મારું જન્મ અને જીવતર નિષ્ફળ કર્યું છે. હા ! એટલુંજ નહિ પણ મ્હારી અપકીર્તિને કલ્પોનાકલ્પો પર્યંત અચળ કરી છે. એ બધા અનર્થોનું મૂળ આ પાપિણી અભાગિણી અભ્યસૂયાજ છે, એમ હું નિશ્ચય જાણું છું. પણ શું કરું ? સુનીતિનાં વચને હું બંધાઈ ગયો છું, એટલે નિરુપાય છું.

**સુરુચિ**—પ્રાણનાથ ! આપ જે કહો છો તે સર્વે સત્ય છે. પણ શું કરું ? હું પણ એ અભ્યસૂયાનાં વચનોથીજ છેતરાઇ છું. મ્હારાં વ્હાલાં બેન સુનીતિ કે જે સુખકારક સુધારૂપ છે, તેમને એ અભ્યસૂયાની શીખવણીથી હું ઝેર જેવાં જાણતી હતી. હાય ! અત્યારે મ્હારી એ ભૂલ મ્હને બહુ પસ્તાવો કરાવે છે, પરંતુ થઇ ગયેલી બાબતમાં હવે શું કરવું ?

છે એમાં પણ એ બે નિર્દોષ છે, પણ મ્હારું પાપી પ્રારબ્ધજ દોષપાત્ર છે એમ હું માનું છું.

**રાજા**—દેવિ સુનીતિ ! તમારી અપાર સુજનતા ને અનુપમ મહાશયતા જોઇને મ્હારું મન પારાવાર પ્રસન્ન થાય છે. માટે તમને જે પ્રિય હોય તે માગો.

**વિવેક**—( મનમાં ) હવે કુમાર ધ્રુવ ઉપર જરૂર રાજ્યાભિષેક થશે. ખરે, દેવી સુનીતિનાં પુણ્યો ફળી ચુકયાં.

**સુરુચિ** } ( મનમાં ) હા ! આજે આપણા ભોગ મળ્યા, આપણને હમ-
**અભ્ય** } ણાંજ નગરમાંથી કાઢી મૂકવાનું અથવા મરણપર્યંત કેદ કરવાનું સુનીતિ માગ્યા વિના રહેશે નહિ. અરેરે ! હવે શું કરવું ? કયાં જવું ?

**સુનીતિ**—પ્રાણનાથ ! જો નક્કી આપવાની ઇચ્છા હોયતોજ પ્રાર્થના કરૂં.

**રાજા**—[1]ભીરૂ ! મ્હારાં વચનોમાં પણ શંકા ? માગવું હોય તે નિઃશંકપણે માગીલે, અને માગ્યું તે મળ્યુંજ માનીલે.

**સુરુચિ**—અભ્યસૂયા ! રાજાઓના વિજળીથી પણ વધારે ચંચળ પ્રેમને ધિક્કાર છે. "**राजा मित्रं केन दृष्टं श्रुतं वा**" રાજા મિત્ર થાય એ કોણે દીઠું કે સાંભળ્યું છે ? એ કહેવત ખોટી નથી. અહો ! ચાર પહોર પહેલાં જે રાજા મ્હારા પ્રેમમાં પરતંત્ર હતા તે અત્યારે જૂદાજ દેખાય છે. ખરે ! હવે આપણી દુર્દશા આવી.

**અભ્ય**—દેવિ ! જે થવાનું હશે તે થશે. હમણાં તો ધીરજ ધરીને સાંભળીએ કે સુનીતિ શું માગે છે ?

**સુનીતિ**—( હાથ જોડી ઉભી થઇને. )

**અનુષ્ટુપ્.**

આપો તો વર આ આપો, યાચું હે પ્રાણના પતિ !
સુરુચિ અભ્યસૂયાને—

**સુરુચિ**—હા ! જે ધારતાં હતાં તેજ થયું. ( આંસુ પાડે છે. )

**અભ્ય**—દેવિ ! ધીરજ ધરો, ધીરજ ધરો, હજી થોડું સાંભળવાનું બાકી છે.

**રાજા**—પ્રિયા ! વગર શંકાએ જે માગવું હોય તે માગો.

**સુનીતિ**—ત્યાગો ના નાથ ! હુંવતી. ( આંસુ સાથે પગમાં પડે છે. )

---

1 બીકણ.

તેડવાને અભ્યસૂયાને મોકલું છું." આમ કહેવાથી તું મહારાજાની પ્રીતિ સંપાદન કરી શકીશ. ને ત્હારી અને મહારાજની આજ્ઞા હોવાથી હું ધ્રુવને અવશ્ય તેડી લાવીશ. ધ્રુવના તપમાં ભંગ પડશે એમાં પણ ત્હારું તો હિતજ છે.

**સુરુચિ**—( અભ્યસૂયાને કાનમાં ) ભલે, એમ કરું છું.

**રાજા**—( જાગ્રત્ થઇને ) વત્સ ધ્રુવ ! તારા વિના આ જગત આજે શુન્ય જેવું લાગે છે.

**વસંતતિલકા.**

એકે ઘડી, ન પળ કે નિમિષેય મ્હારી,
જાયે જરા સ્મૃતિવિના પ્રિય પુત્ર ! ત્હારી;
ત્હારા બધા ગુણ, ગુણાબ્ધિ ! મને સ્મરે છે,
મ્હારાં અરે ! નયન અશ્રુજલે ભરે છે.

( આંસુ પાડે છે )

**સુનીતિ**—પ્રાણનાથ ! પ્રાણનાથ !

**માલિની.**

બસ, બસ, બહુ થાતું, સાંભળી ના શકું છું,
ચરણકમળ દાસી આપની રંક હું છું;
ધિરજ, ધિરજ છોડી, છે ગઈ છેક ભાગી,
મન અતિ ગભરાયે, શું કરું હું અભાગી ?

હા ! વત્સ ધ્રુવ ! ત્હારું સુંદર મુખારવિંદ હવે હું ક્યારે જોઇશ !

( મૂર્છિત થાય છે. )

**સુરુચિ**—પ્રિય બેન સુનીતિ ! શાંત થાઓ, શાંત થાઓ. ( વસ્ત્રના છેડાથી પવન નાંખે છે. )

**સુનીતિ**—( થોડીવારે સંજ્ઞા પામીને, મનમાં ) અહો ! મ્હારી મ્હોટી ભૂલ થઇ. ધીરજ છોડીને મ્હેં મહારાજાના મનમાં દુઃખનો વધારો કર્યો. ( પ્રકટ ) પ્રાણનાથ ! ધીરજ ધાર્યાવિના હવે બીજો કશો રસ્તો નથી.

**રાજા**—પ્રિયા ! એ સર્વે હું જાણું છું, તોપણ મ્હારી મતિ ધીરજ ધારતી નથી. શું કરું ?

**સુરુચિ**—પ્રાણનાથ ! આ દુઃખ શાન્ત કરવાનો એક ઉપાય છે.

**અજ્ય**—દેવ ! હું મહા અપરાધી છું. આપને મ્હારું મુખ દેખાડવા પણ શક્તિમાન નથી. ( નિચું જોઇ આંસુ પાડે છે. )

**સુનીતિ**—પ્રાણનાથ ! મ્હેં પહેલાંથીજ પ્રાર્થના કરી છે કે મ્હારાં ઓછાં ભાગ્યવિના આમાં કોઇ અન્ય અપરાધી નથી. તો હવે આ સંબંધે કોઇને સંતાપ આપવા જરૂર નથી.

**રાજા**—દેવિ ! ત્હમે તો પહેલાંથીજ કહ્યું છે, તથાપિ વત્સ ધ્રુવના વિ. યોગનું દુઃખ, એના નિમિત્તભૂત થએલાં માણસોને ભૂલવા દેતું નથી. વળી જ્યાં સુધી કુમાર ધ્રુવનું કમળ સરખું કોમળ અને નિર્મળ વદન હું વિલોકીશ નહિં, ત્યાં સુધી મને સુખ થવાની આશા પણ શાની ?

**સુરુચિ**—આપનું કહેવું યથાર્થ છે.

**અજ્ય**—મહારાજ કહે છે તે અતિ યોગ્ય છે.

**વિવેક**—આપના અંતરમાં એમજ હોય એમાં સંદેહ શો ?

**રાજા**—પ્રિયા ! વત્સ ધ્રુવના વિયોગનું દુઃખ મ્હારા અંતરમાં શું શું સંતાપ ઉપજાવે છે, તે કહેવાને મ્હારી આ જીભ શક્તિમાન નથી.

**સુનીતિ**—નાથ ! એ સર્વે હું જાણું છું, તોપણ શું કરવું ? બની ગયેલી બાબતની ચિંતા ફળ વિનાની છે, માટે તે ન કરવા પ્રાણનાથને મ્હારી પ્રાર્થના છે.

**રાજા**—( કોઇનું બોલ્યું ન સાંભળતાં આંખો મીંચીને. )

**હરિણી.**

ધવલ હસતું મીઠું વ્હાલા ! શશિ સમ શોભતું,
ચપળ નયનોવાળું, ત્હારૂં અતિ સુખ ઓપતું;
અરર નિરખું, ક્યારે, કેમે, વિચાર થતા ઉરે,
વિકળ બનિયું, હૈયું શોકે અથાગ અરે ! ઝુરે.

( મૂર્છા ખાય છે. )

**સુનીતિ**—( મનમાં ) મહારાજનો ખેદ આજે પરાકાષ્ટાએ પહોંચ્યો છે. ( પ્રકાશમાં ) દેવ ! શાંત થાઓ, શાંત થાઓ. ( સર્વે શીત ઉપચારો કરે છે. )

**અજ્ય**—( સુરુચિની પાસે જઇ તેના કાનમાં ) દેવિ ! મહારાજને ધ્રુવનો વિયોગ અત્યારે અતિ દુઃખદાયક થઇ પડયો છે તો તું કહે કે "હું ધ્રુવને

તેડવાને અભ્યસૂયાને મોકલું છું." આમ કહેવાથી તું મહારાજાની પ્રીતિ સંપાદન કરી શકીશ. ને ત્હારી અને મહારાજની આજ્ઞા હોવાથી હું ધ્રુવને અવશ્ય તેડી લાવીશ. ધ્રુવના તપમાં ભંગ પડશે એમાં પણ ત્હારું તો હિતજ છે.

**સુરુચિ**—( અભ્યસૂયાને કાનમાં ) ભલે, એમ કરું છું.

**રાજા**—( જાગ્રત્ થઇને ) વત્સ ધ્રુવ! તારા વિના આ જગત આજે શુન્ય જેવું લાગે છે.

**વસંતતિલકા.**

એકે ઘડી, ન પળ કે નિમિષેય મ્હારી,<br>
જાયે જરા સ્મૃતિવિના પ્રિય પુત્ર! ત્હારી;<br>
ત્હારા બધા ગુણ, ગુણાબ્ધિ! મને સ્મરે છે,<br>
મ્હારાં અરે! નયન અશ્રુજલે ભરે છે.

( આંસુ પાડે છે )

**સુનીતિ**—પ્રાણનાથ! પ્રાણનાથ!

**માલિની.**

બસ, બસ, બહુ થાતું, સાંભળી ના શકું છું,<br>
ચરણકમળ દાસી આપની રંક હું છું;<br>
ધિરજ, ધિરજ છોડી, છે ગઈ છેક ભાગી,<br>
મન અતિ ગભરાયે, શું કરું હું અભાગી?

હા! વત્સ ધ્રુવ! ત્હારું સુંદર મુખારવિંદ હવે હું ક્યારે જોઇશ!

( મૂર્છિત થાય છે. )

**સુરુચિ**—પ્રિય બેન સુનીતિ! શાંત થાઓ, શાંત થાઓ. ( વસ્ત્રના છેડાથી પવન નાંખે છે. )

**સુનીતિ**—( થોડીવારે સંજ્ઞા પામીને, મનમાં ) અહો! મ્હારી મ્હોટી ભૂલ થઇ. ધીરજ છોડીને મ્હેં મહારાજાના મનમાં દુ:ખનો વધારો કર્યો. ( પ્રકટ ) પ્રાણનાથ! ધીરજ ધાર્યાવિના હવે બીજો કશો રસ્તો નથી.

**રાજા**—પ્રિયા! એ સર્વે હું જાણું છું, તોપણ મ્હારી મતિ ધીરજ ધારતી નથી. શું કરું?

**સુરુચિ**—પ્રાણનાથ! આ દુ:ખ શાન્ત કરવાનો એક ઉપાય છે.

**અભય**—દેવ! હું મહા અપરાધી છું. આપને મ્હારું મુખ દેખાડવા પણ શક્તિમાન નથી. ( નિચું જોઇ આંસુ પાડે છે. )

**સુનીતિ**—પ્રાણનાથ! મ્હેં પહેલાંથીજ પ્રાર્થના કરી છે કે મ્હારાં ઓછાં ભાગ્યવિના આમાં કોઇ અન્ય અપરાધી નથી. તો હવે આ સંબંધે કોઇને સંતાપ આપવા જરૂર નથી.

**રાજા**—દેવિ! ત્હમે તો પહેલાંથીજ કહ્યું છે, તથાપિ વત્સ ધ્રુવના વિ-યોગનું દુઃખ, એના નિમિત્તભૂત થએલાં માણસોને ભૂલવા દેતું નથી. વળી જ્યાં સુધી કુમાર ધ્રુવનું કમળ સરખું કોમળ અને નિર્મળ વદન હું વિલોકીશ નહિ, ત્યાં સુધી મને સુખ થવાની આશા પણ શાની ?

**સુરુચિ**—આપનું કહેવું યથાર્થ છે.

**અભય**—મહારાજ કહે છે તે અતિ યોગ્ય છે.

**વિવેક**—આપના અંતરમાં એમજ હોય એમાં સંદેહ શો ?

**રાજા**—પ્રિયા! વત્સ ધ્રુવના વિયોગનું દુઃખ મ્હારા અંતરમાં શું શું સંતાપ ઉપજાવે છે, તે કહેવાને મ્હારી આ જીભ શક્તિમાન નથી.

**સુનીતિ**—નાથ! એ સર્વે હું જાણું છું, તોપણ શું કરવું ? બની ગયેલી બાબતની ચિંતા ફળ વિનાની છે, માટે તે ન કરવા પ્રાણનાથને મ્હારી પ્રાર્થના છે.

**રાજા**—( કોઇનું બોલ્યું ન સાંભળતાં આંખો મીંચીને. )

**હરિણી.**

ધવલ હસતું મીઠું વ્હાલા! શશિ સમ શોભતું,<br>
ચપળ નયનોવાળું, ત્હારૂં અતિ સુખ આપતું;<br>
અરર નિરખું, ક્યારે, કેમે, વિચાર થતા ઉરે,<br>
વિકળ બનિયું, હૈયું શોકે અથાગ અરે! ઝુરે.

( મૂર્છા ખાય છે. )

**સુનીતિ**—( મનમાં ) મહારાજાનો ખેદ આજે પરાકાષ્ટાએ પહોંચ્યો છે. ( પ્રકાશમાં ) દેવ! શાંત થાઓ, શાંત થાઓ. ( સર્વે શીત ઉપચારો કરે છે. )

**અભય**—( સુરુચિની પાસે જઇ તેના કાનમાં ) દેવિ! મહારાજાને ધ્રુવનો વિયોગ અત્યારે અતિ દુઃખદાયક થઇ પડ્યો છે તો તું કહે કે "હું ધ્રુવને

તેડવાને અભ્યસૂયાને મોકલું છું." આમ કહેવાથી તું મહારાજાની પ્રીતિ સંપાદન કરી શકીશ. ને ત્હારી અને મહારાજની આજ્ઞા હોવાથી હું ધ્રુવને અવશ્ય તેડી લાવીશ. ધ્રુવના તપમાં ભંગ પડશે એમાં પણ ત્હારું તો હિતજ છે.

**સુરુચિ**—( અભ્યસૂયાને કાનમાં ) ભલે, એમ કરું છું.

**રાજા**—( જાગ્રત થઇને ) વત્સ ધ્રુવ ! તારા વિના આ જગત આજે શુન્ય જેવું લાગે છે.

**વસંતતિલકા.**

એકે ઘડી, ન પળ કે નિમિષેય મ્હારી,
જાયે જરા સ્મૃતિવિના પ્રિય પુત્ર ! ત્હારી;
ત્હારા બધા ગુણ, ગુણાબ્ધિ ! મને સ્મરે છે,
મ્હારાં અરે ! નયન અશ્રુજલેં ભરે છે.

( આંસુ પાડે છે )

**સુનીતિ**—પ્રાણનાથ ! પ્રાણનાથ !

**માલિની.**

બસ, બસ, બહુ થાતું, સાંભળી ના શકું છું,
ચરણકમળ દાસી આપની રંક હું છું;
ધિરજ, ધિરજ છોડી, છે ગઇ છેક ભાગી,
મન અતિ ગભરાયે, શું કરું હું અભાગી ?

હા ! વત્સ ધ્રુવ ! ત્હારું સુંદર મુખારવિંદ હવે હું ક્યારે જોઇશ !

( મૂર્છિત થાય છે. )

**સુરુચિ**—પ્રિય બેન સુનીતિ ! શાંત થાઓ, શાંત થાઓ. ( વસ્ત્રના છેડાથી પવન નાંખે છે. )

**સુનીતિ**—( થોડીવારે સંજ્ઞા પામીને, મનમાં ) અહો ! મ્હારી મ્હોટી ભૂલ થઇ. ધીરજ છોડીને મ્હેં મહારાજાના મનમાં દુ:ખનો વધારો કર્યો. ( પ્રકટ ) પ્રાણનાથ ! ધીરજ ધાર્યાવિના હવે બીજો કશો રસ્તો નથી.

**રાજા**—પ્રિયા ! એ સર્વ હું જાણું છું, તોપણ મ્હારી મતિ ધીરજ ધારતી નથી. શું કરું ?

**સુરુચિ**—પ્રાણનાથ ! આ દુ:ખ શાન્ત કરવાનો એક ઉપાય છે.

**રાજા**—કયો ?

**સુરુચિ**—કુમાર ધ્રુવને વનમાં મોકલનારી અભ્યસૂયાજ છે. તો હવે તેને અહીંઆં પાછા પણ એજ લઇ આવે. બીજું શું ?

**રાજા**—ધ્રુવ કયાં ગએલ છે એ વાતનીજ જ્યાં ખબર નથી, ત્યાં બિચારી અભ્યસૂયા કયાંથી લાવી શકશે ?

**સુરુચિ**—નાથ ! મ્હેં એમ સાંભળ્યું છે કે કુમાર ધ્રુવ અહીંથી ચાલ્યા ત્યારે માર્ગમાં તેમને કોઇ મુનિ મળ્યા હતા.

**રાજા**—પછી, પછી ?

**સુરુચિ**—પછી તે મુનિએ કુમારને નગરમાં પાછા આવવા બહુ બહુ સમજાવ્યું. પણ કુમાર પાછા વળ્યા નહિ.

**સુનીતિ**—( મનમાં ) કુમાર દૃઢ આગ્રહી છે. કોઇ પણ રીતે કોઇ તેને સત્કાર્યમાંથી પાછો વાળી શકે તેમ નથી.

**રાજા**—હા ! કુમાર પાછો આવે એવું મ્હારું ભાગ્ય કયાંથી હોય ? પછી, પછી ?

**સુરુચિ**—પછી તે કૃપાળુ મુનિએ કુમારના કાનમાં કાંઇ મંત્રોપદેશ કરીને કહ્યું કે " પુત્ર ! શ્રી યમુનાજીને તીરે મધુવન નામે તપોવન છે. ત્યાં જઇ ત્હારે તપ કરવું. "

**રાજા**—ત્યારે તો કુમાર મધુવનમાંજ ગયા હોય એમ ભાસે છે.

**સુરુચિ**—હાજતો બીજું શું ? માટે અભ્યસૂયા મધુવનમાં જાય ને ધ્રુવને પાછા તેડી આવે.

**રાજા**—દેવિ ! જો તે એમ કરશે તો તેજ અભ્યસૂયાને હું કૃપાપાત્ર માનીશ.

**અભ્ય**—આપની આજ્ઞા થાય કે તરતજ ત્યાં જવાની મ્હારી ઉત્કંઠા છે.

**સુરુચિ**—પ્રાણનાથ ! જ્યાં સુધી કુમાર અહીં નહિ આવે ત્યાં સુધી હું અભ્યસૂયાનું મ્હોં પણ જોનાર નથી.

**અભ્ય**—મહારાજ ! આપ આ દાસીને ત્યાં જવાની આજ્ઞા કરો, જેથી હું કુમારશ્રીને અહીં લાવીને મ્હારા કપાળમાં લાગેલા કલંકને ધોઇ નાંખું.

**રાજા**—પ્રિયા સુનીતિ ! આ બાબતમાં તમારું મન શું માને છે ?

**સુનીતિ**—નાથ ! કુમાર દૃઢ નિશ્ચયવાન છે. તે કોઈથી પાછો વાળી શકાય તેમ નથી. એટલે અભ્યસૂયાનો શ્રમ મને વ્યર્થ જણાય છે. તોપણ જો કોઈ રીતે કુમાર પાછો આવતો હોય તો મ્હને તો તે બહુજ ગમે છે.

**રાજા**—પ્રિયા ! ડાહ્યાં માણસો કહે છે કે—**यत्ने कृते यदि न सिध्यति कोत्र दोषः ॥** એટલે કે યત્ન કર્યા છતાં પણ કામની સિદ્ધિ ન થાય તો પછી કોનો દોષ ? માટે તેને અનુસરીને આપણે વત્સ ધ્રુવને લાવવાનો પ્રયત્ન તો કરીએ. ( અભ્યસૂયાને ) અભ્યસૂયા ! તું કાલે સવારેજ મધુવનમાં જા. તારી સાથે બે અનુચરો અને સારથી સહિત રથ પણ આવશે.

**સુરૂચિ**—મહારાજ ! મારો સારથી, મારો રથ, અને મારા ચાકરો અભ્યસૂયાની સાથે હું મોકલીશ. આપે એ વિષે ચિંતા ન કરવી.

**રાજા**—ઠીક છે. તમારા વૈભવમાં મ્હારે પોતાના પારકાની બુદ્ધિ થોડીજ છે, પરંતુ વિલંબ ન થાય એ પ્રમાણે અભ્યસૂયાને મોકલજો.

**સુરૂચિ**—વિલંબ કેમ કરીશ ? કુમારનું મુખ જોવાના સુખવિના મ્હને એક દિવસ પણ વર્ષ જેવડો લાગે છે.

**રાજા**—ખરૂં છે, મ્હને પણ એમજ અનુભવ થાય છે.

**સુનીતિ**—પ્રિય બેન સુરૂચિ ! તમે કહો છો તે બરાબર છે.

**અભ્યસૂયા**—( મનમાં ) દેવી સુરૂચિએ મહારાજાના મનોમૃગને ફરીથી પ્રેમજાળમાં ફસાવ્યો. ( પ્રકટ ) મહારાજ ! આપનું દુઃખ દેખવામાં અસમર્થ મારૂં મન મધુવનમાં જવા માટે બહુ આતુર થાય છે.

**વિવેકનિધિ**—( મનમાં ) મહારાજા અને દેવી સુનીતિનાં મન નિષ્પાપ છે. અને આ પાપીઓનો બધો પ્રપંચ કુમાર ધ્રુવના તપનો ભંગ કરવા માટે જણાય છે. ઠીક છે, સમય આવ્યે સઘળું નિવેદન કરીશ.

**રાજા**—( વિવેકનિધિનું મુખ જોઈને ) કેમ, પ્રિય પ્રધાન ! તમારૂં અંતઃકરણ આ વિષયમાં શું કહે છે ?

**વિવેકનિધિ**—દેવ અને દેવી ! જો કે આપ સર્વેએ કરેલો આ વિચાર ઉત્તમોત્તમ અને પ્રિયકર છે, તોપણ મ્હારે એ સંબંધે કાંઈ કહેવાનું છે.

**રાજા**—સુખેથી કહો.

**વિવેકનિધિ**—મહારાજ! કુમાર પણ આપના કુળમાં જન્મ પામેલા હોઇ શુભ કામમાં અતિ આગ્રહવાળા છે, તેમજ તેમને પોતાના નિશ્ચયમાંથી એકદમ ખસેડવા કોઇ પણ શક્તિવાન નથી. એટલે અભ્યસૂયાનો ઉતાવળે રચેલો પ્રયાસ નિષ્ફળ થશે, એમ મને ભય લાગે છે.

**રાજા**—ત્યારે શું કરવું ? તે તમેજ કહો.

**વિવેકનિધિ**—જ્યારે કેટલોક સમય જશે ત્યારે વનવાસનાં દુઃખથી ખેદ પામેલા, અને તપના શ્રમથી શાંત થએલા મનવાળા કુમારના હૃદયમાં અભ્યસૂયાનાં પ્રાર્થનાનાં વચનો કાંઇક અંદર ઉતરી શકશે; માટે મહીના બે મહીના પછી અભ્યસૂયા મધુવનમાં જાય તો ઠીક એમ જણાય છે.

**રાજા**—એ વાત પણ બરાબર છે. અભ્યસૂયા! ત્યારે તો હમણાં તારે જવું નહિ. વખત થશે ત્યારે હુંજ ત્હને જવાનું કહીશ.

**સુરૂચિ**—( મનમાં ) આ દુષ્ટે બધી ધારણા તોડી નાખી. ( પ્રકાશ ) મહારાજ! પ્રધાન બહુ દીર્ઘદર્શી છે. હું પણ કેટલાક દિવસ ગયા પછીજ અભ્યસૂયાને મોકલીશ. આજ્ઞા હોય તો હવે હું રજા લઉં.

**રાજા**—હા, ખુશીથી જાઓ. ( સુરૂચિ પ્રણામ કરી અભ્યસૂયા સહિત જાય છે. )

**વિવેકનિધિ**—દેવ! આપનું અંતઃકરણ નિર્મળ છે, અને તેથી સર્વને આપ નિર્મળજ દેખો એ સ્વાભાવિક છે. પરંતુ અભ્યસૂયાને તો કુમારના તપની સિદ્ધિમાં પણ અદેખાઇ છે. વળી સુરૂચિ અભ્યસૂયાને વશ છે એ આપ ક્યાં જાણતા નથી ? માટે કુમાર ધ્રુવને તેડવાને અભ્યસૂયાને મોકલવીજ નહિ, એમ મારો અભિપ્રાય છે.

**રાજા**—વિવેકનિધિ! તમારૂં કેહવું બરાબર છે. મારૂં મન પણ તે વાત કબુલ કરે છે, તો તેમજ કરશું.

**વિવેકનિધિ**—મહારાજ કદાચ કપટકરંડ અને પિશુનાપીડને સહાય કરનારા તેના જેવા બીજા માણસો પણ નગરમાં હશે. માટે જો આપની આજ્ઞા હોય તો તેવાઓની તપાસ કરાવી તેમને યોગ્ય શિક્ષાએ પોહચાડવાની તજવીજ કરૂં, જેથી ફરીથી કોઇ પ્રપંચ થવાનો પ્રસંગ ન બની શકે.

રાજા—હા, એ ઠીક યાદ આવ્યું. એ તો તરતજ કરવાનું છે, માટે તમે જલ્દી જઇ એ વિષે બંદોબસ્ત કરો.

વિવેકનિધિ—જેવી આજ્ઞા. (જાય છે.)

(રાજા નિસાસા સાથે વિચારમાં પડે છે.)

સુનીતિ—(મનમાં) હા! મહારાજાનું મન ફરીથી કુમાર સંબંધી વિચારમાં ગુંથાઈ ગયેલું દેખાય છે. (પ્રકાશમાં) નાથ! ઉદાસીનતાથી કાંતિ રહિત થએલું આપનું મુખ અને વ્યાકુળતાથી અંતરમાં ઉછળી રહેલું આપનું દુઃખ મારી નજરે જોઇ શકાતું નથી. આપ પાસેના ઉપવનમાં પધારો તો કુદરતની કોમળતા અને નિર્મળતા નીહાળી આપનું મન કાંઇક શાંત થશે અને વિશ્રાંતિ મેળવશે. મને પણ એથી સુખ થશે.

રાજા—(મનમાં) ખરે, મારા ખેદમાં વધારો થશે એમ જાણી દેવી પોતાની ઉદાસી દેખાવા દેતી નથી. અરે! એટલુંજ નહીં પણ ઉલટી મારા મનને અન્ય વિષયમાં દોરવી મારૂં દુઃખ ઓછું કેમ કરવું તેની ફીકર કરે છે. (ઉઠીને પ્રકાશમાં) જેવી તમારી મરજી. (જતાં જતાં) પરંતુ દેવી! કુમારની ચિંતા મ્હારા ચિત્તમાંથી ક્ષણવાર પણ ખસતી નથી. અનેક વિચારોના સાગરમાં ડુબી જવાથી મને આ રાજ્યસુખો પણ જરાએ આનંદ આપતાં નથી. હા! કપટી કપટકરંડ અને પાપી પિશુનાપીડે બાંધેલી પ્રપંચરૂપ અંધારીથી હું તો કાંઇ જોઇ શકયો નહિ, પરંતુ તમે પણ વત્સ ધ્રુવને તપોવનમાં જવાની આજ્ઞા કરી એ બહુ ખોટું કર્યું.

સુનીતિ—પ્રાણનાથ! ઘણી રીતે વાર્યા છતાં પણ કુમારે પોતાના નિશ્ચયને છોડયો નહિ, ત્યારે પછી શું કરૂં? જે જે વિચારો અત્યારે આપના અંતરમાં આવે છે તે તે સઘળા વિચારો દરેક પળે ઉછળી આવી મ્હારા મનને પણ મથી નાંખે છે. પરંતુ શું કરૂં? કયાં જાઉં? પ્રણતજનવત્સલ, અખિલ સંસારના જીવનનું જીવન, શ્રી લક્ષ્મિહૃદયદૈવત પ્રભુ વિના બીજી શી ગતિ? તેજ સહુનું સારૂં કરશે. તેમના શરણમાં મન કરી આપ નિશ્ચિંત રહો.

(બંને જાય છે.)

## अंक चोथो समाप्त.

# अंक ५ मो.

## प्रवेश १ लो.

### સ્થળ—સુરૂચિનું ભવન.

**પાત્રો—સુરૂચિ અને અભ્યસૂયા.**

**અભ્યસૂયા**—દેવિ ! બધું તો ઠીક, પરંતુ પોતાનું હિત અહિત જાણવામાં પણ કાળજી વિનાની આપની વૃત્તિ જોઇ મ્હને અપાર ખેદ થાય છે.

**સુરૂચિ**—અભ્યસૂયા ! એવું તું શા ઉપરથી કહે છે ?

**અભ્યસૂયા**—આ આજે ધ્રુવને તપોવનમાં ગયે પાંચમો માસ ચાલે છે. મધુવનમાં જઇ તપ આરંભી પેહેલો મહીનો તો એણે ત્રિજે ત્રિજે દિવસે કોઠાં અને બોર ખાઇ ચલાવ્યું.

**સુરૂચિ**—પછી, પછી ?

**અભ્યસૂયા**—બીજો મહીનો પોતાની મેળે ખરી પડેલાં પાંદડાં અને ખડ ખાઇને પૂરો કર્યો.

**સુરૂચિ**—( મનમાં ) એતો ટાઢે પાણીએ ખસ ગયા બરાબર થયું. ( પ્રકટ ) પછી, પછી ?

**અભ્યસૂયા**—ત્રીજો મહિનો નવમે નવમે દિવસે માત્ર જળપાન કરીને વ્યતીત કર્યો.

**સુરૂચિ**—એમાં પણ મને શું નુકસાન છે ? પછી, પછી ?

**અભ્યસૂયા**—અને ચોથો મહિનો વાયુ ભક્ષણ કરીને સંપૂર્ણ થયો, એમ અહીંથી આપણા મોકલેલા બાતમીદારો કહે છે. આવા કઠીન તપથી જરૂર તે પરમેશ્વરને પ્રસન્ન કરી તેમના પ્રસાદનું પાત્ર બનશે, અને એમ થયું તો આપનું, મ્હારૂં, અને કુમાર ઉત્તમનું આવી બન્યુંજ સમજવું. વળી સુનીતિના સર્વે મનોરથો પરિપૂર્ણ થશે, એટલુંજ નહિ પણ અનેક અનર્થની પરંપરા આપના ઉપર આવશે. અહો ! આ વિષે આપને કાંઇ પણ વિચાર આવતો નથી. તેમ મને મધુવનમાં મોકલવાની પણ આપ કાંઇ તજવીજ કરતાં નથી. તેથીજ કહું છું કે આપનું પોતાનું હિતાહિત પણ આપ જોઇ શકતાં નથી.

**સુરૂચિ**—મ્હારી શુભેચ્છક સખી ! બે-ત્રણ વખત મ્હેં મહારાજાને ત્હને મધુવનમાં મોકલવા બાબત પ્રાર્થના કરી જોઇ, પણ કોઇ વાર " હમણાં નહિ " તો કોઇ વાર ' પછી વાત " એમ મહારાજા જવાબમાં કહ્યા કરે છે અને પાપી વિવેકનિધિ પણ તેમના મતને સંમતિ આપે છે. ત્યારે પછી મારે શું કરવું ?

**અભ્યસૂયા**—દેવિ ! ત્યારે હુંજ મહારાજાની આજ્ઞા વિના પણ તપોવનમાં જઇશ અને ત્યાં જઇ સર્વ પ્રકારે ધ્રુવના તપનો ભંગ કરીશ. પરંતુ મ્હારા ગયા પછી આપે અહીં આ પ્રમાણે કરવું. ( કાનમાં કાંઇ કહે છે. )

**સુરૂચિ**—વ્હાલી સખી ! જેમ તું કહે છે તેમજ હું કરીશ.

**અભ્યસૂયા**—તો હવે હું મધુવનભણી આજેજ જવા તૈયાર થાઉં છું.

**સુરૂચિ**—સખી અભ્યસૂયા ! કાર્ય સિદ્ધિ કરી પાછી વ્હેલી આવતી રેહજે. તારા વિના જરા પણ મને ગમશે નહિ.

**અભ્યસૂયા**—દેવી ! આપની મારા ઉપર આટલી મમતા છે તે માટે ઉપકાર માનું છું. ( જાય છે. )

**સુરૂચિ**—અભ્યસૂયા ગઇ. હું પણ એકાંતમાં જઇ તેના કેહવા પ્રમાણે ગોઠવણ કરૂં. એકાંત વિચારને પુષ્ટિ આપનારી-ખીલવનારી છે. ( જાય છે. )

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—રાજભવન.

### પાત્રો—રાજા અને સુરૂચિ.

**રાજા**—( ગાતાં ગાતાં પ્રવેશ કરે છે. )

**રામશ્રી.**

વનનાં વિષમ દુઃખ વેઠશે, કેમ કરીને કુમાર ?
મનડું મુંઝાયે માહરૂં, થાયે અવળા વિચાર. વનનાં વિષમ.
ચમર કરંતા ચાકરો, સુંદર સેજે સૂનાર;
ડાભ પથારીએ પોઢશે, હાયે ! કેમ આ વાર ? વનનાં વિષમ.
કનક કટોરી લઈ હાથમાં, પય પ્રીતે પીનાર;
ભૂખ તરસથી બેભાન થઈ, રાને કયમ નભનાર ? વનનાં વિષમ.
કુંવરની કમળથી કોમળી, અંગવલ્લી અપાર;
વનના વિકટ વન્હિ અરે ! શી રીતે ખમનાર ? વનનાં વિષમ.

# अंक ५ मो.

## प्रवेश १ लो.

### સ્થળ—સુરૂચિનું ભવન.

**પાત્રો—સુરૂચિ અને અભ્યસૂયા.**

**અભ્યસૂયા**—દેવિ! બધું તો ઠીક, પરંતુ પોતાનું હિત અહિત જાણવામાં પણ કાળજી વિનાની આપની વૃત્તિ જોઇ મ્હને અપાર ખેદ થાય છે.

**સુરૂચિ**—અભ્યસૂયા! એવું તું શા ઉપરથી કહે છે?

**અભ્યસૂયા**—આ આજે ધ્રુવને તપોવનમાં ગયે પાંચમો માસ ચાલે છે. મધુવનમાં જઇ તપ આરંભી પેહેલો મહીનો તો એણે ત્રિજે ત્રિજે દિવસે કોઠાં અને બોર ખાઇ ચલાવ્યું.

**સુરૂચિ**—પછી, પછી?

**અભ્યસૂયા**—બીજો મહીનો પોતાની મેળે ખરી પડેલાં પાંદડાં અને ખડ ખાઇને પૂરો કર્યો.

**સુરૂચિ**—( મનમાં ) એતો ટાઢે પાણીએ ખસ ગયા બરાબર થયું. ( પ્રકટ ) પછી, પછી?

**અભ્યસૂયા**—ત્રીજો મહિનો નવમે નવમે દિવસે માત્ર જળપાન કરીને વ્યતીત કર્યો.

**સુરૂચિ**—એમાં પણ મને શું નુકસાન છે? પછી, પછી?

**અભ્યસૂયા**—અને ચોથો મહિનો વાયુ ભક્ષણ કરીને સંપૂર્ણ થયો, એમ અહીંથી આપણા મોકલેલા બાતમીદારો કહે છે. આવા કઠીન તપથી જરૂર તે પરમેશ્વરને પ્રસન્ન કરી તેમના પ્રસાદનું પાત્ર બનશે, અને એમ થયું તો આપનું, મ્હારૂં, અને કુમાર ઉત્તમનું આવી બન્યુંજ સમજવું. વળી સુનીતિના સર્વ મનોરથો પરિપૂર્ણ થશે, એટલુંજ નહિ પણ અનેક અનર્થની પરંપરા આપના ઉપર આવશે. અહો! આ વિષે આપને કાંઇ પણ વિચાર આવતો નથી. તેમ મને મધુવનમાં મોકલવાની પણ આપ કાંઇ તજવીજ કરતાં નથી. તેથીજ કહું છું કે આપનું પોતાનું હિતાહિત પણ આપ જોઇ શકતાં નથી.

સુરૂચિ—મ્હારી શુભેચ્છક સખી ! એ-ત્રણ વખત મ્હેં મહારાજાને ત્હને મધુવનમાં મોકલવા બાબત પ્રાર્થના કરી જોઇ, પણ કોઇ વાર "હમણાં નહિ" તો કોઇ વાર ' પછી વાત " એમ મહારાજા જવાબમાં કહ્યા કરે છે અને પાપી વિવેકનિધિ પણ તેમના મતને સંમતિ આપે છે. ત્યારે પછી મારે શું કરવું ?

અભ્યસૂયા—દેવિ ! ત્યારે હુંજ મહારાજાની આજ્ઞા વિના પણ તપોવનમાં જઇશ અને ત્યાં જઇ સર્વ પ્રકારે ધ્રુવના તપનો ભંગ કરીશ. પરંતુ મ્હારા ગયા પછી આપે અહીં આ પ્રમાણે કરવું. (કાનમાં કાંઇ કહે છે.)

સુરૂચિ—વ્હાલી સખી ! જેમ તું કહે છે તેમજ હું કરીશ.

અભ્યસૂયા—તો હવે હું મધુવનભણી આજેજ જવા તૈયાર થાઉં છું.

સુરૂચિ—સખી અભ્યસૂયા ! કાર્ય સિદ્ધિ કરી પાછી વ્હેલી આવતી રેહજે. તારા વિના જરા પણ મને ગમશે નહિ.

અભ્યસૂયા—દેવી ! આપની મારા ઉપર આટલી મમતા છે ને માટે ઉપકાર માનું છું. (જાય છે.)

સુરૂચિ—અભ્યસૂયા ગઇ. હું પણ એકાંતમાં જઇ તેના કેહવા પ્રમાણે ગોઠવણ કરૂં. એકાંત વિચારને પુષ્ટિ આપનારી-ખીલવનારી છે. (જાય છે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રાજભવન.

### પાત્રો—રાજા અને સુરૂચિ.

રાજા—(ગાતાં ગાતાં પ્રવેશ કરે છે.)

ગઝલ.

વનનાં વિષમ દુઃખ વેઠશે, કેમ કરીને કુમાર ?
મનડું મુંઝાયે માહરૂં, થાયે અવળા વિચાર. વનનાં વિષમ.
ચમર કરંતા ચાકરો, સુંદર સેજે સૂનાર;
ડાભ પથારીએ પોઢશે, હાયે ! કેમ આ વાર ? વનનાં વિષમ.
કનક કટોરી લઇ હાથમાં, પય પ્રીતે પીનાર;
ભૂખ તરસથી બેભાન થઇ, રાને કયમ ભમનાર ? વનનાં વિષમ.
કુંવરની કમળથી કોમળી, અંગવલ્લી અપાર;
વનના વિકટ વન્હિ અરે ! શી રીતે ખમનાર ? વનનાં વિષમ.

( નિસાસો નાખીને ) હા ! હજી સુધી વત્સ ધ્રુવના કાંઇ પણ સમાચાર સંભળાયા નહિ. અરેરે— ( એટલામાં સુરૂચિ પ્રવેશ કરે છે. )

**સુરૂચિ**—મહારાજ ! વધાવ્યા છો, વધાવ્યા છો કુમાર ધ્રુવના કુશળ સમાચારથી.

**રાજા**—( હર્ષથી ) આવ, આવ વ્હાલી સુરૂચિ, કુમારના શા સમાચાર છે ? કયાંથી તે સમાચાર તને મળ્યા ? મને વિસ્તારથી કહી સંભળાવ.

**સુરૂચિ**—( ચારે તરફ જોઇને મનમાં ) અત્યારે બરાબર વખત છે ( પ્રકટ ) દેવ ! વત્સ ધ્રુવ તો તેના મામાને ઘેર ખુશીઆનંદમાં છે.

**રાજા**—એ વાત અસંભવિત છે. જે પિતાના રાજ્યને છોડીને અને માતાના વચનને નહિ ગણીને તપોવનમાં ગયેલ છે તે મામાને ઘેર કેમજ રહે ?

**સુરૂચિ**—તપોવનમાં જઇ જે સાધવાનું હોય તે મામાને ઘેર રેહવાથી પણ સાધી શકાતું હોય તો પછી ત્યાં શા માટે ન રહે ?

**રાજા**—તારા કેહેવાનો અભિપ્રાય મને સમજી શકાતો નથી. માટે જે હોય તે ખુલ્લેખુલ્લું કહે.

**સુરૂચિ**—પ્રાણનાથ ! આપના જાણવામાંજ છે કે રાજ્યસિંહાસનની પ્રાપ્તિની યોગ્યતા મેળવવા માટે તપ કરવા સારૂં મધુવનમાં કુમારનું જવું થયું છે. હવે તેજ યોગ્યતા મામાને ત્યાં રેહવાથી મળી શકતી હોય તો પછી તપનું દુઃખ સહન કરવાની શી જરૂર ?

**રાજા**—કેવી રીતે ?

**સુરૂચિ**—મામાની સેનાની સહાય લઇને, યુદ્ધથી દેવને જીતીને રાજ્યાસન ઉપર તે બેસી શકે, પછી શું ?

**રાજા**—( હસીને ) સુરૂચિ ! ફરીથી વળી અભ્યસૂયા અથવા કોઈ બીજા અદેખા માણસે તને ભ્રાંતિદેવીનું બલિદાન બનાવી જણાય છે. માતા પિતાની ભક્તિ કરનારાઓમાં સૌથી શ્રેષ્ટ કુમાર ધ્રુવ સ્વપ્નમાં પણ એવો વિચાર ન કરે.

**સુરૂચિ**—નાથ ! આ હું આપને ક્રોધથી અથવા અદેખાઇથી કેહતી નથી. પરંતુ એથી તો મને ઘણો સંતોષ થાય છે, કારણ કે સુરૂચિના વચનબાણના મારથી દુઃખી થઇ કુમાર તપોવનમાં ગયા, એવું યુગોના યુગ સુધી રેહનારૂં કલંક મારા કપાળમાંથી એથી ધોવાઇ જાય છે.

**રાજા**—(મનમાં) સુરૂચિનું મન ફરીથી વહેમના વમળમાં તણાયું છે. (પ્રકટ) પ્રિયા! હમણાં અભ્યસૂયા કયાં છે?

**સુરૂચિ**—તેને તો મેં મધુવનમાં મોકલી છે. પાંચ માસ વિતી ગયા છતાં વિવેકનિધિની સમતિથી મહારાજે આજ્ઞા ન કરી, તોપણ મારૂં નિષ્કપટ મન તો સેંકડો શંકાઓથી આકુળ વ્યાકુળ થવા માંડયું એટલે વત્સ ધ્રુવની પાસે મેં તેને મોકલી. ત્યાર પછી વત્સ ધ્રુવ તો મામાને ઘેર રહે છે એ મારા જાણવામાં હમણાંજ આવ્યું. અને જાણીને તરતજ આનંદના અમ્રતસાગરમાં ડુબેલી હું દેવને એ આનંદ સમાચાર દેવા અહીં આવી છું.

**રાજા**—પ્રથમ તો પ્રિયા! તુંજ કેહતી હતી કે ધ્રુવને કોઇ મુનીએ ઘેર પાછા આવવા માટે બહુ બહુ આગ્રહ કર્યો, તોપણ તેનાં વચનો ન ગણકારીને તેજ મુની પાસેથી મંત્રોપદેશ લઇને કુમાર મધુવનમાં ગયો. આજે હવે ફરીથી ધ્રુવ તેના મામાને ઘેર છે એમ તું કહે છે. તો પછી તેમાં ખરૂં શું માનવું?

**સુરૂચિ**—પ્રાણનાથ! પહેલાં જે મેં આપને કહેલું તે તે વખતે તેમજ હતું, પરંતુ આ બાબતમાં તો આપના પરમહિતૈષિ પ્રધાન વિવેકનિધિનો ન ભૂલી શકાય તેવો મહાન ઉપકાર થયો છે.

**રાજા**—કેવી રીતે?

**સુરૂચિ**—સ્વાભાવિક સ્નેહથી ભીંજાએલા અંતઃકરણવાળા વિવેકનિધિએ અર્ધ રસ્તે જઇ વત્સ ધ્રુવને કહ્યું કે—કુમાર! તપથી ધારેલું કામ પાર પાડવું એ કાયર માણસે લેવાનો રસ્તો છે, તમારા જેવા ભવ્ય માણસે તો એ તપનો માર્ગ છોડી મામાને ત્યાં જઇ તેમની સહાય મેળવી તરતજ રાજ્યસિંહાસન મેળવવું જોઇએ. વળી હું પણ મન, વચન, કર્મથી તમને ગુપ્ત રીતે સહાય કરીશ.

**રાજા**—(મનમાં) કોઇ કુશળ કપટીએ આને ભમાવી જણાય છે. (પ્રકટ) પછી, પછી?

**સુરૂચિ**—પછી તેમના અતિ આગ્રહથી જીતાએલા હૃદયવાળા કુમાર તપોવનમાં જવાનું બંધ કરી મામાને ઘેર ગયા. એમ મેં ઉત્તમ પ્રમાણિક માણસો પાસેથી સાંભળ્યું છે.

( નિસાસો નાખીને ) હા ! હજી સુધી વત્સ ધ્રુવના કાંઇ પણ સમાચાર સંભળાયા નહિ. અરેરે— ( એટલામાં સુરૂચિ પ્રવેશ કરે છે. )

**સુરૂચિ**—મહારાજ ! વધાવ્યા છો, વધાવ્યા છો કુમાર ધ્રુવના કુશળ સમાચારથી.

**રાજા**—( હર્ષથી ) આવ, આવ વ્હાલી સુરૂચિ, કુમારના શા સમાચાર છે ? કયાંથી તે સમાચાર તને મળ્યા ? મને વિસ્તારથી કહી સંભળાવ.

**સુરૂચિ**—( ચારે તરફ જોઇને મનમાં ) અત્યારે બરાબર વખત છે ( પ્રકટ ) દેવ ! વત્સ ધ્રુવ તો તેના મામાને ઘેર ખુશીઆનંદમાં છે.

**રાજા**—એ વાત અસંભવિત છે. જે પિતાના રાજ્યને છોડીને અને માતાના વચનને નહિ ગણીને તપોવનમાં ગયેલ છે તે મામાને ઘેર કેમજ રહે ?

**સુરૂચિ**—તપોવનમાં જઇ જે સાધવાનું હોય તે મામાને ઘેર રેહવાથી પણ સાધી શકાતું હોય તો પછી ત્યાં શા માટે ન રહે ?

**રાજા**—તારા કેહેવાનો અભિપ્રાય મને સમજી શકાતો નથી. માટે જે હોય તે ખુલ્લેખુલ્લું કહે.

**સુરૂચિ**—પ્રાણનાથ ! આપના જાણવામાંજ છે કે રાજ્યસિંહાસનની પ્રાપ્તિની યોગ્યતા મેળવવા માટે તપ કરવા સારૂં મધુવનમાં કુમારનું જવું થયું છે. હવે તેજ યોગ્યતા મામાને ત્યાં રેહવાથી મળી શકતી હોય તો પછી તપનું દુઃખ સહન કરવાની શી જરૂર ?

**રાજા**—કેવી રીતે ?

**સુરૂચિ**—મામાની સેનાની સહાય લઇને, યુદ્ધથી દેવને જીતીને રાજ્યાસન ઉપર તે બેસી શકે, પછી શું ?

**રાજા**—( હસીને ) સુરૂચિ ! ફરીથી વળી અભ્યસૂયા અથવા કોઈ બીજા અદેખા માણસે તને ભ્રાંતિદેવીનું બલિદાન બનાવી જણાય છે. માતા પિતાની ભક્તિ કરનારાઓમાં સૌથી શ્રેષ્ટ કુમાર ધ્રુવ સ્વપ્નમાં પણ એવો વિચાર ન કરે.

**સુરૂચિ**—નાથ ! આ હું આપને ક્રોધથી અથવા અદેખાઇથી કેહતી નથી. પરંતુ એથી તો મને ઘણો સંતોષ થાય છે, કારણ કે સુરૂચિના વચનબાણના મારથી દુઃખી થઇ કુમાર તપોવનમાં ગયા, એવું યુગોના યુગ સુધી રેહનારૂં કલંક મારા કપાળમાંથી એથી ધોવાઇ જાય છે.

**રાજા**—( મનમાં ) સુરૂચિનું મન ફરીથી વહેમના વમળમાં તણાયું છે. ( પ્રકટ ) પ્રિયા ! હમણાં અભ્યસૂયા ક્યાં છે ?

**સુરૂચિ**—તેને તો મેં મધુવનમાં મોકલી છે. પાંચ માસ વિતી ગયા છતાં વિવેકનિધિની સમતિથી મહારાજે આજ્ઞા ન કરી, તોપણ મારૂં નિષ્કપટ મન તો સેંકડો શંકાઓથી આકુળ વ્યાકુળ થવા માંડ્યું એટલે વત્સ ધ્રુવની પાસે મેં તેને મોકલી. ત્યાર પછી વત્સ ધ્રુવ તો મામાને ઘેર રહે છે એ મારા જાણવામાં હમણાંજ આવ્યું. અને જાણીને તરતજ આનંદના અમ્રતસાગરમાં ડુબેલી હું દેવને એ આનંદ સમાચાર દેવા અહીં આવી છું.

**રાજા**—પ્રથમ તો પ્રિયા ! તુંજ કેહતી હતી કે ધ્રુવને કોઇ મુનીએ ઘેર પાછા આવવા માટે બહુ બહુ આગ્રહ કર્યો, તોપણ તેનાં વચનો ન ગણકારીને તેજ મુની પાસેથી મંત્રોપદેશ લઇને કુમાર મધુવનમાં ગયો. આજે હવે ફરીથી ધ્રુવ તેના મામાને ઘેર છે એમ તું કહે છે. તો પછી તેમાં ખરૂં શું માનવું ?

**સુરૂચિ**—પ્રાણનાથ ! પહેલાં જે મેં આપને કહેલું તે તે વખતે તેમજ હતું, પરંતુ આ બાબતમાં તો આપના પરમહિતૈષિ પ્રધાન વિવેકનિધિનો ન ભૂલી શકાય તેવો મહાન ઉપકાર થયો છે.

**રાજા**—કેવી રીતે ?

**સુરૂચિ**—સ્વાભાવિક સ્નેહથી ભીંજાએલા અંતઃકરણવાળા વિવેકનિધિએ અર્ધે રસ્તે જઇ વત્સ ધ્રુવને કહ્યું કે—કુમાર ! તપથી ધારેલું કામ પાર પાડવું એ કાયર માણસે લેવાનો રસ્તો છે, તમારા જેવા ભવ્ય માણસે તો એ તપનો માર્ગ છોડી મામાને ત્યાં જઇ તેમની સહાય મેળવી તરતજ રાજ્યસિંહાસન મેળવવું જોઇએ. વળી હું પણ મન, વચન, કર્મથી તમને ગુપ્ત રીતે સહાય કરીશ.

**રાજા**—( મનમાં ) કોઇ કુશળ કપટીએ આને ભમાવી જણાય છે. (પ્રકટ) પછી, પછી ?

**સુરૂચિ**—પછી તેમના અતિ આગ્રહથી જીતાએલા હૃદયવાળા કુમાર તપોવનમાં જવાનું બંધ કરી મામાને ઘેર ગયા. એમ મેં ઉત્તમ પ્રમાણિક માણસો પાસેથી સાંભળ્યું છે.

**રાજા**—સુરૂચિ! વિવેકનિધિ જેવાં ઉપર સ્વામિદ્રોહનો અને ધ્રુવ જેવાં ઉપર પિતૃદ્વેષનો આરોપ મૂકનારાં તેમનાં વચનોથીજ તેમની પ્રમાણિકતા તો જણાઇ રહે છે.

**સુરૂચિ**—નાથ! મારો કોઇ જાતનો આગ્રહ નથી, પરંતુ આપનું આ પોતાનાં પારકાંને ન જાણવાપણું કોઇ વખતે આપનાજ અંતઃકરણને ખેદ કરાવશે.

**રાજા**—જો એમ છે તો પોતાનાં પારકાંને જાણવાવાળાં તમેજ કહો કે કોણ પોતાનાં છે અને કોણ પારકાં છે.

**સુરૂચિ**—પણ અમારા વચનમાં વિશ્વાસજ કોને છે?

**રાજા**—(મનમાં) સુરૂચિનો અભિપ્રાય જાણવાનો આ યોગ્ય પ્રસંગ છે. (પ્રકટ) પ્રિયા! મને તો તારા વચનમાં વિશ્વાસજ છે. જરા પણ શંકાવિના કહે કે તું કોને કોને પોતાનાં ગણે છે અને કોને કોને પારકાં માને છે.

**સુરૂચિ**—નાથ! જો ખરૂં પૂછતા હો તો કામસેન, લોભચંદ્ર, અને મત્સરદાસ વિગેરે સહુ આપણા છે. તથા વિવેકનિધિ, વિચારશર્મા, અને વિનયચંદ્ર વિગેરે સહુ પારકા છે. એમ મને જણાય છે.

**રાજા**—(મનમાં) આની બુદ્ધિ બદલાઇજ ગઈ છે. ઠીક છે, તેનું સઘળું હાર્દ જોવું જોઇએ. (પ્રકટ) જ્યારે તેમજ છે તો હવે તે સંબંધે શું કરવા વારી ઇચ્છા છે?

**સુરૂચિ**—મારો મત તો એમ છે કે કામસેનને સેનાપતિ બનાવવો, લોભચંદ્રને પ્રધાનપદ આપવું, અને મત્સરદાસને કોશાધિકારી નિમવો.

**રાજા**—અને વિવેકનિધિ વિગેરેનું શું કરવું?

**સુરૂચિ**—વિવેકનિધિને તો પ્રાણાંત શિક્ષા કરવી, કારણ કે તેણે સ્વામિદ્રોહ કરેલ છે.

**રાજા**—તથા બીજાઓનું?

**સુરૂચિ**—વિચારશર્માને દેશનિકાલ કરવો, કારણ તે વિવેકનિધિનો સહાય કરનાર છે. અને વિનયચંદ્રને જીંદગી સુધી કેદમાં રાખવો: તે પણ કામસેન વિગેરેનો વિરોધી અને વિવેકનિધિનો પક્ષ કરનાર છે.

**રાજા**—( ક્રોધ સહિત ) સુરૂચિ ! સુરૂચિ ! સાંભળવાનું સાંભળ્યું. જાણવાનું જાણ્યું હવે પછી કદી આવું બોલીશમાં. કોઇ કપટી પામરે તને છેતરેલ છે. વિવેકનિધિમાં જે સ્વામિદ્રોહ તું જણાવે છે તે સ્વપ્ને પણ સંભવિત નથી. અને કુમાર ધ્રુવ પણ કદી આવું અવિનયનું પાત્ર થાય નહી. વ્યર્થ તારા અંતઃકરણને વેહમના વમળમાં કોઇએ નાખ્યું જણાય છે.

**સુરૂચિ**—પ્રાણનાથ ! કોના અંતઃકરણની એવી સ્થિતિ છે તે આ પત્રજ જણાવશે. ( એમ કહી કંચુકીમાંથી પંત્ર કાઢી દેખાડે છે. )

**રાજા**—( પત્ર હાથમાં લઇને ) કોનો આ પત્ર છે અને કોણે મોકલ્યો છે ?

**સુરૂચિ**—આપજ જોઇ જુવો અને નક્કિ કરો કે અક્ષર કોના છે.

**રાજા**—( બરાબર જોઇને ) અક્ષર તો વત્સ ધ્રુવના હોય એમ જણાય છે.

**સુરૂચિ**—ત્યારે હવે એ લેખનો બધો સાર આપ વાંચી જુઓ.

**રાજા**—( પત્ર ઉઘાડી વાંચે છે. )

" પરમદયામૃતમયઆશયવાળાં શ્રી સુનીતિ માતાની આજ્ઞાને અનુસરનાર ધ્રુવ, શ્રી પરમેશ્વરના પ્રસાદથી કુશળ છે, અને આપની કુશળતા ઇચ્છે છે. આપની પાસેથી ચાલી અહીં આવ્યે મને આજે સાડાપાચ માસ થયા, પરંતુ પ્રવૃતિની પરાધિનતાથી તથા મંત્રભેદ થવાના ભયથી આજ સુધી પત્ર લખી શકાયો નથી. એટલે આજે લખું છું. આપે મોકલેલા આપણા પરમહિતૈષિવર્ય વિવેકનિધિએ હજારો સોગન આપી મને મામાની રાજધાનીમાં આવવા સલાહ આપી તેથી તપોવનમાં જવાનો નિશ્ચય મેલી દઇ હું અહીં મામાને ત્યાં આવ્યો છું. અહીં પાંચ અક્ષોહિણી સેના એકઠી કરી છે. અચાનક એક દિવસ ત્યાં આવીને મહારાજ, સુરૂચિ, કુમાર ઉત્તમ અને અભ્યસૂયાને કેદ કરી લઈ મારા વડીલ મામા રાજ્યસિંહાસન ઉપર મારો અભિશેક કરશે. આ બાબતમાં આર્ય વિવેકનિધિ ઘણી સહાય કરે છે અને કરશે, તેથી મામાની પેઠે તેમનો પણ ઉપકારભાર કદી ભૂલી શકાય તેમ નથી.

**અનુષ્ટુપ્.**

ધૈર્યને ધારજો માતા ! દુઃખના દિવસો જશે,<br>
આપનો પુત્ર આ જલ્દી રાજ્યગાદી ધણી થશે.

આ પત્ર લાવનાર બ્રાહ્મણ આ રાજ્યનો ખાનગી માણસ છે એટલે તેને આપની પાસે મોકલ્યો છે. તેને ત્યાં ન રોકતાં સત્કાર કરી તરત ગુપ્ત રીતે રજા આપશો. બીજી સઘળી હકીકત થોડા દિવસમાંજ આપની સેવામાં આવી નિવેદન કરીશ. પોષ શુદી ૧૫ સોમવાર."

| કુમારશ્રી ધ્રુવ. |
|---|

(પત્રને વિટતાં વિટતાં મનમાં) અહો! શું ચંદ્રમાં પણ કૃષ્ણતા?

**સુરૂચિ**—દેવ! જોયું આ આપના પ્રિય પુત્ર ધ્રુવ, પ્રિયમિત્ર વિવેકનિધિ અને પ્રાણપ્રિય પ્રિયપત્નિ સુનીતિનું સાધુ ચરિત્ર?

**રાજા**—આ અક્ષરો ધ્રુવના છે અને મુદ્રા પણ તેનીજ છે તોપણ મારૂં અંતઃકરણ ધ્રુવમાં એવી કુટિલતા હોય એમ શંકા નથી કરતું.

**સુરૂચિ**—(મનમાં) હમણાં હવે મારે ધ્રુવની નિંદા ન કરવી. (પ્રકટ) આપ ખરૂં કહો છો, કુમાર ધ્રુવમાં કુટિલતા નથી. પરંતુ વિવેકનિધિ અને સુનીતિએ પરાણે તેને કુટિલતા શીખવી છે, એમ મને લાગે છે.

**રાજા**—(થોડીવાર વિચારીને) સુરૂચિ! આ પત્ર તારા હાથમાં ક્યાંથી આવ્યો?

**સુરૂચિ** પ્રાણનાથ! હજી આ પાપીણીમાં આપને વિશ્વાસ નથી આવતો. ઠીક છે, તે પણ કહું છું. ગઇ કાલે સવારે મારી દાસી કપટપેટિકા પાણી ભરવા જતી હતી. તેને જોઇને કોઇ બ્રાહ્મણે તેને કહ્યું કે "બ્હેન, તારી આકૃતિથીજ લાગે છે કે તું રાજ્ય દાસી છે માટે હું પુછું છું કે તું કોની દાસી છે?" કપટપેટિકાએ જણાવ્યું કે "હું મહારાણીની દાસી છું." ત્યારે તેણે ફરી પૂછ્યું કે "તું સુશીલા સુચરિતા અને અનસુયામાંથી કોઈ છે કે તે શિવાયની કોઇ બીજી છે?" એટલે તેણે નિપુણતાથી હું સુશીલા છું" એમ કહ્યું. "ત્યારે તો બ્હેન, આ પત્ર દેવી સુનીતિને હાથોહાથ આપજે" એમ કહી એ બ્રાહ્મણે પત્ર કપટપેટિકાને આપ્યો, તેણે મને આપ્યો, અને મેં આપને નિવેદન કર્યો.

**રાજા**—હમણાં તે બ્રાહ્મણ ક્યાં છે ?

**સુરૂચિ**—સારાં અન્ન, વસ્ત્ર અને અલંકાર આપી તેનો સત્કાર કરી ફરીથી પણ શુભ પત્ર લઇ આવજો, આ વાવની પાસેજ હું તમને મળીશ. એમ કહી કપટપેટિકાએ તેને રજા આપી અને તે પણ બીજાં કોઇ માણસો દેખશે એ ભયથી તરતજ જતો રહ્યો.

**રાજા**—( નિસાસો નાખીને ) હા ! સુનીતિ અને વિવેકનિધિ પણ આવી કપટરચના કરે એમ મારૂં મન માનતું નથી.

**સુરૂચિ**—( ક્રોધ સહિત ) ત્યારેજ મન માનશે અથવા આપને વિશ્વાસ આવશે કે જ્યારે આપને કેદખાનામાં જવાનો સમય પાસે આવશે. ( જવાની ઇચ્છા કરે છે. )

**રાજા**—સુરૂચિ ! રોષ ન કર, હું વિચાર કરૂં છું.

**સુરૂચિ**—શું વિચાર કરવાનો છે ? વિચાર તો કરેલોજ છે મારા કપાળમાં અવિશ્વાસપાત્રપણું અને સુનીતિના કપાળમાં વિશ્વાસપાત્રપણું લખેલું છે. ( આંસુ પાડે છે. )

**રાજા**—દેવી ! આમ ઉદાસ થવાનું કારણ નથી. આવી બાબતમાં એકદમ કાંઇ થઈ શકે નહિ, તેમ તેમાં સાહસ કરવું તે ઠીક પણ ન કેહવાય. એ સબંધે હુ પુરતો વિચાર કરી તપાસ કરૂં છું. અને પછી જેમ યોગ્ય હશે તેમ આપણે કરીશું. ચાલ, હમણાં તો શયનગૃહમાં, નિદ્રા દેવીના ખોળામાં આરામ લેવાને નહિ, પરંતુ ચિંતા મારા મગજને ઘેરે છે, દુઃખ મારા હૃદયમાં ઉભરાય છે.

**સુરૂચિ**—( હર્ષથી મનમાં ) અભ્યસૂયાની કપટવલ્લિ હવે પલ્લવિત થવા માંડી. ( પ્રકાશ ) જેવી દેવની ઇચ્છા. આમ પધારો મહારાજ !

**રાજા**—( જતાં જતાં મનમાં ) હા ! શું શીતળ ચંદ્ર અને ચંદનમાં પણ ઉષ્ણતા ? શું કોમળ કમળમાં પણ કઠિનતા ? ઉત્તમ કુળમાં જન્મ પામેલાં, પ્રમાણિકતા અને પવિત્રતામાં સૌથી પેહેલાં, નમ્રતા અને દિવ્યતાથી ભરેલાં, સૌંદર્યનાં પણ સૌંદર્યઃ સુનીતિ ! વિવેકનિધિ ! કુમાર ધ્રુવ ! શું આ સહુ સોનું દેખાતું હતું તે પીતળ ? શું સંધ્યા સમયના સુંદર જણાતા પરંતુ ક્ષણભર નહિ નભનારા આકાશના રંગબેરંગી રંગ ? ( બંને જાય છે. )

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—બગીચો.

**પાત્રો—કપિંજલ, અને પછીથી વિચારવતિ અને નિપુણિકા.**

**કપિંજલ—**( અદ્ધરથી પ્રવેશ કરીને ) મ્હારા પૂજ્ય ગુરૂશ્રી નારદજીની પરમ પ્રભુભકિત જેમ જગતમાં વિખ્યાત છે તેમ એકબીજા વચ્ચે કલહ કરાવી કોઇ વાર જરા આનંદની લ્હેર લેવાની તેમની વૃત્ત પણ આબાલવૃદ્ધ સહુ કોઇના જાણવામાં છે. આ આજ્ઞાધિન શિષ્યને પણ ઘણી વખત એવી ગડબડની ગુંથણીમાં ગુંથાવાનો પ્રસંગ આવી પડે છે. આમ છતાં પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગે તેમ આશ્ચર્યની વાત એ છે કે આજનું મને સોંપવામાં આવેલું કામ નિરંતરના કરતાં કાંઈ જૂદાજ પ્રકારનું છે. અરે ! પણ આ રાજ્યભુવનના બગીચામાં આવી મારા મનની વાતને હું નિરંકુશ વહી જતી જીભ ઉપર લાવવાની કાં શરૂઆત કરૂં છું ? રખેને કોઇના કર્ણપટ ઉપર મારા શબ્દો અથડાય અને કાંઇ ગડબડ થાય. ભીંતને પણ કાન હોય છે. જ્યાં સુધી કાર્ય કરી દેખાડીએ નહિ ત્યાં સુધી તે બોલી બતાવવું એ નિષ્ફળ છે ( આશ્ચર્યથી કાંઈ સંભળાતું હોય તેમ કરી ) અહો ! રૂપાનાં ઝાંઝરની બાલ ઘુઘરીઓનો મંદ મંદ મધુર અવાજ ધીમે ધીમે આ તરફ આગળ આવતો જણાય છે. અને એથી કોઇ સ્ત્રિજનનાં પગલાંના આવાગમનનું અનુમાન થાય છે મારા જેવા તપસ્વિને અહિં વધારે રેહેવું ઉચિત નથી. ચાલ, મારા કામને માટે અહિંથી નીકળી જઈ આસપાસ અદૃષ્ય રહી જોઉં કે શું પ્રવૃત્તિ ચાલે છે, પછી જેમ યોગ્ય હોય તેમ કરૂં. ( જાય છે )

( વિચારવતી ફૂલ વિણતાં પ્રવેશ કરે છે. )

**વિચારવતિ—**( મનમાં ) વસંત તિલકા.

ભાવી તરંગપર ભાગ્ય તરાવનારી,
આકાશનાં સુમનથી સમજાવનારી;
લીલા અનેક કરતી લલચાવનારી,
આશા અરે ! જગત સર્વ નચાવનારી.

સ્વાર્થે પીડા અવરને ઉપજાવનારી,
ચિંતા ચિતા શરિરમાં સળગાવનારી;
યુકિત પ્રયુકિતતણી જાળ રચાવનારી,
આશા ખરે ! જગત સર્વ નચાવનારી.

અહો, આશા કેવી છે ? આશા ! મનુષ્યને રમાડનારી-નચાવનારી આશા ! તારી ધૂર્તતામાં દરેક જણ અંજાઇ રહ્યું છે; તારી મોહિનીની ઘેલછામાં અ-સંભવિત પણ સંભવિત માની, અકૃત્ય પણ કૃત્ય માની, અહિત પણ હિત માની, અન્યને ભોગે પણ પોતાનોજ સ્વાર્થ રચવામાં દરેક મનુષ્ય દિવસ અને રજની પ્રગતિમાન થઇ રહ્યું છે. ક્ષણભંગુર સુખદુઃખની જન્મભૂમિ ! આ રાજ્યતંત્ર પણ અત્યારે તારીજ આજ્ઞાને અનુવર્તતું-તારીજ ઘેલછામાં ઘેરાતું. રજમાં રોળાતું બની રહ્યું છે.

( એટલામાં. )

**નિપુણિકા**—( ફૂલ વિણતાં પ્રવેશ કરીને ) કાં પ્રિયસખિ ! વિચારવતિ ! આજકાલ શા નવા સમાચાર છે ?

**વિચારવતિ**—અરે ! નવિન સમાચારનું તો પુછવુંજ પડે તેમ ક્યાં છે ? દરેક મુખથી જે વાત બોલાઈ રહી છે અને દરેક કાનમાં જે વાત સંભળાઇ રહી છે તે એ છે કે નગરની તમામ પ્રજા રાજધાની છોડી તપોવનમાં જવા તૈયાર થઇ છે.

**નિપુણિકા**—કેમ, કેમ ? કયા તપોવનમાં અને શા કારણથી ?

**વિચારવતિ**—કુમાર ધ્રુવ જ્યાં તપ કરે છે તે તપોવનમાં, અને કારણ તો કુમાર ઉપરનો પ્રજાપ્રેમજ તો.

**નિપુણિકા**—કુમારને તપોવનમાં ગયે તો પાંચ મહીના થઇ ગયા, ત્યારે રહીરહીને પ્રજાનો પ્રેમ આજે કાં ઉભરાઇ આવ્યો ?

**વિચારવતિ**—સખિ નિપુણિકા ! જે દિવસે કુમાર તપોવનમાં પધાર્યા તેજ દિવસે તમામ પ્રજાએ તો સાથે જવાનોજ સંકલ્પ કર્યો હતો, તોપણ દેવી સુનીતિ અને વિવેકનિધિએ અનેક પ્રકારની આસનાવાસના કરી એ સંકલ્પ શમાવ્યો હતો. એટલે આજ સુધી સહુ પ્રજા મન ત્યાં છતાં કેવળ શરીરવડે અહીં વસતી હતી.

**વિચારવતિ**—દેવી સુરૂચિના સમજાવવાથી મહારાજાએ, રાજ્યમાં કેટલાક ફેરફારો કરી સારાં માણસોને અધિકારથી ખસેડવાનો, અને પ્રજાને પીડનારાં પાપી હલકાં માણસોને ઉંચે સ્થાને બેસાડવાનો, આરંભ કરી મૂકયો છે. તેમજ વળી દેવી સુનીતિ તથા પ્રધાન વિવેકનિધિ વિગેરે કુમાર ધ્રુવના પક્ષમાં રહી તેને અવળે માર્ગે ચડાવે છે એમ માની, તેમના ઉપર રાજદ્રોહનો ભયંકર આરોપ મેલી, વગર અપરાધે તેમને વધસ્થાનમાં વધને માટે લઇ જવાનો હુકમ પણ આપી દીધો છે. આ સઘળું પ્રજાની ઉદાસીનું અને કુમાર તરફ પુનઃ પ્રેમ જાગ્રત થયાનું કારણ છે.

**નિપુણિકા**—પણ સખી ! દેવી સુરૂચિએ કઇ યુક્તિથી એ સહુને રાજ-દ્રોહી ઠરાવ્યાં હશે ?

**વિચારવતિ**—એજ નવાઇ છે તો, એમ સંભળાય છે કે દેવી સુરૂચિએ કુમાર ધ્રુવના હસ્તાક્ષરનો તથા તેની મુદ્રાવાળો એક લેખ મહારાજાની પાસે દેખાડયો અને એ બીજમાંથી ઝાડ થઇ આ સહુ ફળ ફુલ પાન વિગેરે ખીલી નીકળ્યાં.

**નિપુણિકા**—સખી ! આ પરિણામ ભલા, કોના દોષથી થયું તને લાગે છે ?

**વિચારવતિ**—એમાં વળી શંકા શી ? દેવી સુરૂચિનાજ દોષથી.

**નિપુણિકા**—નહિ નહિ.

**વિચારવતિ**—ત્યારે તુંજ કહેને કે કોના દોષથી ?

**નિપુણિકા**—શોકયપણાના દોષથી. શોકયપણું એ કૃત્ય અને અકૃત્યના વિચારથી રહિત હોય છે તે તું કયાં નથી જાણતી ? જો મહારાજ આજે સુનીતિનાં વચન સાંભળતા હોત તો જે દશા અત્યારે સુનીતિની છે તેજ સુરૂચિની થાત.

**વિચારવતિ**—( રોષથી ) નિપુણિકા ! તું માત્ર નામથીજ નિપુણિકા છે, એમ મને જણાય છે.

**નિપુણિકા**—એમ કેમ ?

**વિચારવતિ**—કારણ કે તું સુનીતિ તેમજ સુરૂચિ બેયને એક સરખાં ગણે છે.

**નિપુણિકા**—શોકયપણું એ બન્નેમાં સરખું છતાં, સુનીતિમાં ત્યારે શું વધારે વિલક્ષણતા છે તે તુંજ કહે.

**વિચારવતિ**—સખી ! પ્રથમ આવોજ પ્રસંગ એકવાર સુરૂચિ માટે પણ આવ્યો હતો, અને તે વખતે સુનીતિએ પ્રણામપૂર્વક વારંવાર પ્રાર્થના કરી તેને દેહાંતદંડમાંથી છોડાવી હતી. જ્યારે અત્યારે સુરૂચિએ કોઇ પ્રપંચમય રચના રચી પરિવાર સહિત સુનીતિને પ્રાણાંતદંડની પાત્ર બનાવી છે. હવે એ બેમાં કાંઇ વિલક્ષણપણું છે કે નહિ તે તુંજ વિચારી લે, અને પછી આ પરિણામ શોકયપણાના દોષથી થયું છે કે સુરૂચિના દોષથી થયું છે તે પણ જોઇ લે.

**નિપુણિકા**—જો એમજ હોય તો તો ખરેખર, સુરૂચિનોજ મોટો દોષ ગણાય. અથવા—

ગીતિ.

ઉપકાર હજાર છતાં પણ,<br>
નીચ હશે તે અપકારો કરશે;<br>
અપકાર અપાર થતાં પણ,<br>
ઉંચ હશે તે ઉપકારો કરશે.

એ વાત ખોટી નથી, અને સુનીતિએ તેમજ કરી બતાવ્યું. તોપણ મને તો લાગે છે કે શઠની સાથે તો શઠતાજ કરવી તે યોગ્ય છે.

**વિચારવતિ**—સખી ! સાધુજન જીવન પર્યંત ગમે તેમ થાય તોપણ પોતાની સુજનતા છોડશે નહિ, અને નીચજન ગમે તેમ છતાં પણ પોતાની નીચતા છોડશે નહિ, આમ છતાં અંતે ઉન્નતિ તો સાધુજનનીજ થાય છે.

**નિપુણિકા**—અહો ! બહુ વિચિત્ર છે પ્રભુની ગહન ઘટના, લે હવે હું જઇશ. ફૂલ વિણાઇ રહ્યાં છે અને વખત પણ પાણીના રેલાની પેઠે વહ્યો જાય છે.

**વિચારવતિ**—મારે પણ પુષ્પની છાબ પરિપૂર્ણ ભરાઇ રહી છે. ચાલ, હું પણ આવું છું. (બંને જાય છે.)

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—રાજ્ય મેહેલનો એક ભાગ.

### પાત્રો—રાજા અને પાછળથી સુનીતિ, વિવેકનિધિ, સુશીલા તથા સુચરિત્રા વિગેરે.

**રાજા**—( પ્રવેશ કરી મનમાં ) હા ! કાંઇ નવુંજ દર્દ મને આજે થાય છે. અથવા એ નવું છે કે જુનું તે હું જાણી શકતો નથી. પરંતુ તે ધીમે ધીમે શરૂ થઈ, ફેલાઇ જઇ વિવેકબુદ્ધિને હણી નાખે છે, સ્મરણશક્તિને બેહેરી કરી મૂકે છે અને પછી દરેક મર્મવાળા ભાગ ઉપર એટલી સત્તા બેસારે છે કે જે વખતે એક પણ વિચાર અથવા મનની જરા પણ ગતિ શંકાના હળાહળ ઝેરથી છૂટ રહે તેમ બની શકતું નથી. વિષ સઘળે પસરી જાય છે. અહો ! વિધિની ગતિ આવીજ છે. પૃથ્વીનું આકાશ અને આકાશની પૃથ્વી કરતાં જરા પણ વાર કરતી નથી. મનુષ્યની સ્થિતિમાં, મનુષ્યના સ્વભાવમાં, પાણીના પરપોટાને ફૂટતાં જેટલી વાર લાગે તેથી પણ અલ્પ સમયમાં, અજબ ફેરફાર કરતાં જરા પણ વિલંબ ધરતી નથી. પણ હા ! જેને પ્રેમથી લાલન, પાલન અને પોષણ કરી ઉછેરેલાં—પોતાનાંજ અહોનીશ જાણી સંભાળેલાં, તેઓજ જ્યારે પ્રપંચ રચના રમતાં દેખાય ત્યારે જે દુઃખ થાય છે તે અસહ્ય છે. સુનીતિને માટે મેં આજ સુધી શું શું નથી કર્યું ? કુમાર ધ્રુવને માટે મને હજી સુધી કેટકેટલી ચિંતા થાય છે ? અને વિવેકનિધિને આટલે ઉચ્ચે દરજ્જે ચડાવી, બીજા કરતાં તેનેજ આપ્તજન તરીકે ગણી તેનાં વચનો કેવી રીતે માન્ય કરેલાં છે ? અરે ! આમ છતાં તે સહુના મનની કેવી લઘુતા—કેવી અને કેટલી દુષ્ટતા ? મારા પ્રેમ અને વિશ્વાસનું કેવું પરિણામ ! અથવા પ્રેમ માણસને મૂર્ખ બનાવે છે અને અતિ વિશ્વાસ બીજાની સત્તાને વધારી મેલે છે—તેના મનને લાલચો તરફ લલચાવે છે, એ વાત આજે પ્રત્યક્ષ થાય છે. પુરૂષ, સ્ત્રિ, દુનિઆની કઇ ક્ષણભંગુર વસ્તુનો વિશ્વાસ કરવો, જ્યારે મિત્ર, પુત્ર અને હૃદયની માનેલી પ્રિયા પણ આમ વિશ્વાસઘાતી નીવડે ! અથવા તેમને સહુને જે શિક્ષા થઈ છે તે યોગ્યજ છે. જેવાં બીજ વાવે તેવાં ફળ ઉગવાંજ જોઇએ. ( વિચારમાં ફરે છે. )

**પ્રતિહાર**—( પ્રવેશ કરીને ) મહારાજ ! દેવી સુનીતિ તથા વિવેકનિધિ વિગેરે વધસ્થાનમાં જતા પેહેલાં આપને કાંઈ વિનંતિ કરવા ઇચ્છે છે.

**રાજા**—બીલકુલ નહિ જે આજ્ઞા થઇ છે તેમાં કશો ફેરફાર થઇ શકે તેમ નથી. ( પ્રતિહાર જવા માંડે છે. ) અથવા ઉભો રહે, તેમની છેવટની અરજ પણ અમને સાંભળવા દે, જેથી એવો અપવાદ ન રહે કે તેમને પુરાં સાંભળવામાં નહોતાં આવ્યાં. અંદર આવવા દે તેમને. ( પ્રતિહાર જાય છે. )

( થોડીવારે સુનીતિ, વિવેકનિધિ, સુશીલા, અને સુચરિત્રા વધસ્થાનમાં જવાના પોશાકમાં તથા તેમની પાછળ સેનાપતિ કામસેન અને એક અનુચર પ્રવેશ કરે છે. )

**વિવેકનિધિ**—( મનમાં ) હા ! અંધારામાં અને અજવાળામાં જેટલો તફાવત તેટલોજ તફાવત સુજનતા અને દુર્જનતામાં છે. પ્રથમ પ્રાણાંતદંડની શિક્ષામાંથી દેવી સુનીતિએ જેનું રક્ષણ કરેલું તેજ સુરૂચિ આજે સુનીતિને તેના પરિવાર સહિત પ્રાણાંતદંડની યોજના કરે છે. દેવી સુનીતિના સદ્ગુણનો સાક્ષાત્ અનુભવ થયા છતાં આજે મહારાજા પણ તે ભૂલી જાય છે. અથવા રાજાઓ પરવિશ્વાસપરતંત્ર હોય છે, એમાં શું કહેવું ?

( પાસે આવતાં સહુ રાજાને પ્રણામ કરે છે. )

**રાજા**—કેમ, વિવેકનિધિ ! શું છે ?

**વિવેકનિધિ**—( હાથ જોડી ) મહારાજ ! આપ જે આજ્ઞા કરો તે આ સેવકને શિરોમાન્ય છે. ખરેખર ! મૃત્યુથી હું બીતો નથી. મૃત્યુ એજ પ્રાણિમાત્રની પ્રકૃતિ છે. જીવવું એ વિકૃતિ છે. પરંતુ આવો ખોટો આરોપ–યશઃ શરીરને કલંકિત કરનાર આરોપ, એ મૃત્યુના કરતાં પણ મને વધારે દુઃખ આપે છે. માટે કુમારશ્રીના મામાને ત્યાં કોઇ પ્રમાણિક માણસને મોકલી, તપાસ કરાવી, પછીથી મને શિક્ષા કરવામાં આવે તો વધારે સારૂં એવી મારી પ્રાર્થના છે.

**રાજા**—એ બાબત તો પ્રથમથીજ સમાધાન કરવામાં આવેલ છે અને તે પુરતું છે. અંતઃકરણના ઉંડા ભાગમાં તપાસ કરો અને પછી ત્યાં જુઓ કે તમારા યશને કલંકિત કરનાર કોણ છે ? તમારા લોહીના દરેક ટીપાંની સાથે મલીનતાની કેટલી કાળાશ મળેલી છે ? દેવી સુરૂચિના કહેવા પ્રમાણે કુમાર ધ્રુવ આવતાં સુધીનો સમય વિતાવવાની એવી યુક્તિ હવે બસ થઇ. તમારૂં સૌજન્ય પણ બધું જોવાઇ ગયું છે.

**વિવેકનિધિ**—દેવ ! મને ફરીથી પ્રાર્થના કરી કેહવા દ્યો કે આપનું મન કોઇએ વેહેમના વમળમાં નાખેલું છે, અને તેથી અત્યારે ખરૂં શું અને ખોટું શું તે જોઇ શકાતું નથી. મારી વાત તો દૂર રહી પરંતુ નિરંતર પ્રભુ એજ માત્ર જેમનું સ્મરણ, ચિંતન, અને પુજન છે તથા પતિ એજ માત્ર જેમનું અવલંબન છે એવાં દેવી સુનીતિ અને તેમની સુશીલા વિગેરે સખીઓ પણ દોષથી દુષીત નહિ છતાં પરમેશ્વરથી પણ સહન ન થઈ શકે તેવી પ્રપંચપટુતાનાં ભોગ થઇ પડેલ છે. કુમાર ધ્રુવનો લખેલો એ લેખજ નથી. તેમના જેવા અક્ષર કરી, કોઇ યુક્તિથી તેમની મુદ્રા મેળવી આ સહુ અધમ ઘટના ઘડવામાં આવી છે. માટે જે ન બની શકે તેવી બાબતનો પાછળથી પશ્ચાતાપ કરવાનો પ્રસંગ ન આવે તેમ આપ કરશો. હું સત્ય કહું છું કે મહારાજને અત્યારે ઝેર અમૃત દેખાય છે અને અમૃત ઝેર જણાય છે.

**રાજા**—( મનમાં ) વિવેકનિધિને સાંભળતાં મારૂં મન કાંઇ વિચારમાં પડી જાય છે. અથવા સુરૂચિ બરાબર કેહતી હતી કે મોતને કાંઠે ઉભેલા માણસની વાણી ન સાંભળવી જોઇએ, કારણ કે મોતના ભયથી તે શું શું પ્રલાપ ન કરે ? અને તેના બોલવામાં કરૂણાજનક, જીુસ્સાદાર, અને અસંબદ્ધ શું શું શબ્દો ન ઉભરાય ? ( પ્રકટ ) વિવેકનિધિ ! જે કેહવાનું હોય તે હવે ટુંકામાંજ કહો. વિલંબ ન કરો.

**વિવેકનિધિ**—મહારાજ ! ટુંકામાં એટલુંજ કે કામ, ક્રોધ, લોભ, મોહ અને મત્સર એ સઘળા પ્રિયકર દેખાતા છતાં અનર્થ કરનારા આપના ખરેખરા દુશ્મનો છે, અમે સહુ અપરાધ વગરનાં છઇએ, તથા આ બધું માત્ર એક નાટક છે. એ આપે ચોક્કસ સમજવું.

( રાજા કાંઇ જવાબ ન આપતાં મૌન રહે છે. )

**સુનીતિ**—પ્રાણનાથ ! જો આપની આજ્ઞા હોય તો આ દાસીને પણ કાંઇ છેવટની વિનંતિ કરવાની છે.

**રાજા**—બોલો, હું સાંભળું છું.

**સુનીતિ**—નાથ ! આ સુશીલા, સુચરિત્રા, અને અનસૂયા એ સહુ નિરપરાધિ છે. માત્ર મારા સહવાસના અપરાધને લીધે તેમને દેહાંત દંડની શિક્ષાના પાત્ર કરવામાં આવે છે, તે કોઇ રીતે યોગ્ય નથી. માટે મારા ઉપર દયા કરી તેમને છોડી મૂકવાં એ મારી પ્રથમ વિનંતિ છે. તેમજ આપની પ્રસન્નતા

એ મારી પ્રસન્નતા છે, આપની ઇચ્છા એ મારી ઇચ્છા છે, અને આપની આજ્ઞા એ મારી વંદનીય ધર્મવેદી છે. આપની મરજી પ્રમાણે હું મૃત્યુને માટે તૈયાર છું. આપના હૃદયનો સંતોષ, મારા જીવનશરીરની શોભા દેખાડનાર મારૂં દર્પણ છે–મારૂં સૌભાગ્ય ચિન્હ છે. પરંતુ આ દીન દાસીને પ્રાણનાથે પોતે પોતાના હાથથીજ પ્રાણાંતદંડની શિક્ષા કરવી, એ મારી બીજી વિનંતિ છે. કારણ કે આપના કરકમલમાં શોભતી તરવારથી મ્હારૂં મૃત્યુ થાય એ મ્હારૂં પરમ મંગળ છે, એમ હું માનું છું.

**રાજા**—કામસેન ! જો એ સુશીલા વિગેરેનો કશો અપરાધ ન હોય તો તેમને ફરમાવેલી સજામાંથી મુક્ત કરજો.

**કામસેન**—દેવ ! દેવ ! આપ એ શું કહો છો ? દેવી સુરૂચિનું માનવું એમ છે કે સુશીલા વિગેરેના મૃત્યુવિના સુનીતિ મરેલ છતાં પણ જીવતાંજ સમજવાં, અને સુનીતિના અભ્યુદયનું સાચું મૂળ તેમનામાંજ છે એમ મને પણ લાગે છે, માટે તેમને તો પ્રથમ શિક્ષા કરવી અને પછી સુનીતિને.

**રાજા**—ત્યારે તો બસ, આ વિષયમાં દેવી સુરૂચિ જેમ આજ્ઞા કરે તેમ કરો. આવી ભેદભરેલી બાબતોથી અમારૂં મન હવે ઉદાસિન થાય છે.

**સુનીતિ**—( મનમાં ) હવે જીવનની આશા સહુની બંધ થઇ. ( પ્રકટ ) મ્હારી પ્રિય સખીઓ ! તહમને મ્હારા સહવાસથી આવું ફળ મળ્યું ! હું શું કરૂં ? કયાં જાઉં ? શું ઉપાય ? શું ગતિ ? હા ! ધ્રુવનો વિયોગ, અસત્ય આરોપ, જૂદી જૂદી જાતના અનેક દુઃખના ઉદ્યોગ, તથા આ જીવનનો અંત લાવનાર દંડ, એ સહુ મને એવી પીડા નથી ઉપજાવતાં કે જેવી પીડા મારી સંગતીથી તહમને આ સજા થાય છે તે ઉપજાવે છે. ( આંસુ પાડે છે. )

**સુશીલા**—દેવી ! શાંત થાઓ, શાંત થાઓ. મહારાજનો આ ઉપકાર અમે કદી ભૂલી શકીશું નહિ. કારણ કે તેમણે અમારા મનને અનુકુળજ આજ્ઞા કરેલી છે. આપના વગર અમારાથી ક્ષણવાર પણ જીવી શકાય તેમ નથી, એ આપ કયાં જાણતાં નથી ?

**સુનીતિ**—પ્રિય બ્હેનો ! તમારા આવા અગાધ પ્રેમ માટે હું ઉપકાર માનું છું. આજ સુધી તમે મારા તરફ અત્યંત માયાળુતા રાખી છે અને હજી પણ તેવીજ રાખો છો. તમે સહુ, જેને મારાં દુઃખને માટે ખરી લાગણી છે અને જેનાં હૃદય મારે માટે ખેદમાં ડુબી રહેલાં છે તે તમે આવો–મને

ભેટો-છેલ્લીવારનાં ભેટો અને મને તમારાં આંસુથી મારાં ગતજન્મનાં જે કાંઇ પાપી પ્રારબ્ધ હોય તેને ધોઇ નાખવામાં મદદ કરો.

**રાજા**—( મનમાં ) અહો ! આ સઘળામાં એકબીજા તરફ પ્રેમનું બંધન કેટલું બધું છે ? દેવી સુરૂચિએ એ બાબતનો વિચાર કરીનેજ પોતાની દીર્ઘદૃષ્ટિ વાપરી જણાય છે.

**કામસેન**—( મનમાં ) મહારાજ કાંઇ બોલતા નથી. તેમ સમય જતાં વખતે કાંઇ ફેરફાર પણ થઇ જાય, માટે આ સહુને હવે અહિંથી તરત દૂર કરવાં જોઇએ. ( પ્રકટ ) પાપીઓ ! ચાલો, ચાલો. પોતાનાં નીચ કૃત્યોનાં ફળ અનુભવવા જલ્દી ચાલો. ( તિરસ્કાર કરે છે. )

**સુનીતિ**—( ઉંચે જોઇ ) સુરૂચિ ! સુરૂચિ ! આ વિવેકનિધિ અને આ સુશીલા વિગેરે માટે તથા મારે માટે આવા અસત્ય અપરાધની કલ્પના કરવાનું તમારા અંતરમાં કયાંથી આવ્યું ! આ અકાળ મૃત્યુ મને એટલું દુઃખ નથી આપતું જેટલું આ અસત્ય આરોપથી મને દુઃખ થાય છે. ( આકાશ તરફ જોઈ નિસાસો મેલીને. )

**દ્રુતવિલંબિત.**

ન અપરાધ જરાય કર્યા છતાં,<br>
પ્રભુ ! અમે દુઃખમાં ડુબતાં જતાં;<br>
પ્રણતપાલ કૃપાલુ કૃપા કરી,<br>
ભવવિપત્તિ હરો, નૃહરિ હરિ !

( આંસુ પાડે છે. )

**રાજા**—( મનમાં ) સુનીતિનાં વચનો હૃદયભેદક છે. ( પ્રકાશમાં ) સુનીતિ ! આ બાબતમાં તમે સહુ નિરપરાધી છો તેને માટે કોઇ સાક્ષિ છે ?

**સુનીતિ**—હા ! સાક્ષિ ? સાક્ષિ સમસ્ત ભૂમંડળના સાક્ષિ શ્રીનારાયણ દેવ છે.

**કામસેન**—મહારાજ ! આવી દંભ ભરેલી વાણીમાં આપ શું સાંભળો છો ? મૃત્યુમુખે ઉભેલાંની જરા પણ વાત સાંભળવી તે અમંગળકર છે. માટે તે તરફ આપે દુર્લક્ષ કરવું જોઇએ. ( ઉઘાડી તરવાર ઉગામીને ) દુષ્ટો ! નીકળો, એકદમ નીકળો અહીંથી, નહિં તો અહીંજ તમારા બધાના પ્રાણને આ ભયંકર તરવાર રૂપી સર્પ પી જશે. ( સહુને ભય પમાડે છે. )

( તેટલામાં નેપથ્યમાં. )

સાહસ ન કરો, સાહસ ન કરો. નિરપરાધિને મારોમાં, મારોમાં.

**રાજા**—( આશ્ચર્યથી ) અરે ! આ શું ?

( ફરી નેપથ્યમાં. )

**વસંતતિલકા.**

રે, રે, પિતા જનનિને નહિ જે ગણે છે,
પ્રેમી પ્રિયા તનયને પણ જે હણે છે;
જે સ્વાર્થિ, માત્ર બલિલાભ વિચારનારૂં,
તે કોયને ન વશ ભૂપતિ-ભૂત ધારૂં.

**રાજા**—અહો ! આ તો અમારા તરફ આક્ષેપ જણાય છે !

**કામસેન**—કોણ આ ભૂલોકના પરમેશ્વરની પણ નિંદા કરવાને તૈયાર થયું છે ?

( ફરીથી નેપથ્યમાં. )

રાજી થશે પળ, વળી પળમાં કરાજી,
ઉઠે અનેક રૂપમાં પળવાર ગાજી;
જે નીચ [1]જીભ ( [2]ઠક્ક ) નચવે ત્યમ નાચનારૂં
તે કોયને ન વશ ભૂપતિ-ભૂત ધારૂં.

**કામસેન**—કોણ આ કાનમાં શુળ ઉપજાવે તેવું બકે છે ?

( ફરીથી નેપથ્યમાં. )

પાસે જનાર જનને ભય આપનારૂં,
ઉદ્વેગ તેમ દુઃખને ઉપજાવનારૂં;
પોતાતણા સ્વજનને બહુ પીડનારૂં,
તે કોયને ન વશ ભૂપતિ-ભૂત ધારૂં.

**અનુચર**—અરે ! આ કોણ પાપી વારંવાર પ્રલાપ કર્યા કરે છે !

( તેટલામાં આકાશમાંથી કપિંજલ ઉતરે છે. આશ્ચર્યથી સર્વે પ્રણામ કરે છે. )

**રાજા**—( આસન આપતાં ) ભગવન્ ! વિરાજો આ આસન ઉપર.

( કપિંજલ બેસે છે. )

---

૧ ભૂપતિના સંબંધમાં "જીભ" અને ભૂતના સંબંધમાં "ઠક્ક" શબ્દ સમજવો. ૨ ઠક્ક એટલે ડાકલું.

**કામસેન**—( થોડીવારે ) મહાત્મન્ ! કયા દેશમાંથી આપનું અહીં પધારવું થયું છે?

**કપિંજલ**—શ્રી યમુનાં તીરે આવેલા તપોવનમાંથી હું અહીં આવ્યો છું.

**રાજા**—ભગવન્ ! આપના મુખકમળમાંથી કોને ઉદ્દેશીને ત્રણ શ્લોકો નીકળ્યા તે અડચણ નહિ હોય તો જણાવવા કૃપા કરશો.

**કપિંજલ**—રાજન્ ! આપનેજ ઉદ્દેશીને.

**રાજા**—મ્હારામાં આપે એવું શું લક્ષણ જોયું ?

**કપિંજલ**—આથી વળી વધારે શું જોવાનું હતું ? જરા પણ અપરાધ વગરના પુત્ર તરફ, જરા પણ પાપ વગરની ધર્મપત્નિ તરફ, અને વાંક વગરનાં સદ્દગુણી સુહૃદજનો તરફ ભૂત, પ્રેત કે પીશાચ શિવાય બીજું કોણ સ્વપ્નમાં પણ દ્વેશવાળું આચરણ કરે ?

**કામસેન**—( મનમાં ) ખરેખર, આ કોઇ મહા તપસ્વિ લાગે છે. તપના બળથી, મહારાજને પણ ભય પામ્યા વગર, જેવું છે તેવું સત્ય કહી નાખે છે. રખેને સઘળું કપટ ખુલ્લું થઇ જાય.

**કપિંજલ**—વળી નીચ માણસોને ઉંચ પદવી આપી તેમના ઉપદેશને ભૂવાના ડાકલાંની મારક ભૂત, પ્રેત, કે પીશાચ શિવાય બીજું કોણ અનુસરે ! અરે ! આશ્ચર્ય છે કે નિષ્પાપ ધ્રુવને માટે પાપની કલ્પના કરતાં એ દુષ્ટોની જીભ કેમ ન કપાઇ ગઇ ? હૃદય કેમ ન ચીરાઇ ગયું ? આ ક્ષણેજ તેમને સહુને સુરૂચિ સહિત શાપના પ્રબલ બળથી ભસ્મસાત કરી શકું છું, પરંતુ સુરૂચિ તરફ કુમાર ધ્રુવની પરમભક્તિ છે તેથી, તથા તપસ્વિ જનોને તેમ કરતાં તપની ક્ષતિ થાય તેથી, તેવું કરતાં મારૂં મન અટકે છે.

( કામસેન ભયથી કંપતાં નિચું જોઈ રહે છે. )

**રાજા**—ભગવન્ ! ક્ષમા કરો ક્ષમા કરો. આપ કોણ છો, કયાંથી પધાર્યા છો, અને મને દાસાનુદાસને આપની શી આજ્ઞા છે ? તે જણાવો.

**સુનીતિ**—ભગવન્ ! વિપત્તિ સમયના બંધુ ! આપ દેવ છો, મુની છો કે મનુષ્ય છો ? તપોવનમાં ગયેલા વત્સ ધ્રુવના–( આંસુવાળી આંખે નિચું જોઇ રહે છે. )

**કપિંજલ**—માતા સુનીતિ અને મહારાજ ઉત્તાનપાદ ! હું ભગવાન નારદનો શિષ્ય કપિંજલ છું. મધુવનમાં તપ કરતા કુમાર ધ્રુવની અહીંથી તપોવનમાં જવાના સમયથી આજ સુધીની સઘળી પ્રવૃત્તિ મારા જાણવામાંજ છે. અપ્યસયાને વશીભૂત થએલાં સુરૂચિ તથા આ નીચ કામસેન વિગેરેની પાય-

રેલો પ્રપંચ જાળનાં ભોગ થઇ પડેલાં આ સહુ અપરાધ વગરનાં છે. ગુરૂશ્રી નારદે આપ બેયને ધીરજ આપવાનેજ મને અહીં મોકલેલો છે. સર્વ વૃતાંત સાયંસંધ્યા કરી લીધા પછી હું આપને જણાવીશ. કારણ કે, જુઓ હમણાં તો—

**હિંડી.**

દિવસલક્ષ્મિ આ સુનીતિની સમાન,<br>
કલાક્ષીણ થઇ જણાય સ્થાન સ્થાન;<br>
શુચિ [1]મિત્રમાંહી મંદતા જણાય,<br>
તિમિરદળ ખળો સમાન ઉભરાય.<br>
શાસ્ત્રવચન, આપ્તવચન બેય જેમ,<br>
દૃષ્ટિ મંદફળવતી જણાય તેમ;<br>
કરે ચારકોર પક્ષી ઘોર શોર,<br>
વિવિધ તર્કનું વધેલ જેમ જોર.

માટે સંધ્યાવંદન કરવા જાઉં છું. ( જાય છે, સહુ પ્રણામ કરે છે. )

**રાજા**—( મનમાં ) અહો ! ભૂલ કેવી છે ? આ વખતે, અહીં મારી પ્રિયપત્નિ અને મારા નોકરોની પણ સામું જોતાં મારૂં મન લજાય છે. ( પ્રકટ ) દેવી સુનીતિ ! ફરીથી પણ સુરૂચિએ મને મોટી ભૂલ ખવરાવી છે. હા ! મારૂં હૃદય હવે પશ્ચાતાપથી બહુ પીડાય છે. તેની સલાહથી હું વળી પાછો તારા અપરાધમાં આવી ગયો છું. મને ક્ષમા કર, ક્ષમા કર.

**સુનીતિ**—નાથ ! નાથ ! આપે કશું કર્યું નથી. બધું મારા પ્રારબ્ધ-કર્મથી થયું છે, એમ હું માનું છું.

**રાજા**—પ્રિય વિવેકનિધિ ! સુશીલા ! સુચરિત્રા ! અને અનસુયા ! તમે સહુ ખુશીથી પોતપોતાને સ્થળે જાઓ અને સાયંસમય પછી કુમાર ધ્રુવના કુશળ સમાચારની હકીકત જાણવા વહેલાં આવજો.

**વિવેકનિધિ**—દેવની જેવી આજ્ઞા. ( સહુ પ્રણામ કરી જાય છે. )

**રાજા**—દેવી ! ચાલો આપણે પણ સંધ્યાસમયને અનુકુળ શીવપૂજન વિગેરે કરી શુદ્ધ અને પવિત્ર થઇ મુનીરાજના આવવા પેહેલાં વેહેલાં વેહેલાં તૈયાર થઇ રહીએ.

**સુનીતિ**—જેવી પ્રાણનાથની મરજી. ( જાય છે. )

---

[1] મિત્ર એટલે સ્નેહી, બીજો અર્થ સૂર્ય.

**કામસેન**—( થોડીવારે ) મહાત્મન્ ! કયા દેશમાંથી આપનું અહીં પધારવું થયું છે ?

**કપિંજલ**—શ્રી યમુનાં તીરે આવેલા તપોવનમાંથી હું અહીં આવ્યો છું.

**રાજા**—ભગવન્ ! આપના મુખકમળમાંથી કોને ઉદ્દેશીને ત્રણ શ્લોકો નીકળ્યા તે અડચણ નહિ હોય તો જણાવવા કૃપા કરશો.

**કપિંજલ**—રાજન્ ! આપનેજ ઉદ્દેશીને.

**રાજા**—મ્હારામાં આપે એવું શું લક્ષણ જોયું ?

**કપિંજલ**—આથી વળી વધારે શું જોવાનું હતું ? જરા પણ અપરાધ વગરના પુત્ર તરફ, જરા પણ પાપ વગરની ધર્મપત્નિ તરફ, અને વાંક વગરનાં સદ્‌ગુણી સુહૃદજનો તરફ ભૂત, પ્રેત કે પીશાચ શિવાય બીજું કોણ સ્વપ્નમાં પણ દ્વેશવાળું આચરણ કરે ?

**કામસેન**—( મનમાં ) ખરેખર, આ કોઇ મહા તપસ્વિ લાગે છે. તપના બળથી, મહારાજને પણ ભય પામ્યા વગર, જેવું છે તેવું સત્ય કહી નાખે છે. રખેને સઘળું કપટ ખુલ્લું થઇ જાય.

**કપિંજલ**—વળી નીચ માણસોને ઉંચ પદવી આપી તેમના ઉપદેશને ભૂવાના ડાકલાંની માફક ભૂત, પ્રેત, કે પીશાચ શિવાય બીજું કોણ અનુસરે ! અરે ! આશ્ચર્ય છે કે નિષ્પાપ ધ્રુવને માટે પાપની કલ્પના કરતાં એ દુષ્ટોની જીભ કેમ ન કપાઇ ગઇ ? હૃદય કેમ ન ચીરાઇ ગયું ? આ ક્ષણેજ તેમને સહુને સુરૂચિ સહિત શાપના પ્રબલ બળથી ભસ્મસાત કરી શકું છું, પરંતુ સુરૂચિ તરફ કુમાર ધ્રુવની પરમભક્તિ છે તેથી, તથા તપસ્વિ જનોને તેમ કરતાં તપની ક્ષતિ થાય તેથી, તેવું કરતાં મારૂં મન અટકે છે.

( કામસેન ભયથી કંપતાં નિચું જોઈ રહે છે. )

**રાજા**—ભગવન્ ! ક્ષમા કરો ક્ષમા કરો. આપ કોણ છો, ક્યાંથી પધાર્યા છો, અને મને દાસાનુદાસને આપની શી આજ્ઞા છે ? તે જણાવો.

**સુનીતિ**—ભગવન્ ! વિપત્તિ સમયના બંધુ ! આપ દેવ છો, મુની છો કે મનુષ્ય છો ? તપોવનમાં ગયેલા વત્સ ધ્રુવના—( આંસુવાળી આંખે નિચું જોઇ રહે છે. )

**કપિંજલ**—માતા સુનીતિ અને મહારાજ ઉત્તાનપાદ ! હું ભગવાન નારદનો શિષ્ય કપિંજલ છું. મધુવનમાં તપ કરતા કુમાર ધ્રુવની અહીંથી તપોવનમાં જવાના સમયથી આજ સુધીની સઘળી પ્રવૃત્તિ મારા જાણવામાંજ છે. અભ્યસૂયાને વશીભૂત થએલાં સુરૂચિ તથા આ નીચ કામસેન વિગેરેની પાય-

રેલો પ્રપંચ જાળનાં ભોગ થઇ પડેલાં આ સહુ અપરાધ વગરનાં છે. ગુરૂશ્રી નારદે આપ બેયને ધીરજ આપવાનેજ મને અહીં મોકલેલો છે. સર્વ વૃતાંત સાયંસંધ્યા કરી લીધા પછી હું આપને જણાવીશ. કારણ કે, જુઓ હમણાં તો—

હિંડી.

દિવસલક્ષ્મિ આ સુનીતિની સમાન,
કલાક્ષીણ થઇ જણાય સ્થાન સ્થાન;
શુચિ [1]મિત્રમાંહી મંદતા જણાય,
તિમિરદળ ખળો સમાન ઉભરાય.
શાસ્ત્રવચન, આપ્તવચન બેય જેમ,
દૃષ્ટિ મંદફળવતી જણાય તેમ;
કરે ચારકોર પક્ષી ઘોર શોર,
વિવિધ તર્કનું વધેલ જેમ જોર.

માટે સંધ્યાવંદન કરવા જાઉં છું. ( જાય છે, સહુ પ્રણામ કરે છે. )

**રાજા**—( મનમાં ) અહો ! ભૂલ કેવી છે ? આ વખતે, અહીં મારી પ્રિયપત્નિ અને મારા નોકરોની પણ સામું જોતાં મારૂં મન લજાય છે. ( પ્રકટ ) દેવી સુનીતિ ! ફરીથી પણ સુરૂચિએ મને મોટી ભૂલ ખવરાવી છે. હા ! મારૂં હૃદય હવે પશ્ચાતાપથી બહુ પીડાય છે. તેની સલાહથી હું વળી પાછો તારા અપરાધમાં આવી ગયો છું. મને ક્ષમા કર, ક્ષમા કર.

**સુનીતિ**—નાથ ! નાથ ! આપે કશું કર્યું નથી. બધું મારા પ્રારબ્ધ-કર્મથી થયું છે, એમ હું માનું છું.

**રાજા**—પ્રિય વિવેકનિધિ ! સુશીલા ! સુચરિત્રા ! અને અનસુયા ! તમે સહુ ખુશીથી પોતપોતાને સ્થળે જાઓ અને સાયંસમય પછી કુમાર ધ્રુવના કુશળ સમાચારની હકીકત જાણવા વહેલાં આવજો.

**વિવેકનિધિ**—દેવની જેવી આજ્ઞા. ( સહુ પ્રણામ કરી જાય છે. )

**રાજા**—દેવી ! ચાલો આપણે પણ સંધ્યાસમયને અનુકુળ શીવપૂજન વિગેરે કરી શુદ્ધ અને પવિત્ર થઇ મુનીરાજના આવવા પેહેલાં વેહેલાં વેહેલાં તૈયાર થઇ રહીએ.

**સુનીતિ**—જેવી પ્રાણનાથની મરજી. ( જાય છે. )

---

[1] મિત્ર એટલે સ્નેહી, બીજો અર્થ સૂર્ય.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—રાજભવન.

**પાત્રો—રાજા, સુનીતિ, સુરૂચિ, વિવેકનિધિ અને સુશીલા વિગેરે, તથા પાછળથી કપિંજલ.**

**રાજા**—દેવી ! શિવાર્ચન કરી ઉતાવળે આપણે અહીં તો આવ્યાં, પરંતુ હવે વખત નથી જતો. કુમાર ધ્રુવના સમાચાર સાંભળવાને મ્હારૂં મન બહુ ઉત્કંઠિત થઈ રહ્યું છે. ભગવાન કપિંજલને પધારતાં કેમ વાર થઇ હશે? ખરેખર ! પ્રિયજનને મળવાનો, કે તેના સંબંધે સમાચાર સાંભળવાનો, અલ્પ સમય પણ ઉત્કંઠાથી અતિશય લાંબો થઇ પડે છે. મહામુની નારદના શિષ્ય, ભગવન્ કપિંજલ ! કૃપા કરી આપ વ્હેલા પધારો. અમે સહુ હવે વિલંબ સહન કરી શકતાં નથી.

( એટલામાં નેપથ્યમાં. )

**માલિની.**

જય જય જય રાજા ! નિત્ય થાજો તમારો,
પ્રણયવશ થએલો, આ રહ્યો હું તમારો;
શુભ વચન ગુરુનાં સાંભળી સ્નેહ જામો,
ભવભય જઇ ભૂલી, ચિત્ત આનંદ પામો.

( આકાશ માર્ગે કપિંજલ પ્રવેશ કરે છે. )

**રાજા**—( આનંદથી સહુની સાથે ઉઠીને ) અહો ! સ્મરણ થતાંજ પધાર્યાં ને શું ! ભગવન્ ! આ આસન, આસન. તેનાપર વિરાજીએ.

( આસન આપે છે, કપિંજલ બેસે છે. )

**રાજા**—ભગવન્ ! કુમારના કુશળ સમાચાર સાંભળવાને અમારાં સહુનાં ચિત્ત બહુ આતુર થયાં છે માટે તે કહેવાની કૃપા કરશો.

**કપિંજલ**—રાજન્ ! ધ્રુવનું વૃત્તાંત સાંભળવાની મરજી છે કે જોવાની?

**રાજા**—ભગવન્ ! સાંભળવા કરતાં જોવું તે તો વધારે સારૂં એ દેખીતુંજ છે.

**કપિંજલ**—ત્યારે ધ્રુવ જે દિવસથી અહીંથી સિધાવ્યા, તે દિવસથી માંડીને આજસુધીનું સર્વે વૃત્તાંત હું તમને ઇંદ્રજાળથી દેખાડીશ. એ બધું સર્વેએ સ્વસ્થ ચિત્તે નિહાળવું.

**રાજા**—ભગવન્ ! જેવી આપની આજ્ઞા.

( કપિંજલ સિંહાસનથી ઉતરી ચોતરફ મોરની પીંછી ફેરવે છે ને સહુ તે તરફ જુએ છે. )

# गर्भांक.

## ( इंद्रजाळ. )

## प्रवेश १ लो.

### સ્થળ—બર્હિષ્મતીની સીમ.

**પાત્રો—ધ્રુવ, અને પાછળથી વેશધારી પરમહંસ તથા બ્રહ્મચારી.**

( ભસ્મ રુદ્રાક્ષ ધારણ કરેલ કુમાર ધ્રુવ પ્રવેશ કરે છે. )

ધ્રુવ—( બર્હિષ્મતી નગરી તરફ જોઇ ) અરે ! સુશીલા તો દૂર ગઈ ! ( નીસાસો નાખીને ) હા ! સુશીલાને એટલી પાછી આવેલી જોઇને તથા તેની પાસે મારા અલંકારો નિહાળીને મ્હારાં માતુઃશ્રીની શી દશા થશે ? અથવા શામાટે હવે એ વિચાર કરવો જોઇએ ? બર્હિષ્મતી ! બર્હિષ્મતી ! મ્હારા પરાક્રમી પૂર્વજોની પ્રસિદ્ધ રાજધાની બર્હિષ્મતી ! તપોવન જવા તત્પર થએલો ધ્રુવ તમને પ્રણામ કરે છે, પ્રિય જન્મભૂમિ ! શ્રી મુકુંદ દેવને રાજી કરી આપનાં ફરી હું દર્શન કરીશ. ( પ્રણામ કરે છે. )

રાજા—અહો ! વત્સનો વિનય વંદનીય છે.

સુનીતિ—એ જોવાથી હૃદય ભરાઈ આવે છે.

ધ્રુવ—( નદી તરફ જોઇને. )

વસંતતિલકા.

રે, શાંત, રમ્ય સરિતા ! તુજને પ્રણામ,<br>
ગંગા સમાન જનની ! સુપવિત્ર ધામ !<br>
જ્યારે રમારમણ દેવ પ્રસન્ન થાશે,<br>
ત્યારે મ્હને પુનર દર્શન ત્હારું થાશે.

વિવેકનિધિ—કુમારનો વિવેક અતિશય છે.

ધ્રુવ—( કુંજ અને ઉપવનો તરફ જોઇને આંસુ સાથે. )

વસંતતિલકા.

બર્હિષ્મતી નગરીની હદમાં રહેલાં,<br>
કુંજો અને ઉપવનો ભમરે ભરેલાં;<br>
પ્રેમે પ્રણામ તમને મળશું ફરીને,<br>
લક્ષ્મીતણા હૃદયદેવ ખુશી કરીને.

રાજા—વત્સનો પ્રેમ સર્વત્ર બહુ વિલસે છે.

ધ્રુવ—( સર્વ વૃક્ષ તરફ જોઇને ) અથવા પ્રત્યેક વૃક્ષને મારા પ્રણામ છે.

પુષ્પિતાગ્રા.

તન મન સહુ તાપ ટાળનારાં,
શુભ ફળ સુંદર છાંય આપનારાં;
[1]સુમન સુજન જેમ ધારનારાં,
તરુવર ! જીવન ધન્ય છે તમારાં.

સહુ પર સમ સ્નેહ રાખનારો,
તપ કરવા ધ્રુવ જાયછે તમારો;
ત્રિભુવન ધણીને ખુશી કરીને,
તમ ચરણે અહીં આવશે ફરીને.

સુશીલા—અહો ! કુમારનો બર્હિષ્મતીનાં સીમનાં ઝાડવાંપર પણ કેવો નિઃસીમ સ્નેહ છે ?

ધ્રુવ—( સ્મરણ કરતાં )

માઢ.

હે દીનાનાથ દયાળ દેવા ! વંદું વ્હાલે આજ,
વિનતિ સ્વીકારી દાસની, પ્રભુ ! કરશો પૂરણ કાજ;
હે [1]કમલાવર ! હે [2]કમલાસન ! હે [3]મદનાન્તક નાથ !
સ્નેહસુધાના સાગર હે હરિ ! યાચું જોડી હાથ રે
હે વંદું વ્હાલે આજ. દીના.
મમતાળુ મુજ માતાઓ ને ભાવભરિત મુજ ભ્રાત,
પૂજ્યચરણ મુજ પિતર સહુને, રાખો નિત્ય રળિયાત રે
હે વંદું વ્હાલે આજ. દીના.

સુચરિત્રા—ધન્ય છે, કુમારની સહુ ગુરુજન પ્રતિની નિષ્કપટ ભક્તિને.

---

૧ વિષ્ણુ. ૨ બ્રહ્મા. ૩ શિવ.

ધ્રુવ—(સ્મરણ લાવીને) અહો! મ્હને વિદ્યાલયમાં ન જોવાથી મ્હારા સહાધ્યાયી સ્નેહી વિદ્યાર્થીઓની કેવી દશા થશે? વળી હું તપોવનમાં ગયો છું એવી ઉડતી વાત સાંભળશે ત્યારે કૃપામૃતથી પરિપૂર્ણ હૃદયવાળા મ્હારા સદ્‌ગુરુશ્રીને કેટલો સંતાપ થશે? અરેરે! ક્યારે તેમનાં ચરણારવિંદોનું હું દર્શન કરી શકીશ? વળી ક્યારે સહાધ્યાયી સન્મિત્રોના સમાગમના આનંદને પણ અનુભવી શકીશ? (આંસુ પાડે છે.)

**રાજા**—કુમાર! વ્હાલાંનો વિયોગ બહુ તમને પીડે છે, તો પાછા વળો.

**વિવેકનિધિ**—દેવ! એ તો વીતી ગએલી વાત છે.

**રાજા**—હા, વાત્સલ્યની પરાધીનતામાં એ હું ભૂલી ગયો.

ધ્રુવ—અથવા હવે એ સૌ વાત વિસરી જઇને માયાળુ માતુઃશ્રી સુનીતિના ઉપદેશ પ્રમાણે ગ્રાહથી ગજેંદ્રને છોડાવનાર પ્રભુજીનું પ્રતિક્ષણે સ્મરણ કરવું. (ઘડીક વિચાર કરી, લાંબો નિઃશ્વાસ નાંખીને) અહા! એ સૌને તો હું ભૂલી શકું છું પરંતુ બહિર્પ્રાણ બંધુ ઉત્તમનું સ્મરણ મારા મનમાંથી દૂર થઈ શકતું નથી. હા! મ્હને પિતાનો વિયોગ, સદ્‌ગુરુનો વિયોગ, સન્મિત્રોનો વિયોગ, વિદ્યાલયનો વિયોગ અને માયાળુ માતુઃશ્રીનો વિયોગ પણ એવો દુઃખ દેતો નથી કે જેવો વત્સ ઉત્તમનો વિયોગ દુઃખ દે છે. (આંસુ પાડે છે.)

**સુરુચિ**—(મનમાં) કુમાર ધ્રુવનો ઉત્તમ ઉપરનો અનુરાગ અતિ અદ્‌ભુત છે. પરંતુ કોઇ ભારે ભૂત ભરાવાથી હું કુમાર ધ્રુવના સદ્‌ગુણોને પ્રતિક્ષણ પેખતાં છતાં ભૂલી જાઉં છું. (પ્રકટમાં) વત્સ ધ્રુવ! પાછા વળો, પાછા વળો.

**રાજા**—દેવિ! એ સમય તો ગયો.

**સુરુચિ**—નાથ! ઈંદ્રજાળની વાત વિસરી જવાથી મારાથી એમ બોલાઇ ગયું.

ધ્રુવ—વળી વત્સ ઉત્તમે મ્હારા પ્રયાણ સમયે મ્હારે માટે કેવી પ્રેમની પ્રબળતા બતાવી! અહો! પોતાની જનેતાના કોપપાત્ર થઇને પણ તે મ્હારી

સાથે આવવાને તૈયાર થયા, પરંતુ માતુઃશ્રીએ પરાણે જૂદા પાડયા. અહો ! તે વખતની તેમની આકૃતિ ! વિયોગથી વ્યાકુળ થએલી અને પરવશતાથી કેવી દીન બનેલી હતી ? હા ! એવા પ્રેમાળ બાંધવને પરિત્યાગ કરનાર મ્હારા જેવા મહાપાપીને ધિક્કાર છે. ઉત્તમ, ઉત્તમ સ્નેહસાગર ઉત્તમ ! તમારૂં સુંદર વદનકમળ મ્હારાં અલ્પ પુણ્યવાળાં લોચને નિહાળવાને કયારે ભાગ્યશાળી થશે ! ( મૂર્છા ખાય છે. )

રાજા—વત્સ ! વત્સ ! શાંત થાઓ, શાંત થાઓ. ( એમ કહી ઉઠાડવા જાય છે. )

કપિંજલ—રાજન્ ! મોહ પામોમાં, એ તો ઇંદ્રજાળ છે.

રાજા—એ વાત હું ફરીને પણ ભૂલી ગયો.

( એટલામાં પિશુનાપીડ અને કપટકરંડ, પરમહંસ અને બ્રહ્મચારીને વેશે પ્રવેશ કરે છે. )

પરમહંસ—બ્રહ્મચારી ! તપોવનમાં જતાં કુમારનાં તમામ વસ્ત્રો ને અલંકારો રસ્તામાંજ આપણે લૂટી લેવાં, એવી અભ્યસૂયાની આજ્ઞા છે.

બ્રહ્મચારી—આપણે કાંઈ અભ્યસૂયાના બાપના નોકર નથી. પરંતુ દેવી સુરુચિના છઇએ.

પરમહંસ—અભ્યસૂયાનેજ દેવી સુરુચિ ત્હારે સમજવી.

બ્રહ્મચારી—ઠીક છે, ત્યારે કહે હવે શું કરવું છે ?

પરમ—અંહીં બેસી આપણે કુમારના આવવાની રાહ જોવી.

બ્રહ્મ—ભલે ચાલો, નદી કાંઠે પેલા વડની નીચે બેસીએ. ( આગળ ચાલે છે. )

રાજા—અરે ! આ કર્મચંડાળો વળી અહીં શામાટે આવ્યા ?

વિવેકનિધિ—દેવ ! અહીં આવવાનું કારણ તો તેમણે પોતેજ હમણાં કહ્યું ને ?

ધ્રુવ—( જાગ્રત્ થઇને ) ઉત્તમ ! ઉત્તમ ! સ્નેહસાગર ઉત્તમ ! તમારૂં વદનકમળ વિલોકવાને મ્હારાં નેત્રો કયારે ભાગ્યશાળી થશે ! ( એમ ફરીથી બોલે છે. )

**પરમહંસ**—( આશ્ચર્યથી ) બ્રહ્મચારી ! જો જો કુમાર ઉત્તમનું ચિંતન કરતો ધ્રુવનો સ્વર સંભળાય છે, માટે ચાલ આપણે લતાઓમાં સંતાઇને સાંભળીએ. ( બંને તેમ કરે છે. )

**ધ્રુવ**—( મન સ્થિર કરીને ) અથવા હવે આ ઉત્કંઠાની શી જરૂર? અભ્યુદય ઇચ્છનારને ઉત્કંઠા એજ મહા વિઘ્નરૂપ છે. સર્વથા માતુઃશ્રી નિરંતર જેમનું પુજન કરે છે, એવા બ્રાહ્મણોના આશિર્વાદજ સર્વનું કલ્યાણ કરશે. ( આગળ ચાલે છે. )

**પરમહંસ**—બ્રહ્મચારી ! કુમાર શ્રદ્ધાળુ જણાય છે. તેની પાસે જવાનો આ સમય બરાબર છે. માટે ચાલ જઇએ.

**બ્રહ્મચારી**—હા, ચાલો. ( બંને સામેથી પ્રવેશ કરે છે. )

**પરમહંસ**—( પાસે આવતાં ) વત્સ ! તું રાજકુમાર છે એમ જ્ઞાનદૃષ્ટિથી જોતાં અમને જણાય છે, તો પછી પગે ચાલીને અહીં વનમાં શા માટે જાય છે ? એ જાણવા અમે ઇચ્છીએ છીએ.

**ધ્રુવ**—( મનમાં ) આ પરમહંસને જોઇને મ્હારૂં મન હર્ષ પામતું નથી. માટે કોઇ દંભ કરીને આવેલ હોય એમ જણાય છે. ( પ્રકાશમાં ) સ્વામી ! બાકીનું પણ આપ જ્ઞાનદૃષ્ટિથી જાણી લ્યો.

**પરમ**—ભલે, તેમ કરીએ. ( થોડીવાર આંખો મીંચ્યા પછી ) હાં, જાણ્યું. તું ત્હારી ઓરમાન માના વચનબાણથી વ્યાકુળ થઈ તપ કરવાને જાય છે.

**ધ્રુવ**—( મનમાં ) બરાબર.

**પરમ**—તોપણ, વ્હાલાંજનોના વિયોગથી તું પીડાય છે, ને તેમાં પણ સ્નેહસાગર બંધુનો વિયોગ તો તને ભારે વસમો લાગે છે. એવું અમારી જ્ઞાનદૃષ્ટિમાં દેખાય છે.

**ધ્રુવ**—( મનમાં ) મેં બાળભાવે આ પરમહંસને પિછાણ્યા નહિ. પણ એની જ્ઞાનચક્ષુ અપ્રતિહત જણાય છે. ( પ્રકાશમાં ) ભગવન્ ! આપનું કહેવું યથાર્થ છે. બંધુનો વિયોગ મ્હને વિષમ લાગે છે, અને તપમાંથી નિવૃત્ત થઇ મ્હારા પ્રિયબંધુનું મુખ હું ક્યારે જોઇશ એમ મ્હારૂં મન ઝંખ્યા કરે છે.

સાથે આવવાને તૈયાર થયા, પરંતુ માતુઃશ્રીએ પરાણે જૂદા પાડ્યા. અહો ! તે વખતની તેમની આકૃતિ ! વિયોગથી વ્યાકુળ થએલી અને પરવશતાથી કેવી દીન બનેલી હતી ? હા ! એવા પ્રેમાળ બાંધવનો પરિત્યાગ કરનાર મ્હારા જેવા મહાપાપીને ધિક્કાર છે. ઉત્તમ, ઉત્તમ સ્નેહસાગર ઉત્તમ ! તમારૂં સુંદર વદન-કમળ મ્હારાં અલ્પ પુણ્યવાળાં લોચનો નિહાળવાને કયારે ભાગ્યશાળી થશે ! ( મૂર્છા ખાય છે. )

**રાજા**—વત્સ ! વત્સ ! શાંત થાઓ, શાંત થાઓ. ( એમ કહી ઉઠાડવા જાય છે. )

**કપિંજલ**—રાજન્ ! મોહ પામોમાં, એ તો ઇંદ્રજાળ છે.

**રાજા**—એ વાત હું ફરીને પણ ભૂલી ગયો.

( એટલામાં પિશુનાપીડ અને કપટકરંડ, પરમહંસ અને બ્રહ્મચારીને વેશે પ્રવેશ કરે છે. )

**પરમહંસ**—બ્રહ્મચારી ! તપોવનમાં જતાં કુમારનાં તમામ વસ્ત્રો ને અલંકારો રસ્તામાંજ આપણે લૂટી લેવાં, એવી અભ્યસૂયાની આજ્ઞા છે.

**બ્રહ્મચારી**—આપણે કાંઈ અભ્યસૂયાના બાપના નોકર નથી. પરંતુ દેવી સુરુચિના છીએ.

**પરમહંસ**—અભ્યસૂયાનેજ દેવી સુરુચિ ત્હારે સમજવી.

**બ્રહ્મચારી**—ઠીક છે, ત્યારે કહે હવે શું કરવું છે ?

**પરમ**—અંહીં બેસી આપણે કુમારના આવવાની રાહ જોવી.

**બ્રહ્મ**—ભલે ચાલો, નદી કાંઠે પેલા વડની નીચે બેસીએ. ( આગળ ચાલે છે. )

**રાજા**—અરે ! આ કર્મચંડાળો વળી અહીં શામાટે આવ્યા ?

**વિવેકનિધિ**—દેવ ! અહીં આવવાનું કારણ તો તેમણે પોતેજ હમણાં કહ્યું ને ?

**ધ્રુવ**—( જાગ્રત્ થઇને ) ઉત્તમ ! ઉત્તમ ! સ્નેહસાગર ઉત્તમ ! તમારૂં વદનકમળ વિલોકવાને મ્હારાં નેત્રો ક્યારે ભાગ્યશાળી થશે ! ( એમ ફરીથી બોલે છે. )

**પરમહંસ**—( આશ્ચર્યથી ) બ્રહ્મચારી ! જો જો કુમાર ઉત્તમનું ચિંતન કરતો ધ્રુવનો સ્વર સંભળાય છે, માટે ચાલ આપણે લતાઓમાં સંતઇને સાંભળીએ. ( બંને તેમ કરે છે. )

**ધ્રુવ**—( મન સ્થિર કરીને ) અથવા હવે આ ઉત્કંઠાની શી જરૂર? અભ્યુદય ઇચ્છનારને ઉત્કંઠા એજ મહા વિઘ્નરૂપ છે. સર્વથા માતુઃશ્રી નિરંતર જેમનું પુજન કરે છે, એવા બ્રાહ્મણોના આશિર્વાદજ સર્વનું કલ્યાણ કરશે. ( આગળ ચાલે છે. )

**પરમહંસ**—બ્રહ્મચારી ! કુમાર શ્રદ્ધાળુ જણાય છે. તેની પાસે જવાનો આ સમય બરાબર છે. માટે ચાલ જઈએ.

**બ્રહ્મચારી**—હા, ચાલો. ( બંને સામેથી પ્રવેશ કરે છે. )

**પરમહંસ**—( પાસે આવતાં ) વત્સ ! તું રાજકુમાર છે એમ જ્ઞાનદ્રષ્ટિથી જોતાં અમને જણાય છે, તો પછી પગે ચાલીને અહીં વનમાં શા માટે જાય છે ? એ જાણવા અમે ઇચ્છીએ છીએ.

**ધ્રુવ**—( મનમાં ) આ પરમહંસને જોઇને મ્હારું મન હર્ષ પામતું નથી. માટે કોઇ દંભ કરીને આવેલ હોય એમ જણાય છે. ( પ્રકાશમાં ) સ્વામી ! બાકીનું પણ આપ જ્ઞાનદ્રષ્ટિથી જાણી લ્યો.

**પરમ**—ભલે, તેમ કરીએ. ( થોડીવાર આંખો મીંચ્યા પછી ) હાં, જાણ્યું. તું ત્હારી ઓરમાન માના વચનબાણથી વ્યાકુળ થઈ તપ કરવાને જાય છે.

**ધ્રુવ**—( મનમાં ) બરાબર.

**પરમ**—તોપણ, વ્હાલાંજનોના વિયોગથી તું પીડાય છે, ને તેમાં પણ સ્નેહસાગર બંધુનો વિયોગ તો તને ભારે વસમો લાગે છે, એવું અમારી જ્ઞાનદ્રષ્ટિમાં દેખાય છે.

**ધ્રુવ**—( મનમાં ) મેં બાળભાવે આ પરમહંસને પિછાણ્યા નહિ. પણ એની જ્ઞાનચક્ષુ અપ્રતિહત જણાય છે. ( પ્રકાશમાં ) ભગવન્ ! આપનું કહેવું યથાર્થ છે. બંધુનો વિયોગ મ્હને વિષમ લાગે છે, અને તપમાંથી નિવૃત્ત થઇ મ્હારા પ્રિયબંધુનું મુખ હું કયારે જોઇશ એમ મ્હારું મન ઝંખ્યા કરે છે.

**પરમ**—વત્સ ! ત્હારે કાંઇ પણ ચિંતા કરવી નહિ, જો આ બ્રહ્મચારી મહામંત્રશાસ્ત્રી છે, તે ત્હારા મનોરથની સિદ્ધિ માટે તથા અહીંઆ રહેલાના રક્ષણ માટે શ્રમ કરશે.

**ધ્રુવ**—આપેં મહાકૃપા કરી.

**પરમ**—ત્યારે એની દક્ષિણા તો મનોરથ સિદ્ધ થયે આપજે, પણ હમણાં કાંઇક કુશળ દક્ષિણા દે.

**ધ્રુવ**—સ્વામિન્ ! હમણાંજ સૌ શણગારો સુશીલા સાથે મ્હેં માતુશ્રીને મોકલી આપ્યાં, એટલે અત્યારે તો મ્હારી પાસે કાંઇ નથી.

**પરમ**—વત્સ ! તું વિસરી જાય છે. જો, ત્હારા જમણા હાથની આંગળીમાં વીંટી છે. વળી કુશળ દક્ષિણામાં સુવર્ણદાન તો બહુજ સારૂં.

**ધ્રુવ**—જેવી આપની ઇચ્છા ( વીંટી કાઢી પરમહંસને આપવા જાય છે. )

**પરમ**—દૂર રહે દૂર. અમે પરમહંસ સોનાનો સ્પર્શ કરતા નથી. માત્ર તારા શ્રેય સારૂ આ સદુપદેશ દીધો છે, દાન દેવું હોય તો બ્રહ્મચારીને દે.

**ધ્રુવ**—ભલે તેમ કરું. બ્રહ્મચારી મહારાજ ! આ દક્ષિણાનો સ્વીકાર કરો.

**બ્રહ્મ**—કુમારનું કલ્યાણ થાઓ. ( આનંદે મુદ્રિકા લઇ પરમહંસને કાનમાં ) હવે આ બલાને રજા આપ, કે આપણે ઝટ સુશીલાને રસ્તામાં સપડાવી સૌ ઘરેણાં હાથ કરીએ.

**પરમ**—( ધ્રુવને ) વત્સ ! હવે પધારો. આ મુહૂર્ત બહુ ઉત્તમ છે, તેથી તમારી મનઃકામના સઘ સિદ્ધ થશે.

**ધ્રુવ**—જેવી આપની આજ્ઞા ( જાય છે. )

**બ્રહ્મ**—અરે, બહુ મોડા આવ્યા, તેથી તમામ અલંકારો ન મળ્યા ! માત્ર આ એક મુદ્રિકાજ મળી, એથી મારા અંતરમાં અપાર ખેદ થાય છે.

**પરમ**—ધિક્ રે મૂર્ખ ! મુદ્રિકા મળતાં તો સુનીતિ ને ધ્રુવનું સર્વસ્વ મળ્યુંજ માનજે.

**બ્રહ્મ**—કેવી રીતે ?

**પરમ**—સાંભળ, ઘણા શ્રમે હું ધ્રુવના જેવા અક્ષરો લખતાં શીખ્યો છું.

**બ્રહ્મ**—તેથી ફળ શું ?

**પરમ**—એક પત્રમાં ધ્રુવના જેવા અક્ષરો લખીને તેમાં આ મુદ્રિકાની મહોર છાપીશું, તેથી એ ધ્રુવનુંજ લખેલું છે એમ સૌ સમજશે.

**બ્રહ્મ**—હાં સમજ્યો, સમજ્યો. આપણે ધ્રુવના જેવા અક્ષરો લખી એક પત્ર બનાવશું, અને તેને આ મુદ્રિકાથી છાપી પત્રમાં લખશું કે "મ્હારાં વસ્ત્રો અને ઘરેણાં આ પત્ર લાવનારને આપજો." એ પત્ર સુનીતિને દેશું, એટલે સૌ વસ્ત્રો અને અલંકારો તે આપણને આપશે. એમ નાં ?

**પરમ**—અરે ! બિચારાં ઘરેણાં તે શું વિસાતમાં છે ?

**બ્રહ્મ**—ત્યારે શું તેથી પણ કાંઇ વધારે મળશે એમ તું ધારે છે ?

**પરમ**—મૂર્ખશિરોમણી ! આ લેખમાં તો મહાન લાભ સમાયેલા છે. તેનાથી સુનીતિ, વિવેકનિધિ અને ધ્રુવ તરફ મહારાજનો અભાવ ઉપજાવશું, સૌને પ્રાણાંતદંડને પાત્ર ઠરાવી કામસેનાદિને રાજ્ય સોંપાવશું, અને મહારાજને તો ખેતરમાંના ઓડા જેવો બનાવશું.

**રાજા**—ધિક્કાર છે કર્મચાંડાળો ! તમે મને ફરીને પણ છેતર્યો છે. તો હા ! હમણાંજ તમને હતા ન હતા કરી નાખું છું. ( તરવાર ખેંચી ઉઠવા જાય છે. )

**વિવેક**—મહારાજ ! એ તો થઇ ગએલી હકીકત છે. આ ઇંદ્રજાળ છે.

**સુરુચિ**—( મનમાં ) અરે હાય ! આમાંતો મ્હારી બધી કપટકળાઓ એકે એકે ઉઘાડી થઇ જશે. હવે શું કરવું ? અથવા ગમે તે રીતે પણ આત્માનું રક્ષણ કરવું જોઇએ. ( પ્રકાશમાં ) પ્રાણનાથ ! આ બે દુષ્ટોએ મ્હને પણ ઠગી છે. વળી અભ્યસૂયા આવી અધમ હશે એ પણ હું જાણતી નહોતી. અરે, એ દુષ્ટા, કુમાર ધ્રુવ પાસે જઇને પણ શું શું કરશે ? એ વિચારે મ્હારું મન કંપે છે.

**રાજા**—અભ્યસૂયાથી ન થઈ શકે એવાં કોઇ કુકૃત્યો નથી. પરંતુ અભ્યસૂયા મ્હારું હિત કરનારી છે એ બુદ્ધિ તેજ કુબુદ્ધિ છે.

**સુનીતિ**—( મનમાં ) પરમકૃપાળુ પરમેશ્વરે કુમારના કપાળમાંથી કલંક દૂર કરી હવે મ્હારું જીવતર સફળ કર્યું.

**બ્રહ્મચારી**—મૂર્ખ ! સ્વપ્નના લાડવાને લોભે હાથમાં આવેલો લાડુ ખોમાં.

**પરમ**—હાથનો લાડુ તું કોને ગણે છે ?

**બ્રહ્મ**—રસ્તામાંથી સુશીલા પાસેથી સૌ અલંકારો લઇ લેવા તે.

**પરમ**—અરે મૂઢ ! ત્હારી વાટ જોઇને અત્યાર સુધી એ રસ્તામાં બેઠી હશેકાં ? એ તો કયારની દરબારમાં પહોંચી ગઇ.

**બ્રહ્મ**—ત્યારે હવે ત્હારી શું કરવાની ઇચ્છા છે ?

**પરમ**—કુમાર કયાં કયાં જાય છે, ને શું શું કરે છે ? વળી તેને કોણ કોણ સહાય આપનાર છે ? એ સૌ જાણી અભ્યસૂયાને તે જણાવવું, અને ઘણું ઇનામ મેળવવું, એમ મારી મરજી છે.

**બ્રહ્મ**—જો એમ છે તો આ દાસ પણ તૈયાર છે. આમ ચાલો, આમ. ( બંને જાય છે. )

**રાજા**—વિવેકનિધિ ! "पयःपानं भुजंगानां केवलं विषवर्धनम्" ( સર્પને દૂધ પાવું એ માત્ર ઝેર વધારવા માટે છે. ) આ બન્નેને દેહાંતદંડ ન કરતાં માત્ર દયાથી એને નગરમાંથી દૂર કરાવ્યા, એનું આ ફળ જુઓ.

**વિવેક**—આપનું કહેવું સત્ય છે, તોપણ સર્વે, પોતે જેવાં હોય તેવું કરે છે, એ જગપ્રસિદ્ધ વાત છે.

**સુનીતિ**—( મનમાં ) હવે મ્હારું જીવવું સફળ થયું. ( પ્રકાશમાં ) પ્રાણનાથ ! નીચ લોકો ઉપકાર કરનારનેજ અપકાર કરવા તત્પર હોય છે, એ આપના જાણવામાંજ છે.

( इंद्रजाळ. )

# प्रवेश २ जो.

## સ્થળ—બાહિંષ્મતી પાસેનું જંગલ.

### પાત્રો—ધ્રુવ અને સંતાયેલા પરમહંસ ને બ્રહ્મચારી.

**ધ્રુવ**--( ઉંચે જોઇને ) અહો ! સૂર્યનારાયણ બરાબર માથે આવ્યા, ને ખરા મધ્યાન્હ થયા ! પણ હા ! હવે મ્હારે કયાં ને કયે રસ્તે જવું ? કયા તપોવનમાં તપ કરવું ? કયા દેવની કેવી રીતે ઉપાસના કરવી ? અને કયો મંત્ર જપવો ? એ કશું હું જાણતો નથી. હા ! બાળક હોવાથી મેં કદિ બહિંષ્મતીનો સીમાડો પણ ઉલંઘ્યો નથી. આ વન પણ મહા ગહન ને નિર્જન છે. ભૂખ અને તરસે પણ મ્હારો જીવ મુંઝાય છે. વળી અસંખ્ય કાંટા વાગવાથી મ્હારા પગ પણ હવે એકે ડગલું આગળ દઇ શકે તેમ નથી, તો હવે શું કરૂં ? ( ચારે તરફ જોઇને ) આ સામેનું સરોવર સુંદર ને સ્વચ્છ છે તો ચાલ ત્યાં જાઉં, સ્નાન કરું, પાણી પી તરસ મટાડું, અને પેલા આંબા નીચે બેસી વિસામો લઉં. ( તેમ કરે છે. )

**રાજા**—( આંસુ સાથે. )

**માલિની.**

ગજ રથપર કાં તો, પાલખીમાં છતાંએ,
શ્રમિત બહુજ થાતો માત્ર થોડે જતાંએ;
શિવ શિવ શિવ ! આજે પાયથી ચાલતો તે,
વનવન રખડે છે-સખ્ત તાપેં તપે છે.

**સુશીલા**— **વસંતતિલકા.**

દાસીતણા કરવિષે ઝળકી રહેલા, સોનાતણા સરસ કુંભ જળેં ભરેલા,
તેનાવડે શરીર સ્વચ્છ થતું મજેનું, આનંદથી કનક આસન બેસી જેનું;
તે આજ નિર્જન સરોવરને કિનારે, પાષાણ પ્રૌઢપર બેસી પ્રભુ ! અરેરે,
તુંબી લઇ નિજ કરેં જળથી ભરે છે, ને તે વડે શરીર સાફ અરે, કરે છે.

હા ! આથી વધારે દુઃખદાયક જોવાયોગ્ય શું છે ?

સુચરિત્રા—( ગદ્દગદ્દ કંઠે. )

માલિની.

ભવન ઉપવને કે અન્ય સ્થાને ઉમંગે,
નરપતિ સુતસંગે ખેલતો જે, પ્રસંગે;
વિજન ઘન વને તે એકલો હા ! ફરે છે.
અરર, નયન મ્હારાં કેમ એ જોઇ રે'છે ?

ધ્રુવ—હજુ સૂર્યનારાયણ સખ્ત તપે છે, માટે થોડીવાર વીસામો લઉં, અને પછી ચાલું. પણ હા ! ચાલીને કયાં જવું ? શું કરવું ? જપ કરવો તો શેનો કરવો ? સ્મરણ કરવું તો કોનું કરવું ? તપ તપવું તો કેવી રીતે ? એ વિષે હું કાંઇ જાણતો નથી. તેમજ આ નિર્જન વનમાં આવીને દયાથી મ્હને તે કોણ સમજાવવાનું હતું ? અથવા મ્હારાં માતુઃશ્રીએ કહેલા ઇષ્ટદેવ કમલાકાંત સર્વ કરવાને સમર્થ છે.

વસંતતિલકા.

ઉત્સાહભંગ કરિબાલ બધાય થાતાં, થાકી ગજેંદ્ર પણ તેમ સમસ્ત જાતાં;
આશાભરી ત્યમ અરે ! કરિણી બીચારી, પાછી જતાં દુખભરી સહુ સાવ હારી;
જેણે દયાર્દ્ર મનથી પલમાં પધારી, ગ્રાહે ગ્રહેલ ગજરાજ લીધો ઉગારી,
તેને શિરે ફિકર ભાર સમસ્ત રાખી, નિદ્રા લઉં ફિકર ચિત્ત ન લેશ રાખી.

વિવેક—હા ! આ જોતાં તો હૃદય ભેદાઇ જાય છે.

ગીતિ.

હેમતણે હીંડોળે, સુંદર સેજે સુનાર સુત આજે;
જીર્ણ પર્ણમાં પોઢે, દેખી દીલડું અરે અતિ દાઝે

સુરુચિ—( મનમાં ) હવે બાકીનું વૃત્તાંત ન જોઇ શકવાને બ્હાને બંધ રખાવું ( પ્રકટ ) પ્રાણનાથ ! આ વિષમ વૃત્તાંન્ત જોવા આપણે અશકત છિએ, તો બતાવવાનું બંધ રાખી બાકીની બિના મુનિવર્ય વાણીથીજ વર્ણે તો સારૂં.

રાજા—ભગવન્ ! સુરુચિનું કહેવું સત્ય છે. અમે સૌ આ વૃત્તાન્ત જોવા અશકત છિએ.

કપિંજલ—( મનમાં ) પોતાનાં પાપો છૂપાવવા સારૂ સુરુચિનો આ શ્રમ છે. ને રાજા નિષ્પાપ છે એટલે એ એનો અભિપ્રાય સમ-

જતા નથી. પરંતુ મ્હારે તો ગુરુવર્યની આજ્ઞા પ્રમાણે સુરુચિનાં સઘળાં કૃત્યો પ્રત્યક્ષ કરાવવાં જોઇએ. ( પ્રકટ ) રાજન્ ! કામઠીમાંથી છૂટેલા તીર પેઠે ઇંદ્રજાળનો પ્રયોગ કોઇથી અધવચથી અટકાવાતો નથી. માટે હવે તો ધીરજ ધરી સૌએ સમાપ્તિ સુધી જોયાજ કરવું.

**રાજા**—જેવી આપની આજ્ઞા.

**ધ્રુવ**—( સ્વપ્નમાં ) ઉત્તમ ! ઉત્તમ ! વ્હાલા વીર ઉત્તમ ! મ્હારી સાથે આવવાનો આગ્રહ મૂકી દો, મૂકી દો. વળી એથી ફળ શું ? માટે અહીંજ રહો, અહીં રેહવાથી પણ તમે તો મને જેવા છો તેવાજ પ્રિય છો.

**રાજા**—ખરેખર ! કુમાર સાક્ષાત્ મૂર્તિમાન સૌહૃદધર્મજ છે, સ્વપ્નમાં પણ એના અંતરને બંધુનો વિયોગ બહુ સંતાપે છે.

**સુનીતિ**— ( " દશા આવી થઇ મ્હારી " એ ઢબે. )

વિલોકી આ દશા વીરા ! હૃદયના થાય છે ચીરા !
મણિમય મ્હેલે મ્હાલતો, રાજપુત્રની સાથ;
ઝાડતળે હા ! એકલો, આજે અરે ! અનાથ,
હીરાગલ શાલ ધરતો જે, વીંટી તરૂછાલ ફરતો તે. વિલોકી.
હેમ અને હીરાતણા, શણગારો સજનાર;
કેશર કસ્તૂરિતણા, અંગરાગ કરનાર,
ધરી રુદ્રાક્ષ ને ઝોળી, દિસે તે ભસ્મ હા ! ચોળી. વિલોકી.
હેમહીંડોળે પોઢતો, પવન ઢોળતાં દાસ;
શય્યા સુંદર સુમનથી, દેતી અધિક સુવાસ,
અરેરે ! શુષ્ક પર્ણોમાં, સુતો તે બાલ ઘન વનમાં. વિલોકી.

( આંસુ પાડે છે. )

**ધ્રુવ**—( સ્વપ્નમાં ફરીથી ) માતુઃશ્રી ! માતુઃશ્રી ! મ્હારી લેશ પણ ચિંતા કરશોમાં, પ્રણતજનના પ્રતાપી પારિજાતરૂપ અને ચિંતવન કરનારના ચિંતામણિરૂપ કરૂણાસિંધુ કમલાકાંત જરૂર મ્હારું રક્ષણ કરનારા થશે-ભક્તવત્સલ ભગવાન જરૂર મ્હારું મનવાંછિત પરિપૂર્ણ કરશે.

( એટલામાં પરમહંસ અને બ્રહ્મચારી પ્રવેશ કરે છે. )

**પરમહંસ**—(ધ્રુવને જોઇને) અરે બ્રહ્મચારી ! જો, જો, આ કુમાર તો અહીં ભરનિદ્રામાં સુતેલ છે.

**બ્રહ્મ**—હા, તો હવે તારે શું કરવા વિચાર છે. ?

**રાજા**—અરે ! આ દુષ્ટો પાછા અહીં પણ આવ્યા ?

**સુનીતિ**—રે પાપીઓ ! આ બાળકની આવી દીનદશા જોતાં પણ તમને દયા નથી આવતી ? અથવા દુષ્ટોમાં દયા કયાંથી ?

**પરમ**—સખે ! આ વેરાન વનમાં અત્યારે કોઇ નથી. તો ચાલ કુમારને મારી નાંખી આપણે હરિણના જેવી ઝડપથી પલાયન કરી જઇએ.

**બ્રહ્મ**—એથી શો ફાયદો ? એની પાસે તો કાંઇજ નથી.

**પરમ**—મૂર્ખ ! નિષ્કંટક રાજ્ય મળે એ ફાયદો.

**બ્રહ્મ**—અરે મૂર્ખમણિ ! ગોલાનો ગોલો તું, તેને તે રાજ્ય કયાંથી મળવાનું હતું ?

**પરમ**—રે જન્મજડ ! ત્હારી જડતા હજુ પણ ગઇ નહિ. સુરુચિને નિષ્કંટક રાજ્ય મળ્યું કે તરત કામસેન ને લોભચંદ્ર ધણીરણી થવાના, અને તેમ થયું એટલે પછી આપણુંજ રાજ્ય તો, એમાં શું શંકા ?

**બ્રહ્મચારી**—કાંઇ એકલા કુમારને હણવાથી ત્હારો એ મનોરથ સિદ્ધ નહિ થાય. વિવેકનિધિ વગેરે એના પક્ષનાં તો હજુ અનેક માણસો છે.

**પરમ**—કુમારને ઠાર કરી આપણે બર્હિષ્મતી જશું, અને આંખમાં પાણી લાવી અતિશય ખેદ સહિત અચકાતાં અચકાતાં કુમારના મૃત્યુના સમાચાર કહેશું, કે તુરત સુનીતિ પુત્રના વિયોગે પ્રાણ છોડશે અને સુનીતિ સ્વધામ ગઇ કે વિવેકનિધિ વગરમોતે મુવોજ માનવો, તેમજ સુશીલા, સુચરિત્રાને અનસૂયાની પણ એજ ગતિ. આમ થયું કે પછી આપણને રાજ્ય પ્રાપ્તિ સુલભ અને નિષ્કંટકજ સમજવી.

**બ્રહ્મ**—જો એમજ હોય તો હું પણ ત્હારા મતને મળતો છું.

**પરમ**—તો કટાર કાઢી તૈયાર થા.

**બ્રહ્મ**—લે આ તૈયાર. (કટાર કાઢે છે.)

(બંને જણા ધ્રુવને મારવાને તત્પર થાય છે.)

રાજા—(ક્રોધથી) દુષ્ટો! દુષ્ટો! એવું નીચ કામ કરોમાં, કરોમાં. (તરવાર ખેંચી ઉઠતાં) પાસરો! હમણાંજ તમારાં માથાં ધડથી જૂદાં કરું છું.

વિવેકનિધિ—(તેને અટકાવીને) દેવ! દેવ! આ તો ઇંદ્રજાળ છે.

સુનીતિ— માલિની.

બસ બસ બસ રાખો, બંધ આ ઇંદ્રજાળ,
નહિ નહિ નહિ આવું, જાય જોયું કરાળ;
ઉભય નયન મ્હારાં, અંધકારે છવાય,
મન વિકળ બનીને, જીવ મોહે મુંઝાય.

(મૂર્છા ખાઇ પડે છે.)

વિવેકનિધિ—ભગવન્ કપિંજલ! આ દુઃખદ પરિણામવાળા ઇંદ્રજાળના ઉદ્યોગથી આપ હવે વિરામ લ્યો.

રાજા—ભગવન્! હું પણ એજ ઇચ્છું છું.

સુરુચિ—(મનમાં) ઇંદ્રજાળ અટકે તો હું મહાભાગ્યશાળી. (પ્રકાશમાં) હું પણ મહારાજાના મતને મળું છું.

કપિંજલ—બીઓમાં. ઇંદ્રજાળનું ફળ ઉત્તમજ આવશે, માટે સુનીતિને શીતળ ઉપચારે સાવધાન કરો.

(સૌ સખીઓ તેમ કરે છે.)

સુનીતિ—(સંજ્ઞા આવતાં બેઠી થઇને) સખિઓ! વધારે શ્રમ લેવાનું હવે બસ રાખો.

સુચરિત્રા } એમાં શ્રમ શું છે?
સુશીલા }

ધ્રુવ—(ફરીથી નિદ્રામાં બોલે છે.)

તોટક.

કમલાપતિ! આપ તણે ચરણે, મન લીન બન્યું સુખદા શરણે;
સહુ ભાર મૂકી પ્રભુ! આપપરે, યમથી પણ દાસ ન લેશ ડરે.

**પરમહંસ**—(ધ્રુવને જોઇને) અરે બ્રહ્મચારી! જો, જો, આ કુમાર તો અહીં ભરનિદ્રામાં સુતેલ છે.

**બ્રહ્મ**—હા, તો હવે તારે શું કરવા વિચાર છે.?

**રાજા**—અરે! આ દુષ્ટો પાછા અહીં પણ આવ્યા?

**સુનીતિ**—રે પાપીઓ! આ બાળકની આવી દીનદશા જોતાં પણ તમને દયા નથી આવતી? અથવા દુષ્ટોમાં દયા ક્યાંથી?

**પરમ**—સખે! આ વેરાન વનમાં અત્યારે કોઇ નથી. તો ચાલ કુમારને મારી નાંખી આપણે હરિણના જેવી ઝડપથી પલાયન કરી જઇએ.

**બ્રહ્મ**—એથી શો ફાયદો? એની પાસે તો કાંઇજ નથી.

**પરમ**—મૂર્ખ! નિષ્કંટક રાજ્ય મળે એ ફાયદો.

**બ્રહ્મ**—અરે મૂર્ખમણિ! ગોલાનો ગોલો તું, તેને તે રાજ્ય ક્યાંથી મળવાનું હતું?

**પરમ**—રે જન્મજડ! ત્હારી જડતા હજુ પણ ગઇ નહિ. સુરુચિને નિષ્કંટક રાજ્ય મળ્યું કે તરત કામસેન ને લોભચંદ્ર ધણીરણી થવાના, અને તેમ થયું એટલે પછી આપણુંજ રાજ્ય તો, એમાં શું શંકા?

**બ્રહ્મચારી**—કાંઇ એકલા કુમારને હણવાથી ત્હારો એ મનોરથ સિદ્ધ નહિ થાય. વિવેકનિધિ વગેરે એના પક્ષનાં તો હજુ અનેક માણસો છે.

**પરમ**—કુમારને ઠાર કરી આપણે બર્હિષ્મતી જશું, અને આંખમાં પાણી લાવી અતિશય ખેદ સહિત અચકાતાં અચકાતાં કુમારના મૃત્યુના સમાચાર કહેશું, કે તુરત સુનીતિ પુત્રના વિયોગે પ્રાણ છોડશે અને સુનીતિ સ્વધામ ગઇ કે વિવેકનિધિ વગરમોતે મુવોજ માનવો, તેમજ સુશીક્ષા, સુચરિત્રાને અનસૂયાની પણ એજ ગતિ. આમ થયું કે પછી આપણને રાજ્ય પ્રાપ્તિ સુલભ અને નિષ્કંટકજ સમજવી.

**બ્રહ્મ**—જો એમજ હોય તો હું પણ ત્હારા મતને મળતો છું.

**પરમ**—તો કટાર કાઢી તૈયાર થા.

**બ્રહ્મ**—લે આ તૈયાર. (કટાર કાઢે છે.)

(બંને જણા ધ્રુવને મારવાને તત્પર થાય છે.)

રાજા—(ક્રોધથી) દુષ્ટો! દુષ્ટો! એવું નીચ કામ કરોમાં, કરોમાં. (તરવાર ખેંચી ઉઠતાં) પામરો! હમણાંજ તમારાં માથાં ધડથી જૂદાં કરું છું.

વિવેકનિધિ—(તેને અટકાવીને) દેવ! દેવ! આ તો ઇંદ્રજાળ છે.

સુનીતિ— માલિની.

બસ બસ બસ રાખો, બંધ આ ઇંદ્રજાળ,
નહિ નહિ નહિ આવું, જાય જોયું કરાળ;
ઉભય નયન મ્હારાં, અંધકારે છવાય,
મન વિકળ બનીને, જીવ મોહે મુંઝાય.

(મૂર્છા ખાઇ પડે છે.)

વિવેકનિધિ—ભગવન્ કપિંજલ! આ દુઃખદ પરિણામવાળા ઇંદ્રજાળના ઉદ્યોગથી આપ હવે વિરામ લ્યો.

રાજા—ભગવન્! હું પણ એજ ઇચ્છું છું.

સુરુચિ—(મનમાં) ઇંદ્રજાળ અટકે તો હું મહાભાગ્યશાળી. (પ્રકાશમાં) હું પણ મહારાજાના મતને મળું છું.

કપિંજલ—બીઓમાં. ઇંદ્રજાળનું ફળ ઉત્તમજ આવશે, માટે સુનીતિને શીતળ ઉપચારે સાવધાન કરો.

(સૌ સખીઓ તેમ કરે છે.)

સુનીતિ—(સંજ્ઞા આવતાં બેઠી થઇને) સખિઓ! વધારે શ્રમ લેવાનું હવે બસ રાખો.

સુચરિત્રા } એમાં શ્રમ શું છે?
સુશીલા }

ધ્રુવ—(ફરીથી નિદ્રામાં બોલે છે.)

તોટક.

કમલાપતિ! આપ તણે ચરણે, મન લીન બન્યું સુખદા શરણે;
સહુ ભાર મૂકી પ્રભુ! આપપરે, યમથી પણ દાસ ન લેશ ડરે.

**બ્રહ્મચારી**—( શંકાથી પાછો વળી ) રે મૂર્ખ ! આ તો જાગે છે.

**પરમહંસ**—( સારી રીતે જોઇને ) રે મહામૂર્ખ ! જરા જો તો ખરો, એ તો ઉંઘમાં બબડે છે. બ્હીમાં, બ્હીમાં, ઘા કર.

**બ્રહ્મચારી**—જાગેછે, જાગેછે. હું નહિ મારૂં. પહેલો ઘા તું માર.

**પરમહંસ**—રે શંખશીરોમણી ! જલ્દી કરવાના કામમાં તું વાર કરી વખત ગુમાવે છે. એ નથી જાગતો, જો, પહેલો ઘા હુંજ કરૂં છું. ( એમ બોલી મારવા શસ્ત્ર ઉપાડે છે એટલામાં. )

( આકાશમાં. )

જાગેછે જાગેછે એ તો

**પરમહંસ**—( ભય પામીને આશ્ચર્યથી ) અરે ! આ શરીરવિનાની વાણી કયાંથી આવી ? ( ચારે તરફ જોઇને ) અરે કોઇ નથી, એ તો મ્હારું મન અમથું બીએ છે. ( ફરી મારવા શસ્ત્ર ઉંચકે છે ત્યાં. )

( પુનઃ આકાશમાં. )

જાગેછે જાગેછે એ તો નિશદિન

**પરમહંસ**—અરે ! નિશદિન કોણ જાગે છે ?

( ફરી આકાશમાં. )

જાગેછે જાગેછે એ તો નિશદિન વિશ્વવિલાસીરે;
ભક્તતણા ભય હરવા ભૂધર, ધરતા તન રસરાશિરે. જાગેછે.

**પરમહંસ**—( ભયભીત બની ) અરે ! બ્રહ્મચારી ! કોઇ તપસ્વીના જેવો સાદ સંભળાય છે. માટે ચાલ, ઝાડોના જથામાં સંતાઇ જઇએ.

**બ્રહ્મચારી**—ભલે તેમ કરીએ. ( બંને સંતાઇ જાય છે. )

( વીણા વગાડતા મહામુનિ નારદ આકાશમાંથી ઉતરે છે. )

**નારદ**— **રાગ પ્રભાત.**

( નારાયણનું નામજ લેતાં એ રાગ. )

જાગેછે જાગેછે એ તો નિશદિન વિશ્વવિલાસીરે;
ભક્તતણા ભય હરવા પ્રભુજી, ધરતા તન રસરાશિરે. જાગેછે.
સુહ્રદયનંદન પાપનિકંદન, શ્યામલવર સુખકારીરે.
સુખદશરણ એ જગ-જીવનનું, સ્મરણ કરો નરનારીરે. જાગેછે.

(સ્મરણ કરીને) અહો ! ભગવાનની કેવી ભક્તવત્સલતા ? ચળકતી જળધારાઓવડે વર્ષાકાલની વૃષ્ટિને પણ ભૂલાવે એવા ચારેકોર ચાલી રહેલા ફૂવારાવાળા પોતાના સુશોભિત શય્યાસ્થાનમાં પ્રભુજી પોતે પોઢયા હતા, અને આ અનુચર તેમનું યશોગાન કરતો હતો. એટલામાં અશરણશરણ અંતર્યામી એકદમ જાગ્રત થયા, મને પાસે બોલાવ્યો. ને કરુણાળુ કમલાનાથે ગંભીરનાદે મ્હને આજ્ઞા કરી. "નારદ ! નારદ ! મહારાજા ઉત્તાનપાદનો પુત્ર પોતાની ઓરમાન માતાના વચનબાણે વિંધાઇ અભ્યુદય મેળવવા મ્હારે શરણ આવ્યો છે–વ્હાલાંથી વિખૂટો પડી તપ કરવા તૈયાર થયો છે, પરંતુ હમણાં તે એકલો બર્હિષ્મતી પાસેના વિકટવનમાં ભટકે છે. તો તમે તરત ત્યાં જાઓ ને મ્હારો મંત્રોપદેશ કરી તેને કૃતકૃત્ય કરો." આથી હું વૈકુંઠથી નીકળી આ નિર્જનવનમાં આવ્યો છું. પણ કોમળ કુમાર વિકટવનમાં ભટકવાથી થાકીને અહીં ઉંઘી ગયેલ છે. અસ્તુ કોઇની નિંદ્રાનો ભંગ કરવાનો શાસ્ત્રમાં નિષેધ છે. માટે હમણાં હું સખત તાપના કિરણોને આચ્છાદિત કરતી આ બાલ-તમાલોની ગાઢ છાયાતળે, સરોવરને કીનારે રહેલી અને વારંવાર સુંદર તરંગોના અથડાવાથી શીતળ બનેલી શિલાપર બેસું. અને ભક્તજનવત્સલ ભગવાનનું સ્તવન કરું. ત્યાંસુધીમાં કુમાર પણ જાગ્રત થશે.

(શિલાતલપર વિરાજી વિણા સાથે સુંદર સ્વરે ગાય છે.)

### રાગ ગુર્જરી.

જય જય જય જય જય જગનંદન, જય જય કરૂણાકર, ભયહારી,
જય જય જય જય જય કમલાવર, જય જય શ્રેષ્ટ સદા સુખકારી. જય.
અગણિત ગુણગણ તુજ ગરુડાસન ! અતિ હીનમતિ કયમ શકું હું ઉચારી ?
ગુંથી ગુંથી તુજ ગુણમાળ નિગમ પણ, "ઇતિ નહિ" "ઇતિ નહિ" વદતા હારી. જય.
સહજ સ્મરણ પણ, પ્રિય હે અચ્યુત ! મનવાંછિત ફળ પૂરણકારી,
ભકતતણા અતિ ભકત દયાધન, અધમઉધારણ વિશ્વવિહારી. જય.
અવરશરણ નવ ચાહું હવે હું, પિયૂંપપૂરણ તુજ શરણ વિસારી,
પ્રિયતમ તવ પદમાં પુરુષોત્તમ, અતિ રતિ વિકસિત કર હરિ ! મ્હારી. જય.

ધ્રુવ—(મીંચેલી આંખે) અહો ! કોઇ દિવસ ન સાંભળેલો એવો આ વિણાનો ધ્વનિ કયાંથી ? શું હું તે જાગું છું કે સ્વપ્નમાં છું ? જરૂર સ્વ-પ્નમાંજ છું, નહિ તો વગડામાં વિણાનો નાદ કયાંથી ? અહો પણ આ સ્વપ્ન છતાંએ માધવમહિમાવડે કેવું સુખદાયક છે ? (ક્ષણવાર સાંભળ્યા પછી) નહિ નહિ હું જાગુંજ છું, સ્વપ્નમાં નથી. (આંખો ઉઘાડી, બેઠો થઈ ચોતરફ

**બ્રહ્મચારી**—(શંકાથી પાછો વળી) રે મૂર્ખ! આ તો જાગે છે.

**પરમહંસ**—(સારી રીતે જોઇને) રે મહામૂર્ખ! જરા જો તો ખરો, એ તો ઉંઘમાં બબડે છે. બ્હીમાં, બ્હીમાં, ધા કર.

**બ્રહ્મચારી**—જાગેછે, જાગેછે. હું નહિ મારૂં. પહેલો ધા તું માર.

**પરમહંસ**—રે શંખશીરોમણી! જલ્દી કરવાના કામમાં તું વાર કરી વખત ગુમાવે છે. એ નથી જાગતો, જો, પહેલો ધા હુંજ કરૂં છું. (એમ બોલી મારવા શસ્ત્ર ઉપાડે છે એટલામાં.)

(આકાશમાં.)

જાગેછે જાગેછે એ તો

**પરમહંસ**—(ભય પામીને આશ્ચર્યથી) અરે! આ શરીરવિનાની વાણી ક્યાંથી આવી? (ચારે તરફ જોઇને) અરે કોઇ નથી, એ તો મ્હારું મન અમથું બીએ છે. (ફરી મારવા શસ્ત્ર ઉંચકે છે ત્યાં.)

(પુનઃ આકાશમાં.)

જાગેછે જાગેછે એ તો નિશદિન

**પરમહંસ**—અરે! નિશદિન કોણ જાગે છે?

(ફરી આકાશમાં.)

જાગેછે જાગેછે એ તો નિશદિન વિશ્વવિલાસીરે;
ભક્તતણા ભય હરવા ભૂધર, ધરતા તન રસરાશિરે. જાગેછે.

**પરમહંસ**—(ભયભીત બની) અરે! બ્રહ્મચારી! કોઇ તપસ્વીના જેવો સાદ સંભળાય છે. માટે ચાલ, ઝાડોના જથામાં સંતાઇ જઇએ.

**બ્રહ્મચારી**—ભલે તેમ કરીએ. (બંને સંતાઇ જાય છે.)

(વીણા વગાડતા મહામુનિ નારદ આકાશમાંથી ઉતરે છે.)

**નારદ**— **રાગ પ્રભાત.**

(નારાયણનું નામજ લેતાં એ રાગ.)

જાગેછે જાગેછે એ તો નિશદિન વિશ્વવિલાસીરે;
ભક્તતણા ભય હરવા પ્રભુજી, ધરતા તન રસરાશિરે. જાગેછે.
સુહૃદયનંદન પાપનિકંદન, શ્યામલવર સુખકારીરે.
સુખદશરણ એ જગ-જીવનનું, સ્મરણ કરો નરનારીરે. જાગેછે.

( સ્મરણ કરીને ) અહો ! ભગવાનની કેવી ભક્તવત્સલતા ? ચળકતી જળધારાઓવડે વર્ષાકાલની વૃષ્ટિને પણ ભૂલાવે એવા ચારેકોર ચાલી રહેલા ફૂવારાવાળા પોતાના સુશોભિત શય્યાસ્થાનમાં પ્રભુજી પોતે પોઢયા હતા, અને આ અનુચર તેમનું યશોગાન કરતો હતો. એટલામાં અશરણશરણ અંતર્યામી એકદમ જાગ્રત થયા, મને પાસે બોલાવ્યો. ને કરુણાળુ કમલાનાથે ગંભીરનાદે મ્હને આજ્ઞા કરી. "નારદ ! નારદ ! મહારાજા ઉત્તાનપાદનો પુત્ર પોતાની ઓરમાન માતાના વચનબાણે વિંધાઇ અભ્યુદય મેળવવા મ્હારે શરણ આવ્યો છે—વ્હાલાંથી વિખૂટો પડી તપ કરવા તૈયાર થયો છે, પરંતુ હમણાં તે એકલો બર્હિષ્મતી પાસેના વિકટવનમાં ભટકે છે. તો તમે તરત ત્યાં જાઓ ને મ્હારો મંત્રોપદેશ કરી તેને કૃતકૃત્ય કરો." આથી હું વૈકુંઠથી નીકળી આ નિર્જનવનમાં આવ્યો છું. પણ કોમળ કુમાર વિકટવનમાં ભટકવાથી થાકીને અહીં ઉંઘી ગયેલ છે. અસ્તુ. કોઇની નિંદ્રાનો ભંગ કરવાનો શાસ્ત્રમાં નિષેધ છે. માટે હમણાં હું સખત તાપના કિરણોને આચ્છાદિત કરતી આ બાલ-તમાલોની ગાઢ છાયાતળે, સરોવરને કીનારે રહેલી અને વારંવાર સુંદર તરંગોના અથડાવાથી શીતળ બનેલી શિલાપર બેસું. અને ભક્તજનવત્સલ ભગવાનનું સ્તવન કરું. ત્યાંસુધીમાં કુમાર પણ જાગ્રત થશે.

( શિલાતલપર વિરાજી વિણા સાથે સુંદર સ્વરે ગાય છે. )

રાગ ગુર્જરી.

જય જય જય જય જય જગનંદન, જય જય કરૂણાકર, ભયહારી,
જય જય જય જય જય કમલાવર, જય જય શ્રેષ્ટ સદા સુખકારી. જય.
અગણિત ગુણગણ તુજ ગરુડાસન ! અતિ હીનમતિ કયમ શકું હું ઉચારી ?
ગુંથી ગુંથી તુજ ગુણમાળ નિગમ પણ, "ઇતિ નહિ" "ઇતિ નહિ" વદતા હારી. જય.
સહજ સ્મરણ પણ, પ્રિય હે અચ્યુત ! મનવાંછિત ફળ પૂરણકારી,
ભક્તતણા અતિ ભક્ત દયાધન, અધમઉધારણ વિશ્વવિહારી. જય.
અવરશરણ નવ ચાહું હવે હું, પિયૂષપૂરણ તુજ શરણ વિસારી,
પ્રિયતમ તવ પદમાં પુરુષોત્તમ, અતિ રતિ વિકસિત કર હરિ ! મ્હારી. જય.

ધ્રુવ—( મીંચેલી આંખે ) અહો ! કોઇ દિવસ ન સાંભળેલો એવો આ વિણાનો ધ્વનિ કયાંથી ? શું હું તે જાગું છું કે સ્વપ્નમાં છું ? જરૂર સ્વપ્નમાંજ છું, નહિ તો વગડામાં વિણાનો નાદ કયાંથી ? અહો પણ આ સ્વપ્ન છતાંએ માધવમહિમાવડે કેવું સુખદાયક છે ? ( ક્ષણવાર સાંભળ્યા પછી ) નહિ નહિ હું જાગુંજ છું, સ્વપ્નમાં નથી. ( આંખો ઉઘાડી, બેઠો થઈ ચોતરફ

સુરુચિ—વ્હાલા વત્સ! અસ્યસૂયાના વચનથી વંચીત થએલા ચિત્તવાળી હું, તેણે ત્હારા આ પારાવાર અલૌકિક ગુણોને જાણ્યા નહિ.

નારદ—વત્સ! જો એમજ હોય તો પાછો વળ. મહારાજાને સમજાવી હું ત્હને સન્માન સાથે યુવરાજપદ અપાવીશ. માટે સર્વ સગાંસંબંધીના મનને સંતાપનારો આ તાપસનો વેશ અને પરિતાપ દૂર કર. બાળપણમાં તપ કરવાની કાંઇ જરૂર નથી. વૃદ્ધાવસ્થા આવે ત્યારે આનંદે તપ કરજે. હમણાં તો મ્હારી સાથે પાછો ચાલ. મ્હારા વચને મહારાજા ત્હને યુવરાજપદ આપે એટલે રત્નજડિત સુંદર સિંહાસને વિરાજીને નમેલા નૃપોના મુકુટમણિઓએ ત્હારાં ચરણારવિંદોની આરતી થતી તું અવલોક, અને હાથી, ઘોડા, ગાડી અને પાલખીમાં વિહરી રાજલક્ષ્મીનાં અનંત સુખ અને અસંખ્ય લાભ તું અનુભવ.

રાજા—(મનમાં) ભગવન્! મહાન ઉપકાર કર્યો, આપે કહેલું બધું કરવા હું તૈયાર છું.

ધ્રુવ—ભગવન્! મ્હારો પ્રયત્ન તેને માટે નથી. એ યુવરાજપદ ને રાજલક્ષ્મી તો ઉત્તમ પામે એજ ઉત્તમ છે. મ્હેં જે કેડ બાંધી છે તે તો મ્હારા પૂર્વજોએ પહેલાં કદિ નહિ પ્રાપ્ત કરેલું એવું કોઇ પ્રૌઢ પદ પ્રાપ્ત કરવા માટે છે.

નારદ—વત્સ! જાણે હાથમાંજ હોય તેવું મ્હારાથી મળતું મહાન ચક્રવર્તિ રાજ્ય મૂકી કોઇ દુર્લભ વસ્તુ મેળવવાને તું મનોરથ કરે છે તે ત્હારી બાળકબુદ્ધિ છે. વળી જે દેવની આરાધના કરીને તું તારા મનોરથ પૂરવા ધારે છે તે પ્રભુ લાખો જન્મે પણ પ્રસન્ન થવા દુર્લભ છે, તે પ્રભુ યોગીઓને અગમ્ય છે, તપસ્વીઓને અપ્રાપ્ય છે, અને દેવોને પણ અદૃશ્ય છે. માટે આવો દુરાગ્રહ મૂકી મારી સાથે ત્હારા પિતાની રાજધાનીમાં ચાલ. મ્હારા કહેવાથી ત્હારા પિતા ત્હને રાજ્ય પણ આપશે.

ગીતિ.

આજ્ઞાધીન અનુચર હું, દયામૂર્તિ ગુરુ તમે, નહિ ખામી;
તો કરુણાકર પ્રભુજી, કરુણા કયમ નહિ કરે અરે સ્વામી?
દુશ્વર તપ આચરતાં, પ્રભુજી ન થાશે પ્રસન્ન જો મુજને,
ભસ્મ કરીશ મુજ કાયા, નિશ્ચય મ્હારો ખરો કહ્યો તમને.

**નારદ**—વત્સ ! ત્રિભુવનપતિ તપવડે તુષ્ટ થાય છે એ સત્ય છે, તોપણ "સારાં કામને સો વિઘ્નો" એ ત્હારાથી અજાણ્યું નથી. તપોવનમાં તરૂએ તરૂનાં મૂળમાં, મૂળ મંત્રે પણ વશ ન થાય એવા અનેક સર્પો અને અજગરો વસે છે, હાથીનાં કુંભસ્થળને ભેદનાર ભયંકર અસંખ્ય સિંહો ત્યાં રહે છે, અને તે ઉપરાંત વાનર, સુવર, રીંછ ને હાથીનાં ટોળાંનો તો ત્યાં પાર પણ નથી. વળી ત્યાં ધીરજવાળા જનોની ધીરજને પણ હરીલેનારાં ભૂત, પ્રેત ને પિશાચો ચારેકોર સંખ્યાબંધ ફરે છે. વધારે શું કહું ? ત્હારા જેવા કોમળ રાજકુમારે તપોવનમાં પ્રવેશ કરવોજ કઠણ છે, તો ત્યાં વસી તપ કરવાની તો વાતજ શી કરવી ? માટે મ્હારું વચન માની પાછો ચાલ, તો સારૂં એમ મને લાગે છે.

**ધ્રુવ**—ભગવન્ ! મ્હારો વિચાર તો આમ છે.

દ્રુતવિલંબિત.

પ્રણતપાલ કૃપાળુ કૃપા કરી,
પ્રભુ પ્રસન્ન થશે, તપથી કરી;
પુર વિષે ધ્રુવ તો ફરી આવશે,
નમન છેવટ આ નહીંતો થશે.

પૃથ્વી.

હરે શરિરને ભલે; વરૂ વરાહ આ જંગલે,
ડસે સરપ સામટા, અગર ભૂત ભક્ષે ભલે;
ગળે અજગરો ભલે, પ્રભુ કૃપા નહિ જો થશે,
સુનીતિ સુત આ નહીં ઘરભણી ફરી આવશે.

**રાજા**—અહો ! બાલ્યાવસ્થામાં પણ કુમારના આગ્રહની દૃઢતા કેવી છે ?

**સુનીતિ**—દેવ ! આ વચનો સાંભળી શકાતાં નથી.

**નારદ**—( મનમાં ) કુમારનો શુભાગ્રહ અત્યંત છે, ભલે, હજુ પણ તેનો ઉત્સાહ તો જોઉં. ( પ્રકટ ) અને પછી?

**ધ્રુવ**—વધારે શું?

દોહરો.

કાં તો પ્રભુનું પ્રૌઢપદ, રે હું મેળવનાર;
કાં તો તનને તપવડે, મૃત્યુ શરણુ કરનાર.

અથવા સંશય શા માટે?

રાગ પ્રભાત.

( નારાયણનું નામજ લેતાં—એ રાગ. )

દીનદયાળુ સદ્‌ગુરૂ મળિયા, સંશય શિદને ધારું રે;
તમસમ ગુરુવર પ્રાપ્ત થયા તો, શું નહિ સિદ્ધ થનારું રે. દીનદયાળુ.
મોંઘો મંત્ર લઇ માધવનો, સદ્‌ગુરુ! તમથી સ્નેહે રે;
નિયમવડે નારાયણ ધ્યાઉં, નિત્ય નિત્ય નવ નેહે રે; દીનદયાળુ.
દાસતણો દૃઢ નિશ્ચય આ છે, ભક્તિ ન અફળ થનારી રે;
કરુણાનિધિની કરુણા મુજને, રે, રે, ઝટ મળનારી રે. દીનદયાળુ.

**નારદ**—( આનંદથી ) ધન્ય છે, રાજકુમાર! ધન્ય છે. ગુરુ અને ગોવિંદમાં નિર્મળ દૃઢ ભક્તિ રાખનાર ત્હને હજારવાર ધન્ય છે. વત્સ! ત્હારી ભક્તિથી હું પ્રસન્ન છું, તો મનવાંછિત વર માગ. અને મ્હને તું ભગવાનના ચરણનો અનન્યભક્ત નારદ જાણ.

**ધ્રુવ**—( આશ્ચર્ય ને આનંદ સાથે ) શું ભગવાન નારદજી! ત્યારે તો આજના દિવસને ધન્ય છે, અત્યારના સમયને ધન્ય છે, ને મ્હને પણ ધન્ય છે, કે ભગવાન લક્ષ્મીપતિના અન્યહૃદયરૂપ મહામુનિનાં દર્શન થયાં! ( દંડવત્પ્રણામ કરતાં ) ખરે! ઓછા પુણ્યવાળાને આપશ્રીનાં દર્શન સ્વપ્નમાં પણ થવાં સંભવિત નથી. આજનો દિવસ તો સોનાના સૂરજવાળો ને અમૃતની વૃષ્ટિવાળો થયો હું સમજું છું. માટે—

ગીતિ.

વરલાયક માનીને, આપો તો મુનિ! એજ મ્હને આપો;
માધવ મન હરનારો, મંત્ર આપીને મુજ શિર કર થાપો.

**નારદ**—વત્સ ! જો ત્હારી એવીજ ઇચ્છા છે તો હું ત્હને ભગવાનને વ્હાલામાં વ્હાલો, એક ઉત્તમોત્તમ **द्वादशाक्षर मंत्र** આપીશ, તે ત્હારે યમુનાને કાંઠે મધુવનમાં બેસી જપવો, તેથી ત્હને તરત સિદ્ધિ થશે.

**પરમહંસ**—( ધ્રૂજતો ધ્રૂજતો ) કપટકરંડ ! આ મુનિનું તેજ જાણે દૂરથી પણ મને બાળી મૂકે છે અને કદાપિ આપણે તેમની નજરે પડ્યા તો બાળીને રોષથી ભસ્મ કરી દેશે, માટે ચાલ ઝટ અગિઆરા ગણીએ.

**બ્રહ્મચારી**—( કંપતો કંપતો ) પી...પી...પીશુનાપીડ ! ત્હારું કહેવું સત્ય છે. આ...આટલી હકીકત કહેવાથી પણ અભ્યસૂયા ઈ...ઇનામ તો આપશે. માટે ચાલો જતા રહીએ. ( બંને જતા રહે છે. )

**ધ્રુવ**—ભગવન્ ! મધુવન ક્યાં છે ? કયે રસ્તે થઇને ત્યાં જવાય છે, એ વિષે હું કાંઇ જાણતો નથી.

**નારદ**—પુત્ર ! કાંઇ ચિંતા કરમાં. ચાલ આ સરોવરમાં સ્નાન કરીએ. અને પછી તું એ મંત્રનું ગ્રહણ કર.

**ધ્રુવ**—જેવી ભગવાનની આજ્ઞા. ( નારદ સાથે સરોવરમાં ઉતરી ડૂબકી મારી બહાર નીકળતાં ચારે તરફ જોઇ આશ્ચર્યથી ) અહો !

શાર્દૂલવિક્રીડિત.

ઉંચા કાંચનકોટથી ચળકતી, માણિક્ય મુક્તાભરી,
મંદિરોતણી હારથી ભભકતી, રે રે કઇ આ પુરિ ?
રે વૈડૂર્યમણિતણા રસ સમી, નીલાં જળોથી ભરી,
ચાલે આ સરિતા કઈ, વરસતી જે હર્ષકેરી ઝરી ?

સોરઠો.

ઇંદ્રમણિ અનુસાર, કુંજ નિકુંજે લચી રહ્યું,
પુણ્યપવિત્ર અપાર, મુનિવર ! આ છે વન કયું ?

**નારદ**—વત્સ ! તેજ એ મથુરાપુરિ, તેજ એ યમુના, અને તેજ એ મધુવન. અહીંજ રહીને ત્હારે તપ કરવું અને આ **द्वादशाक्षरमंत्र**નો જપ જપવો. ( કાનમાં મંત્રોપદેશ કરે છે. )

**રાજા**—વત્સ મહા ભાગ્યવાન છે, કે જેનું ભગવાન નારદે ગુરુપદ ગ્રહણ કર્યું છે.

**સુનીતિ**—(મનમાં) કુમારનો અભ્યુદય હવે હાથમાંજ છે.

**નારદ**—વત્સ ! જે મંત્રનો મેં ત્હને ઉપદેશ કર્યો, તેના અધિષ્ઠાતા દેવ શ્રી વાસુદેવ છે ને તે ચરાચર સર્વત્ર વ્યાપી રહ્યા છે, એવું પૂજાની અંતે ત્હારે ચિંતવન કરવું. તેમજ આ સર્વ વાસુદેવમય છે, એ પણ સદા સ્મરણમાં રાખવું.

**ધ્રુવ**—(પ્રણામ કરીને) સદ્‌ગુરુશ્રીની આજ્ઞા શિરે ચડાવું છું.

**નારદ**—કુમાર ! હવે હું શ્રીનારાયણાશ્રમ પ્રતિ જઉં છું. (આકાશ માર્ગે જાય છે.)

**ધ્રુવ**—(ઉંચે જોઇને) અહો ! પરમદયાળુ ગુરુવર નજર ન પોહચી શકે તેટલે દૂર નીકળી ગયા. તેમનાં પરમપુણ્યકારી દર્શન હવે મને કયાં ને ક્યારે થશે ? અથવા હવે એ વિચાર શા માટે કરવો ? તેમના ઉપદેશ પ્રમાણે કરૂં. (ક્ષણ વિચારીને) આ મનોહર મધુવનમાં કદંબના તરુતળે એસી ભગવદ્ ભજનનો આરંભ કરવા જાઉં. (જાય છે.)

(इंद्रजाळ.)

# प्रवेश ३ जो.

## સ્થળ—મધુવન.

### પાત્ર—અભ્યસૂયા અને ધ્રુવ.

**અભ્યસૂયા**—(રથમાં બેઠેલી પ્રવેશ કરીને) પંદર દિવસે ઘણે શ્રમે હું મથુરાં પાસે આવી પહોંચી, લોકો આનેજ મધુવન કહે છે, તો પિશુનાપીડ અને કપટકરંડના કહેવા પ્રમાણે અહીંઆં તપસ્વી વેશે ધ્રુવ રહેતો હશે, માટે ચાલ પ્રથમ તેને શોધું. (રથમાંથી ઉતરી ફરે છે.)

**રાજા**—મુનિરાજે અભ્યસૂયાનું વૃત્તાન્ત આરંભ્યું.

**સુરુચિ**—(મનમાં) મારો બચાવ પ્રથમથીજ હું કરી રાખું. (પ્રકાશમાં) મહારાજ ! અભ્યસૂયાનું અંતર આવું ક્રુર હશે, એમ હું જાણતી નહોતી. અને તેથી મેં તેને કુમાર ધ્રુવને તેડવા મોકલી, પરંતુ તે તો ત્યાં પણ કોણ જાણે શું કરશે ? તેની મને ખબર પડતી નથી.

**રાજા**—તેમાં તમારો શો અપરાધ ? જે કરશે તે હમણાં જણાશે.

**સુનીતિ**—(મનમાં) કરુણાળુ કપિંજલ કુમારને પાછા ક્યારે દેખાડશે ?

(એટલામાં હાથમાં પાત્ર લઇ ધ્રુવ પ્રવેશ કરે છે.)

**ધ્રુવ**—(ફળફૂલ અને પાનથી નમેલાં વૃક્ષોને જોઇને.)

હરિગીત.

ફળફૂલથી લચતાં જતાં હે નવલ સુંદર તરુવરો !
ફળ, ફૂલ, દલ તમ તોડવા, નહિ ચાલતા મારા કરો;
પ્રતિ પર્ણમાં, ફળ ફૂલમાં કમળાપતિ વિલસી રહ્યા !
શી રમ્ય છબી પ્રભુની અહો ! વંદન કરે છે દાસ આ.

(પાત્ર પૃથ્વીપર મૂકી પ્રણામ કરે છે, એટલામાં વૃક્ષોએ પોતાની મેળે સમર્પેલાં ફળ, ફૂલ ને પલ્લવથી પાત્ર ભરાઇ જાય છે.)

**અભય**—(ધ્રુવને જોઇને) અરે ! એ તો આ રહ્યો, ઝાડતળે બેસી કાંઇક બોલે છે. ચાલ હું આ લતાની પાછળ સંતાઇને જોઉં. (તેમ કરે છે.)

**ધ્રુવ**—(યમુના સામે જોઈ અતિ આનંદે) અહો ! ગુરુવરના ઉપદેશનું માહાત્મ્ય તો કાંઇ જૂદુંજ છે !

હરિગીત.

યમુનાતણા ખળખળ સ્વરે વહતા જતા સુતરંગમાં,
પ્રત્યેક જલકણમાં નિહાળે નયન મુજ આનંદમાં
નટવરતણી મનહર છબી નવ મેઘ સમ શી શોભતી !
કેવાં કમળ સમ લોચનો વિલસી રહ્યાં કોમળ અતિ !

પ્રતિતરંગમાં પ્રકાશતા રમાપતિને મ્હારા નમસ્કાર ! (દંડવત્પ્રણામ કરે છે.)

**રાજા**—વત્સને સર્વત્ર વાસુદેવભાવ સિદ્ધ થયો જણાય છે.

**સુનીતિ**—(મનમાં) ધન્ય છે, પુત્ર ! ત્હારી નિર્મળ ભગવદ્ભક્તિને ધન્ય છે !

**અભ્યસૂયા**—(મનમાં) દુઃખના આવેશથી આ તો ઉન્મત્ત થયો જણાય છે, વળિ એકલો એકલો કાંઇ કાંઇ સંબંધ વગરનું બબડ્યા કરે છે. (સંતોષ પામીને) હાં હાં પણ ઠીક છે, સુનીતિનો સુત તો એ દશાનેજ યોગ્ય છે.

ધ્રુવ—( ચારેકોર જોઇને. )

( મહીદીપછંદની ચાલે. )

વંદન કરું, વિશ્વવંદ્ય વિઠ્ઠલ વનમાલી,
સકલ સ્થળે વિલસી રહી, મૂર્તિ શું રસાલી! વંદન કરું.
તાલ ને તમાલવૃંદ મધ્ય મનોહારી;
મધુર મધુર મોરલી બજાવતા બિહારી. વંદન કરું.
[1]શાલ ને વિશાળ આ [2]રસાલતણી ડાળે;
પીત વસન ધારી પ્રભુ, ઓપતા [3]પ્રિયાલે. વંદન કરું.
સુધાસિંધુ, આર્તબંધુ, વિશ્વના વિહારી;
વૃક્ષ વૃક્ષ, વલ્લિ વલ્લિ, સુંદર છબી ધારી. વંદન કરું.

અભ્ય—( મનમાં ) નક્કી, આની તો ડાગળીજ ચસકી ગઇ લાગે છે.

ધ્રુવ—( નીચે જોતાં પાત્ર ફળફૂલથી ભરાએલું જોઇને ) અહો! તરુવરોએ કરૂણા કરી પોતેજ ફળ ફૂલ ને પલ્લવથી મ્હારું પાત્ર પૂરેપૂરૂં ભરી દીધું, તો ચાલ હવે આશ્રમે જઈ હું ભગવાનની પૂજા કરૂં. ( આશ્રમ તરફ જાય છે, ને અભ્યસૂયા તેની પાછળ પાછળ જાય છે. )

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—ધ્રુવની પર્ણકુટી પાસેનો ભાગ.

### પાત્ર—ધ્રુવ અને અભ્યસૂયા.

( ધ્રુવ પર્ણકુટીમાં પૂજા કરે છે. )

અભ્ય—( પ્રવેશ કરી પર્ણકુટી તરફ જોઇને મનમાં ) મણિમય મંદિરોનો ત્યાગ કરી પાંદડાંના ઝૂંપડામાં વેરાગી વેશે રહેલા આ સુનીતિના પુત્રને જોઇને મ્હારૂં મન બહુ સંતોષ પામે છે. અહો! પણ આ અભ્યસૂયા વિના આવું કોણ કરી શકે? હવે એના તપમાં ભંગ પાડી એને **अतोभ्रष्ट** ને **ततोभ्रष्ट** કરવો—એનાં બંને બગાડવાં. એટલુંજ બાકી છે. ઠીક, એ પૂજા કરી રહે પછી હું મ્હારી બુદ્ધિનું બળ બતાવું. ( એમ કહી ઝાડતળે બેસે છે. )

---

૧ ડુંગર. ૨ આંબો. ૩ રાયણ.

**ધ્રુવ**—(પૂજા પૂરી થતાં આંખમાં આંસુ સાથે ગદ્‌ગદ્ કંઠે)

દ્રુતવિલંબીત.

કરૂણસાગર! આપ કૃપા કરી,
કરૂણદૃષ્ટિ રૂપી લહરી જરી;
પ્રણત દાસ પરે પ્રસરો, હરી!
અખિલ મંગલ મૌક્તિકથી ભરી.

**રાજા**—અહો! કુમાર ભક્તિનો ભંડાર છે.

**સુનીતિ**—પુત્ર! ત્હારી આવી ઉત્તમ ભક્તિથી ભક્તપ્રિય ભગવાન ત્હને પ્રસન્ન થાઓ.

**અભ્ય**—(મનમાં) ખરે, આ ઘેલો જ છે. જેથી આ મૂર્તિ માટીની છે તે પણ જાણી શકતો નથી.

**ધ્રુવ**— રથોદ્ધતા.

ભક્તને સકલ અર્થ આપતા,
કલ્પવૃક્ષ સ્મરણેય જે થતા;
તે ત્રિવિક્રમ રમાહૃદિશ્વર!
અંતરે મુજ વસો નિરંતર.

**અભ્ય**—(પાસે જઇને) કુમાર! મ્હને ઓળખો છો?

**ધ્રુવ**—(તેનું બોલવું ન સાંભળતાં.)

હરિગીત.

અનુપમ અને નિઃસીમ સ્નેહસુધાથકી ભરપૂર જે,
જેનાં પરસ્પર ચંદ્ર તેમ ચકોર સમ મુખ, ઉર છે;
જે કામના નિજજનતણી સંપૂર્ણ કરતાં સર્વદા,
તે લક્ષ્મી ને લક્ષ્મીપતિ, લક્ષ્મીપ્રદા હોજો સદા.

(એ પ્રમાણે સ્તુતિ કરી, દંડવત્પ્રણામ કરી, પુષ્પાંજલિ સમર્પી, પરમેશ્વરની પ્રદક્ષિણા કરે છે.)

**અભ્યસૂયા**—(મનમાં) આની ઉન્મત્તતા તો અદ્ભુત છે. હું પાસે આવીને ઉભી છું, છતાં એ નથી મને દેખતો કે નથી બોલ્યું સાં (પ્રકાશમાં ફરીથી) કુમાર! મ્હને ઓળખો છો?

**ધ્રુવ**—( ચમકી આશ્ચર્યથી જોઇને ) કોણ ! માતુઃશ્રી સુરુચિની પ્રીતિપાત્ર સખી અભ્યસૂયા ? ભલે આવી. તને હું પ્રણામ કરૂં છું. ( નમન કરે છે. ) માતુઃશ્રી સુરુચિ અને પૂજ્ય પિતાશ્રી કુશળ તો છે ?

**અભ્ય**—સર્વે કુશળ છે. પણ ત્હમારા વિયોગથી માતા સુરુચિ અને પિતાશ્રી પરમ દુઃખ પામે છે.

**ધ્રુવ**—વ્હાલવશ માતપિતાને પુત્ર વિયોગથી દુઃખ થાય એ સ્વાભાવિકજ છે.

**અભ્ય**—અને તેમણે તમને તેડવા માટે મ્હને અહીં મોકલી છે.

**ધ્રુવ**—મ્હારા વ્હાલાભાઇ ઉત્તમ કુશળ છે ?

**અભ્ય**—કુમાર ! તે તો તમારે વિયોગે દુઃખી થઇ, તમારા વિના ન રહી શકાવાથી પોતાને મોસાળ ગયા છે, ને દેવી સુરુચિ પણ તમારે વિયોગે વ્યાકુળ થઇ, નથી અન્ન ખાતાં, નથી સુખે સૂતાં કે નથી કયાંઇ શાન્તિ પામતાં. માત્ર શૂન્ય મને નયનેથી આંસુ સાર્યા કરે છે ને " હા પુત્ર ધ્રુવ ! તમારાં સુખકમળનું દર્શનસુખ હવે હું કયાં ને કયારે મેળવીશ " એમ રોતાં રોતાં રાતદહાડો કાઢે છે. તેમણે પોતાનો આ રથ, આ અમૂલ્ય આભરણો ને આ દિવ્ય વસ્ત્રો તમારે માટે મોકલ્યાં છે, તો તે ધારણ કરી રથમાં બિરાજો, રાજધાનીમાં પધારો ને માતા પિતાનાં નયનોને આનંદ આપો એ મારી પ્રાર્થના છે.

**ધ્રુવ**—અભ્યસૂયા ! હું દૂર છતાં પણ માતુઃશ્રી સુરુચિ મ્હારાપર આટલો બધો પ્રેમ રાખે છે, તેથી હું મ્હને કૃતાર્થ માનું છું. એ રથ, એ અલંકારો ને એ વસ્ત્રો મ્હારા વ્હાલા ભાઇ ઉત્તમનેજ મોકલાવજો. એવા પદાર્થોમાં આ માણસ નિસ્પૃહ છે.

**અભ્ય**—કુમાર ! દેવી સુરુચિને ત્હમે ઉત્તમથી પણ અધિક પ્રિય છો, માટેજ આ સઘળું તમને મોકલ્યું છે.

**ધ્રુવ**—એથી મહાન ઉપકાર થયો. પરંતુ મ્હને તે કાંઇ ગમતુંજ નથી.

**અભ્ય**—કુમાર ! ત્હમે ત્યાં આવશો કે તરતજ દેવી સુરુચિ તમારો યુવરાજપદે અભિષેક કરાવશે, માટે ચાલો.

**ધ્રુવ**—કમળાકાન્તની કૃપાવિના મને યુવરાજપણું પણ પ્રિય નથી.

**અભ્ય**—વત્સ ! દેવી સુરુચિના હૃદયદ્વારા એ કમળાકાન્તજ કૃપા કરે છે એમ સમજી આ સૌનો સ્વીકાર કરો ને પુરમાં પાછા પધારો.

ધ્રુવ—પરમેશ્વર પણ એમ પરોક્ષ આપે એ લેવા મ્હારી મરજી નથી. એ તો જ્યારે જગતનો નાથ પોતેજ સાક્ષાત પધારી મ્હને આપશે ત્યારેજ સ્વીકાર કરવો, એ મ્હારી અભિલાષા છે.

અભ્ય—( મનમાં ) અહો ! કુમાર દૃઢ નિશ્ચયવાન છે. વળી ત્હેનું મન પણ કયાંઇ લોભાતું નથી ! તોપણ બને ત્યાં સુધી બુદ્ધિબળથી મ્હારે તેના તપનો ભંગ તો કરવો જોઇએ. ( પ્રકાશમાં ) રાજપુત્ર ! તમારાં પરમપ્રેમાળ માતુ સુરુચિએ છાનામાં છાનું જે કહેવરાવ્યું છે તે સાંભળો.

ધ્રુવ—ભલે કહે, માતાનો સંદેશો સાંભળવા હું સાવધજ છું.

અભ્ય— મરાઠી સાખી.

રત્નાકરની [1]રસનાવાળું, રાજ્ય તમોને અર્પી,
વાનપ્રસ્થ થાવા નૃપ ચાહે, તમને સર્વ સમર્પી;
માટે હરખ ધરી, કુંવર પધારો નગર ફરી.
મનહરણી, ગજગમની, સુંદર, રાજસુતાની સંગે,
ઉછરંગે તમ લગ્ન કરાવે, બજતે ચંગ મૃદંગે;
પાછા પૂર પળો, લાવો લ્યો છે સમય ભલો.

એ છેલ્લો સંદેશો છે.

ધ્રુવ—અભ્યસૂયા ! મ્હારો પણ છેલ્લો સંદેશો સાંભળ.

ગીતિ.

મહીપતિપદ શે લેખે ? જો કદિ આપે રાજ્ય ત્રિલોકીતણું,
તોપણ પ્રભુ કરુણાવિણ, મુજ મન રાજી થશે ન એક અણું.

મરાઠી સાખી.

ચક્રપાણિના ચરણકમળમાં, મનહું મગ્ન બનેલું,
કેશવની કરુણાવિણ, કંઇપણ ચિત્તે નથી ચહેલું;
તો પછી સુરનારી, લાગે નહિ મન હરનારી.

તેથી પ્રણામપૂર્વક માતુઃશ્રી સુરુચિને મ્હારાં વચને આ વિનતિ કરજે કે;—

---

૧ કંદોરાવાળું. જમીનની ચારે તરફ સાગર વિંટાએલો હોવાથી તેને જમીનના કંદોરાની ઉપમા આપી છે.

**ધ્રુવ**—( ચમકી આશ્ચર્યથી જોઇને ) કોણ ! માતુઃશ્રી સુરુચિની પ્રીતિપાત્ર સખી અભ્યસૂયા ? ભલે આવી. તને હું પ્રણામ કરૂં છું. ( નમન કરે છે. ) માતુઃશ્રી સુરુચિ અને પૂજ્ય પિતાશ્રી કુશળ તો છે ?

**અભ્ય**—સર્વે કુશળ છે. પણ ત્હમારા વિયોગથી માતા સુરુચિ અને પિતાશ્રી પરમ દુઃખ પામે છે.

**ધ્રુવ**—વ્હાલવશ માતપિતાને પુત્ર વિયોગથી દુઃખ થાય એ સ્વાભાવિકજ છે.

**અભ્ય**—અને તેમણે તમને તેડવા માટે મ્હને અહીં મોકલી છે.

**ધ્રુવ**—મ્હારા વ્હાલાભાઇ ઉત્તમ કુશળ છે ?

**અભ્ય**—કુમાર ! તે તો તમારે વિયોગે દુઃખી થઇ, તમારા વિના ન રહી શકાવાથી પોતાને મોસાળ ગયા છે, ને દેવી સુરુચિ પણ તમારે વિયોગે વ્યાકુળ થઇ, નથી અન્ન ખાતાં, નથી સુખે સૂતાં કે નથી કયાંઇ શાન્તિ પામતાં. માત્ર શૂન્ય મને નયનેથી આંસુ સાર્યા કરે છે ને “ હા પુત્ર ધ્રુવ ! તમારાં મુખકમળનું દર્શનસુખ હવે હું કયાં ને કયારે મેળવીશ ” એમ રોતાં રોતાં રાતદહાડો કાઢે છે. તેમણે પોતાનો આ રથ, આ અમૂલ્ય આભરણો ને આ દિવ્ય વસ્ત્રો તમારે માટે મોકલ્યાં છે, તો તે ધારણ કરી રથમાં બિરાજો, રાજધાનીમાં પધારો ને માતા પિતાનાં નયનોને આનંદ આપો એ મારી પ્રાર્થના છે.

**ધ્રુવ**—અભ્યસૂયા ! હું દૂર છતાં પણ માતુઃશ્રી સુરુચિ મ્હારાપર આટલો બધો પ્રેમ રાખે છે, તેથી હું મ્હને કૃતાર્થ માનું છું. એ રથ, એ અલંકારો ને એ વસ્ત્રો મ્હારા વ્હાલા ભાઇ ઉત્તમનેજ મોકલાવજો. એવા પદાર્થોમાં આ માણસ નિસ્પૃહ છે.

**અભ્ય**—કુમાર ! દેવી સુરુચિને ત્હમે ઉત્તમથી પણ અધિક પ્રિય છો, માટેજ આ સઘળું તમને મોકલ્યું છે.

**ધ્રુવ**—એથી મહાન ઉપકાર થયો. પરંતુ મ્હને તે કાંઇ ગમતુંજ નથી.

**અભ્ય**—કુમાર ! ત્હમે ત્યાં આવશો કે તરતજ દેવી સુરુચિ તમારો યુવરાજપદે અભિષેક કરાવશે, માટે ચાલો.

**ધ્રુવ**—કમળાકાન્તની કૃપાવિના મને યુવરાજપણું પણ પ્રિય નથી.

**અભ્ય**—વત્સ ! દેવી સુરુચિના હૃદયદ્વારા એ કમળાકાન્તજ કૃપા કરે છે એમ સમજી આ સૌનો સ્વીકાર કરો ને પુરમાં પાછા પધારો.

જળ થળને સઘળાં ભૂતળમાં, વ્યોમે વાયુકણોમાં રે;
અગણિત આ સઘળાં બ્રહ્માંડે, નાથ ન ચળકે શામાં રે? જય જય.
પંચભૂતોનાં વિવિધ કમળમાં, અમૃતજળ વરસંતા રે;
નામ સ્મરણમાં રસનામાંહી, રસનાં બિંદુ ઝરતા રે. જય જય.
રૂપેરી રસથી રંગેલી, ચાંદનીમાંહી ફરતાં રે;
શ્રીપતિની શીતળતા ન્યાળી, નયનો વારિ ઝરતાં રે. જય જય.
અકળ અગોચર બોલે છો સૌ, હું નહિ માનું તેવા રે;
હૃદયકમળમાં, સહુ જળ થળમાં, ઝળહળતા મમ દેવા રે. જય જય.
ચોપાસે આનંદ લહરિઓ, મંદમંદ વિલસંતી રે;
હુંપદ ટાળી, જગતજીવનમાં, એક જીવન મુજ કરતી રે. જય જય.

અહો! કેવી માધવમૂર્તિની મનોહરતા! અહો! કેવી પાવન કરનારી ગુરુવરની કૃપાપ્રસાદી!

**અભ્ય**—(ફરી પ્રવેશ કરીને) કુમાર! પરમેશ્વર પ્રસન્ન થયા પછી તો દેવી સુરુચિ પાસે આવશો કે નહિ?

**ધ્રુવ**—હા, અવશ્ય આવવાનો, એમાં સંદેહ શો?

**અભ્ય**—ત્યારે પરમેશ્વર પ્રસન્ન થયા પછી ત્હમારે દેવી સુરુચિનેજ માતા માનવાં હો.

**ધ્રુવ**—તે તો માતા છેજ, એમાં કહેવું શું?

**અભ્ય**—કુમાર! તમે તપોવનમાં ગયા પછી, કાંઈ અપરાધ જોવામાં આવ્યાથી મહારાજાએ ત્હમારી માતા દેવી સુનીતિને નગરમાંથી કાઢી મૂક્યાં છે.

**ધ્રુવ**—(મનમાં) હા! મંદભાગ્યવાળા મ્હને ધિક્કાર છે કે જેની મા આવાં આવાં દુઃખો ભોગવે છે. (પ્રકાશમાં) પછી, પછી?

**અભ્ય**—એટલે હવે તે પોતાના પિતાની રાજધાનીમાં નિવાસ કરી રહેલ છે.

**રાજા**—રે કર્મચાંડાલિની! ધિક્કાર છે ત્હને, કે આવું હળાહળ જૂઠું બોલતાં પણ ત્હને લાજ આવતી નથી.

**વિવેક**—દેવ! એ ઠીકજ કહે છે. એણે જે કપટજાળ રચી છે તે સુનીતિને તો શું પણ તેના સૌ પરિવારને પણ પિતાની રાજધાનીનો (યમદ્વારનો) નિવાસ કરાવવા શક્તિમાન છે. એટલે એ પોતાની બુદ્ધિબળના વિશ્વાસે સત્યજ બોલે છે.

## મરાઠી સાખી.

રમારમણુ અશરણુશરણુ શ્રી હરિને રાજી કરીને,
પિતુપદકમલે નમન કરીશ હું, પાછો આવી ફરીને;
એ નિશ્ચય મ્હારો, નથી નથી રે કદિ ફરનારો.

**અભ્ય**—હાથમાં આવેલું રાજ્ય મૂકી, શેખસલ્લી માફક મનોરાજ્યમાં તમે મ્હાલો છો એજ તમારી બાળબુદ્ધિ છે.

**ધ્રુવ**—બાળબુદ્ધિ પણુ મ્હારી પોતાની છે તેથી કલ્યાણુ કરનારી છે, પણુ પારકી બુદ્ધિ તો નથીજ.

**અભ્ય**—( રોષથી ) મૂઢ ! તને દુરાગ્રહીને તો [1]ચોથા ઉપાયવડેજ સમજાવવો જોઇએ. હમણાંજ હું તને, મારાં વચનોના અપમાન કરવાનું ફળ ચખાડું છું. ( જાય છે. )

**ધ્રુવ**—ભજનની સાક્ષાત વિઘ્નમૂર્તિ ગઇ. તો હવે હું પણુ શ્રીનાથના સ્મરણુનો અનહદ આનંદ મેળવું. ( નેત્રો મીંચી, સ્મરણુ કરી, સજળ નયને રોમાંચિત થઇને. )

### રાગ પ્રભાત.

( નારાયણુનું નામજ લેતાં એ ઢાળે. )

જય જય જય નારાયણુ ! નિશદિન, નેહનજરથકી ન્યાળો રે;
પામર હું પરિચારક પ્રભુજી ! આશ્રય એક તમારો રે. જય જય જય.
શ્યામલવર ! તુજ ચરણુ સુધાનિધિ, તાપ ત્રિવિધ હરનારાં રે;
સિંધુસુતાના હૃદયકમળમાં, અમીઝરણો ઝરનારાં રે. જય જય જય.
ત્રિભુવનપતિ ! તમ ચરણુ કમળમાં, મુજ મતિ અતિ દૃઢ જામો રે;
અઘના ઓઘ હરી, સુખ કરીને, ભૂધર ! ભવભય વામો રે. જય જય જય.
( વિક્ષેપનો લય થઇ ધ્યાનમાં પ્રભુનો સાક્ષાત્કાર થતાં પ્રરીથી. )

( એજ રાગે. )

જય જય પ્રભુ વિલસે બ્રહ્માંડે, ઝળહળ જ્યોતિ પ્રકાશી રે. એ ટેક.
મણિમય શુભશણુગાર ધરેલી, પીળાંપટ પહેરેલી રે;
કૌસ્તુભમણિની માળ ધરેલી, શું છબી રમ્ય બનેલી રે. જય જય.

---

[1] ભય દર્શાવીને.

જળ થળને સઘળાં ભૂતળમાં, વ્યોમે વાયુકણોમાં રે;
અગણિત આ સઘળાં બ્રહ્માંડે, નાથ ન ચળકે શામાં રે? જય જય.
પંચભૂતોનાં વિવિધ કમળમાં, અમૃતજળ વરસંતા રે;
નામ સ્મરણમાં રસનામાંહી, રસનાં બિંદુ ઝરતા રે. જય જય.
રૂપેરી રસથી રંગેલી, ચાંદનીમાંહી ફરતાં રે;
શ્રીપતિની શીતળતા ન્યાળી, નયનો વારિ ઝરતાં રે. જય જય.
અકળ અગોચર બોલે છો સૌ, હું નહિ માનું તેવા રે;
હૃદયકમળમાં, સહુ જળ થળમાં, ઝળહળતા મમ દેવા રે. જય જય.
ચોપાસે આનંદ લહરિઓ, મંદમંદ વિલસંતી રે;
હુંપદ ટાળી, જગતજીવનમાં, એક જીવન મુજ કરતી રે. જય જય.

અહો! કેવી માધવમૂર્તિની મનોહરતા! અહો! કેવી પાવન કરનારી ગુરુવરની કૃપાપ્રસાદી!

**અભ્ય**—(ફરી પ્રવેશ કરીને) કુમાર! પરમેશ્વર પ્રસન્ન થયા પછી તો દેવી સુરુચિ પાસે આવશો કે નહિ?

**ધ્રુવ**—હા, અવશ્ય આવવાનો, એમાં સંદેહ શો?

**અભ્ય**—ત્યારે પરમેશ્વર પ્રસન્ન થયા પછી ત્હમારે દેવી સુરુચિનેજ માતા માનવાં હો.

**ધ્રુવ**—તે તો માતા છેજ, એમાં કહેવું શું?

**અભ્ય**—કુમાર! તમે તપોવનમાં ગયા પછી, કાંઈ અપરાધ જોવામાં આવ્યાથી મહારાજાએ ત્હમારી માતા દેવી સુનીતિને નગરમાંથી કાઢી મૂક્યાં છે.

**ધ્રુવ**—(મનમાં) હા! મંદભાગ્યવાળા મ્હને ધિક્કાર છે કે જેની મા આવાં આવાં દુઃખો ભોગવે છે. (પ્રકાશમાં) પછી, પછી?

**અભ્ય**—એટલે હવે તે પોતાના પિતાની રાજધાનીમાં નિવાસ કરી રહેલ છે.

**રાજા**—રે કર્મચાંડાલિની! ધિક્કાર છે ત્હને, કે આવું હળાહળ જૂઠું બોલતાં પણ ત્હને લાજ આવતી નથી.

**વિવેક**—દેવ! એ ઠીકજ કહે છે. એણે જે કપટજાળ રચી છે તે સુનીતિને તો શું પણ તેના સૌ પરિવારને પણ પિતાની રાજધાનીનો (યમદ્વારનો) નિવાસ કરાવવા શક્તિમાન છે. એટલે એ પોતાની બુદ્ધિબળના વિશ્વાસે સત્યજ બોલે છે.

ધ્રુવ—( મનમાં ) અરેરે ! બિચારાં બીજું શું કરે? ( પ્રકાશમાં ) પછી, પછી ?

અભ્ય—પછી દેવી સુરુચિએ તમારા પિતાજીની બહુ બહુ પ્રાર્થના કરી અને કહ્યું કે "બિચારો ધ્રુવ તો નિર્દોષ છે; માટે સુનીતિના દોષથી ધ્રુવનો ત્યાગ ન કરવો જોઇએ. ધ્રુવ તો મ્હારો પ્રાણ છે, ઉત્તમ કરતાં પણ મ્હને વધારે વ્હાલો છે માટે જો તમે તેનો ત્યાગ કરશો તો હું મ્હારા પ્રાણનો ત્યાગ કરીશ." આ પ્રમાણે કહેવાથી "તમારો આગ્રહ છે તો ભલે હું ધ્રુવનો ત્યાગ નહિ કરું" એમ મહારાજાએ કબૂલ કર્યું.

ધ્રુવ—( મનમાં ) મ્હારાં નિર્દોષ માતુઃશ્રીને પણ દોષિત ઠરાવી નગરમાંથી કઢાવી, મહારાજાને તેમનાથી વિમુખ કરાવ્યા, અને મ્હને પણ હવે તેમનાથી વિમુખ કરવા આ પાપિણીની ઇચ્છા દેખાય છે, ઠીક છે, હજુ તે શું બોલે છે તે સાંભળું. ( પ્રકાશમાં ) હાં પછી ?

અભ્ય—પછી એક દિવસે મહારાજાએ પ્રસન્ન થઇ કહ્યું કે "દેવિ ! વર માગો" ત્યારે સુરુચિએ "પ્રાણનાથ ! મ્હારા વ્હાલા પુત્ર ધ્રુવને હમણાંજ યુવરાજપદે અભિષેક કરો" એવી પ્રાર્થના કરી. અને રાજાએ ખુશીથી એ વાત કબૂલ કરી છે.

ધ્રુવ—( આનંદ બતાવતાં ) અહો ! માતુઃશ્રીએ મ્હારાપર બહુ ઉપકાર કર્યો. પછી, પછી ?

અભ્ય—( મનમાં ) હવે મ્હારી યુક્તિ ફળીભૂત થઇ. ( પ્રગટમાં ) હવે દેવિ સુરુચિ તમારા આવવાની રાહ જોઇને બેઠાં છે.

ધ્રુવ—હાં પછી ?

અભ્ય—તો હવે તમે આવો એટલીજ વાર છે.

ધ્રુવ—શાની ?

અભ્ય—( મનમાં ) મૂઢ ! ત્હને ઝાટકે દેવાની ( પ્રકાશમાં ) કુમાર ! ત્હમારા ઉપર યુવરાજપદનો અભિષેક કરવાની.

ધ્રુવ—ત્યારે આ વિષયમાં તારો શો અભિપ્રાય છે ?

અભ્ય—કુમાર ! જો તમે મ્હને તમારી હિતેચ્છુ માનતા હો તો હું કહું છું કે તમારે દેવિ સુરુચિનેજ માતા માનવાં, અને તમારા પિતાની પરમદ્વેષી સુનીતિનું નામ પણ લેવું નહિ તેમજ તેનું મ્હોં પણ જોવું નહિ. વળી આ

તપનો ક્લેશ છોડી રાજધાનીમાં પધારવું, કારણ કે નરેશ્વર તેજ ખરો પરમેશ્વર છે અને તે સર્વ કરવાને શક્તિમાન છે, આ માટીના લેંદાના બનાવેલા પરમેશ્વરથી કાંઇ પાકવાનું નથી.

**ધ્રુવ**—ત્યાં આવવાથી મને શું ફળ થશે ?

**અભ્ય**—આ સમયે યુવરાજપણું પ્રાપ્ત થશે, ને તમારા પિતા સ્વર્ગમાં સીધાવ્યા પછી અચલિત ચક્રવર્તીપદ મળશે, એ ફળ.

**ધ્રુવ**—તેથી પણ શું ?

**અભ્ય**—તેથી મણિજડિત્ર સોનાના સિંહાસનપર બેસી, છત્રચમર વગેરે રાજચિન્હોથી સુશોભિત થઇ, દેવાંગના સમાન સુંદરીઓની સાથે તમે પૃથ્વીના ઇંદ્રિપણાનું મહાનપદ ભોગવશો.

**ધ્રુવ**—( મનમાં ) અરે ! આ પાપિણીની લોભાવવાની ચતુરાઇને ધિક્કાર છે. ( પ્રકાશમાં ) અભ્યસૂયા ! સાંભળવાનું સાંભળ્યું ને જાણવાનું જાણ્યું મ્હારા પરમપવિત્ર પિતાજી હજારો વર્ષ સુધી મહીમંડળનું મહારાજપદ ભોગવે એવું હું પ્રભુ પાસે માગું છું. દેવતા જેવી દીર્ઘ આયુષ્યથી પણ જેનો ઉપકારનો બદલો ન વળી શકે એવાં મ્હારાં જન્મદાતા જનનીને છોડીને, નથી મને ચક્રવર્તીરાજ્યની સમૃદ્ધિ પ્રિયકર થાતી, નથી મ્હને છત્રચમ્મર વિગેરે વિભૂતિ વિભૂતિકર જણાતી, કે નથી મ્હને સુરાંગના સરખી સુંદરીઓની પ્રાપ્તિ સુખકર લાગતી. ( હાથ જોડીને ) મણિજડિત્ર સુવર્ણ સિંહાસનને નમસ્કાર છે મ્હારાં પરમપવિત્ર તીર્થસ્વરૂપ માતુઃશ્રી સાથે જૂની તુટી ગએલી પર્ણકુટીનો વાસ પણ મ્હારે મણિમય મંદિરનો નિવાસ છે. રુદ્રાક્ષના અલંકાર પણ મ્હારે મણિમય શણગાર છે, ભસ્મનો લેપ પણ મ્હારે ચંદનનો લેપ છે અને ભિક્ષાનું ભોજન પણ મ્હારે અમૃતનો આહાર છે; પરંતુ માતુઃશ્રી વિના તો રાજાધિરાજપણાની દશા પણ મ્હારે રંકમાં રંક દશા છે, લાખો વિત્તના અલંકારો પણ મ્હારે પિત્તળના અલંકારો છે, મણિમય ભવનનો વાસ પણ મ્હારે વનવાસ છે, કસ્તૂરિનો લેપ પણ મ્હારે કાદવલેપ છે અને અમૃત જેવું ભોજન પણ મ્હારે મન વિષમ વિષમય ભોજન છે, એમ હું માનું છું. માટે મ્હારી પાસે હવે કદિ પણ એવો અયોગ્ય બકવાદ કરીશમાં. ભગવાનની નિંદા કરનારી ત્હારી જીભને કાપી કકડા કરવી જોઇએ, પણ શું કરું ? માતુઃશ્રી સુરુચિની શરમથીજ હું તેમ કરતો નથી. દૂર જા. ફરી મ્હને ત્હારું મ્હોં પણ દેખાડીશમાં.

રાજા—ધન્ય છે પુત્ર! તને ધન્ય છે.

સુનીતિ—(મનમાં) વત્સ! આવી પરમ માતૃભક્તિથી હ્હારા સર્વે મનોરથો સિદ્ધ થાઓ.

સુરુચિ—(મનમાં) અભ્યસૂયાનું બધું ડહાપણ નિષ્ફળ થયું. (પ્રકાશમાં) અહો! અભ્યસૂયા કેવી મૂર્ખી છે, કે માતૃભક્તિના સાગરરૂપ કુમાર પાસે, માતાનો ત્યાગ કરવા ઉપદેશ કરે છે.

અભ્ય—(મનમાં) અરે! આ તો મ્હારો બધો અભિપ્રાય જાણી ગયો અને મારા ઉપદેશને તાબે તો થયો નહિ. ત્યારે હવે તો આને મારી નાંખવોજ જોઇશે. (પ્રકાશમાં) અરે મૂર્ખ! હું પણ દેવી સુરુચિનો હ્હારા ઉપર સ્નેહ છે તેથીજ તને મારી નાંખતી નથી. તોપણ હવે ઝટ કહી દે કે હ્હારી માનો ત્યાગ કરી હ્હારે ચક્રવર્તી રાજ્ય મેળવવાની ઇચ્છા છે કે નહિ?

ધ્રુવ— ગીતિ.

રે રે [1]વંચકવામા! ચક્રવર્તીપદ ચંચલ શે લેખે?
મમતાળુ માતાવિણ, પ્રભુપદને પણ ધ્રુવ તૃણ સમ પેખે

અભ્ય—રે મૂઢ! જરૂર તું હ્હારી મા સાથે પરમેશ્વરપદમાંજ જવાનો એમ મને પણ જણાય છે. (એટલું બોલી) આવો, આવો ભૂત પ્રેત ને પિશાચો! જલ્દી આવો અને આ દુષ્ટનો ભક્ષ કરો. (એમ ત્રાડ મારી પૃથ્વી પર પોતાની મંત્રેલી લાકડી ત્રણવાર પછાડે છે તેટલામાં ભૂતલને ભેદીને અનંત ભૂત પ્રેત અને પિશાચ બહાર આવે છે ને ધ્રુવ તરફ ધસે છે.)

રાજા—અરે! આ પ્રચંડ રાક્ષસી તો ભૂત પ્રેત ને પિશાચના મંત્રો પણ જાણે છે શું?

સુનીતિ—(ઉદ્વેગમાં) અરેરે! મારો પુત્ર, આ ભયંકર ભૂતોને જોઇ કેવી રીતે ધીરજ રાખી શકશે?

સુરુચિ—નાથ! એ પાપણી શું શું કરવાને શક્તિમાન નથી? હા હવેથી હું એનું મોં પણ જોવાની નથી.

ધ્રુવ—(મનમાં) હા! આ ભૂતો મને ખાઇજ જશે, હવે બીજો કશો રક્ષણનો ઉપાય નથી, હા દૈવ!

---

૧ ધુતારી સ્ત્રી.

શાર્દૂલ.

માતા સાંભળતાંજ મૃત્યુ મુજનું શોકે જશે હા ! મરી,
થાશે તેજ દશા પિતા ગુરૂતણી, તે સૌ સહુ કે કરી;
તારી ઉત્તમ ! શી થશે પણ દશા એવું થતાં અંતરે,
હા ! મારૂં મન શોકસાગરમહીં મોહે મુંઝાઇ મરે.

(આંસુ પાડતાં, ક્ષણવાર વિચારીને) હું ક્ષત્રિય થઇને આવો કાયર કાં થાઉં ! મ્હને ભૂતો શું કરવાનાં છે ? મ્હારૂં રક્ષણ કરનાર પરમ કૃપાળુ પરમેશ્વર છે. (ફરી ધૈર્ય સાથે) અથવા આવી બાબતમાં પરમેશ્વરને પણ શ્રમ આપવો યોગ્ય નથી. (પ્રકાશમાં.)

ગીતિ.

પિતુનાં પૂજ્યપદોમાં, ભક્તિ અરે ! જો હશે ખરી મ્હારી;
તો આ ભૂત બધાંની, લય પામીને થશેજ ખુવારી.

(એમ કહી તેનાપર કમંડળમાંથી જળ છાંટે છે.)

**ભૂત, પ્રેત ને પિશાચો** — હાય ! મુઆં રે મુઆં. (એમ બોલતાં પૃથ્વીમાં શમી જાય છે.)

**અભ્ય**—(મનમાં) અહો ! આ બાળકનો પ્રભાવ તો અદ્‌ભુત છે. (પ્રકાશમાં) રે ડાકિણીઓ ! રે શાકિણીઓ ! જલ્દી અહીં આવો ને તમારાં ત્રિશૂલોએ આ દુષ્ટને દળી નાંખો. (એમ કહી પોતાની મંત્રેલી લાકડી પછાડે છે તેટલામાં મારો મારો, શબ્દો બોલતી ડાકિણીઓ ને શાકિણીઓ આવે છે.)

**ડાકિણીઓ શાકિણીઓ** — રે બાળબુદ્ધિવાળા બાળક ! ઉઠ, ઉઠ, અભ્યસૂયાનું કહ્યું માન, નહિ તો આ ત્રિશૂલથી તને છેદીને ભેદી નાંખશું.

(એમ બોલતી બધી ધ્રુવ સામે ધસે છે.)

**ધ્રુવ**—(કાંઇ પણ ભય વિના જોઇને તથા અંજલિમાં જળ લઇને.)

ગીતિ.

નિજ પતિમાં પ્રભુ ભક્તિ, જો મુજ માતા સુનીતિની હોયે;
તો ડાકિણી શાકિણી સૌ, લય પામીને શમી જશે જોયે.

(એમ કહી અંજલિ છાંટે છે.)

**ડાકિણીઓ શાકિણીઓ** — હાય ! મુઆં રે મુઆં, અમારાં સર્વ અંગ બળી જાય છે. (ચીસો નાંખતી પૃથ્વીમાં પેસી જાય છે.)

**અભ્ય**—( મનમાં ) અરે ! હાકિણીઓ ને શાકિણીઓ પણ શમી ગઈ! ભલે, પરંતુ યક્ષિણીઓ તો આને જરૂર ખાઇજ જશે. ( પ્રકાશમાં ) રે ભક્તના શત્રુપક્ષને ભક્ષનારી યક્ષિણીઓ ! આ બાળકનું જલ્દી ભક્ષણ કરો. ( એમ બોલી લાકડી પૃથ્વીપર પછાડે છે તેટલામાં હાથમાં ખોપરીનાં ખપ્પરો ધારણ કરેલી ને બાળકોનાં અંગોને કરડતી કેટલીક યક્ષિણીઓ પ્રવેશ કરે છે. )

**યક્ષિણીઓ**—અરે દુષ્ટ ! તપ છોડી દે ને અભ્યસૂયાનો ઉપદેશ માન, નહિતર અમે જેમ આ બાળકોનું ભક્ષણ કરીએ છિએ તેમ તારૂં પણ ભક્ષણ કરી જશું.

**ધ્રુવ**—( ધીરજ સાથે જોઇને. )

ગીતિ.

પ્રાણથી પણ અતિશય જો, બાંધવ ઉત્તમ મ્હને હશે પ્યારો;
તો પાતાળે પહોંચો, યક્ષિણીઓ સૌ, એ નિશ્ચય મ્હારો.

( એમ કહી અંજલિ છાંટે છે. )

**યક્ષિણીઓ**—અરે ! બળ્યાં રે બળ્યાં, ( એમ ચીસો પાડતી લય થઇ જાય છે. )

**રાજા**—યક્ષિણીઓ લય પામી, તેથી મ્હારું મન બહુ પ્રસન્ન થયું. ભગવન્ કપિંજલ ! આપે ધ્રુવનું વૃત્તાન્ત દેખાડતાં સાથે સાથે તેનું અંતઃકરણ પણ દેખાડીને અતિ આભાર કર્યો છે.

**કપિંજલ**—રાજન્ ! એ વિષયમાં તો આપે મ્હારા પૂજ્ય ગુરુ શ્રીનોજ આભાર માનવો યોગ્ય છે.

**અભ્યસૂયા**—( મનમાં ) હા ! મ્હારા બધા મંત્રો નિષ્ફળ થયા. હશે, પણ ફિકર નહિ. હવે વળી બીજીજ યુક્તિ કરીશ. ( એમ કહી રથમાંથી પોતાની મોરની પીંછી લાવી, ચારેકોર ફેરવે છે અને કાંઇ બોલે છે. )

**રાજા**—અરે ! આ શંખણી ઇંદ્રજાળમાં પણ પ્રવીણ જણાય છે ને શું ?

( પડદામાં )

ધ્રુવ ! વત્સ ધ્રુવ ! તું કયાં છે ? મ્હને દર્શન દે.

**ધ્રુવ**—( આશ્ચર્યથી ) અહો ! ઘણે કાળે આજે માતુઃશ્રી સુનીતિના જેવો સ્વર સંભળાય છે, રખેને મામાને ઘેર ન ગમવાથી શોકાતુર થઇ મ્હને શોધતાં શોધતાં અહીં આવ્યાં હોય ! સાંભળું જોઇએ એ શું બોલે છે ?

(ફરી પડદામાં)

ધ્રુવ! વત્સ ધ્રુવ! તું ક્યાં છે? મ્હને દર્શન દે.

**ધ્રુવ**—(ઉભો થઇને) આ રહ્યો, માજી! આ રહ્યો! કદંબ નીચેની પ-ર્ણકુટીમાં છું. પધારો, પધારો.

(એટલામાં અભ્યસૂયાએ કપટે રચેલી માયાસુનીતિ પ્રવેશ કરે છે.)

**માયાસુનીતિ**—(ગદ્ગદ્ કંઠે) પુત્ર! બહુ દિવસે દીઠો. તારૂં મુખચંદ્ર ન નિહાળવાથી હું અંધજ બની ગઇ હતી. બેટા! સુરુચિનાં ઝેરી વચનબાણો જેમ તારા હૈયામાં સાલે છે તેમ મારા હૈયાને પણ હણી નાંખે છે.

**ધ્રુવ**—માતુઃશ્રી! શોકનું શમન કરો ને શાંત થાઓ. (એમ બોલી કમંડલુ લઇ માતુશ્રીનાં ચરણોનું પ્રક્ષાલન કરવા જાય છે.)

**માયાસુનીતિ**—(મનમાં) એના કરથી જળનો સ્પર્શ થતાંજ મારો નાશ થશે. માટે કાંઈક યુક્તિથી એને પદપ્રક્ષાલન કરતો અટકાવું. (પ્રકાશમાં) વ્હાલા વત્સ! એવો શ્રમ લેવો રહેવા દે.

**ધ્રુવ**—માતુઃશ્રી! એમાં શ્રમ શું? એ તો આપણે કુળાચાર છે.

**માયાસુનીતિ**—કુળાચાર છે એ વાત સાચી, પણ તું નાહેલો છે, અને હું વગર નાહેલી છું. એટલે ત્હારે મને અડવું તે ઉચિત નથી. જરા વિસામો લઇ જયારે હું સ્નાન કરું ત્યારે જેમ ઠીક લાગે તેમ કરજે.

**ધ્રુવ**—જેવી માતુઃશ્રીની મરજી (કમંડલુ નીચું મૂકી હાથ જોડી ઉભો રહે છે.)

**માયાસુનીતિ**—પુત્ર! તારૂં મુખચંદ્ર નિહાળવાને લોભે હું અબળા છતાં કેટલી કેટલી નદીઓ, કેટલા કેટલા ડુંગરો ને કેટલાં કેટલાં નગરો ભ-ટકી? હા! જો તો ખરો; રોજ ભટકવાને શ્રમે મારા પગ કેવા રાતાચોળ થઇ ગયા છે? બેટા! ત્હારા વિયોગમાં મેં અનેક આપત્તિઓ અનુભવી છે, તેમજ મને તારા વિના ઘરમાં એક ઘડી પણ ધીરજ રહેતી નથી એટલે અહીં આવી છું, હવે મ્હારાપર દયા કર.

**ધ્રુવ**—માતુઃશ્રી! ધીરજ ધરો, ધીરજ ધરો. ખેદ કરોમાં. લક્ષ્મિના પ્રાણ અને આનંદની ખાણ રૂપ, પ્રણતવત્સલ પ્રભુને પ્રસન્ન કરીને તુરતજ હું ઘેર આવીશ.

**માયાસુનીતિ**—વત્સ! હવેથી ત્હારે તપ નથી કરવું.

દ્રુતવિલંબિત છંદ.

કમળના સમ કોમળ તાહરૂં તન, અને તપ ક્યાં અતિ આકરૂં?
દુખભરેલ દુરાગ્રહ ના ધરો, તપ તજી સુત! ઘેર હવે ફરો.

**ધ્રુવ**– માતુઃશ્રી! એ મ્હારો દુરાગ્રહ નથી, પણ શુભ આગ્રહ છે આપશ્રીએ જે ઉપદેશ કર્યો છે, તેજ હું કરું છું.

**માયાસુનીતિ**–પુત્ર! તો તે સમયે તપ કરવાનું પણ મ્હેંજ કહ્યું હતું અને આ સમયે તપ છોડવાનું પણ હુંજ કહું છું.

**ધ્રુવ**—મ્હારાથી તે છોડી શકાશે નહિ.

**માયાસુનીતિ**—જો તું તપ નહિ છોડે તો હું મારો પ્રાણ છોડીશ.

**ધ્રુવ**—માતુઃશ્રી! અત્યારે આપ આ શું કહો છો? આપજ મને પહેલાં ઉપદેશ આપતાં હતાં કે "પુત્ર! સકલ પૃથ્વીનું ચક્રવર્તી રાજ્ય કે સ્વર્ગનું રાજ્ય, પરિપૂર્ણ લક્ષ્મી કે પરિપૂર્ણ સુખ, એ સઘળાં તપરૂપી કલ્પતરૂનાં ફળો છે" અને એથી મ્હેં તપ કરવાની પ્રતિજ્ઞા કરી હવે પાછાં આપજ તપ ન કરવું એમ કહો છો એ શું યોગ્ય છે?

**માયાસુનીતિ**—પુત્ર! તેનું કારણ કહું તે સાંભળ. તું બાળક છતાં માતાનો ત્યાગ કરી આ ઘોર નિર્જન વનમાં આવ્યો છે ને પોતાના પિંડની પણ પરવા રાખ્યાવિના પૂરા પ્રેમે દુષ્કર તપ તપે છે, તેમ છતાં જેને તારાપર દયાનો છાંટો પણ આવતો નથી તે નિર્દય ઇશ્વરનું તપ કરવાથી ફળ શું? માટે તપનો ત્યાગ કર એ મારૂં છેલ્લું વચન છે. (આંખમાંથી આંસુ પાડે છે.)

**ધ્રુવ**—(મનમાં) આ મ્હારાં માતા સુનીતિ નહિજ. રે! ગમે તે થાય તોપણ કદાપિ તેઓ દયાળુશિરોમણિ પરમેશ્વર ઉપર નિર્દયપણાનો આરોપ મૂકેજ નહિ. (વિચાર કરીને) અથવા દુઃખદશાને આધીન થવાથી કદાપિ તે આમ બોલે તો તેમાં તેમનો અપરાધ પણ નથી. (પ્રકાશમાં) માતુઃશ્રી! મ્હારી બાળબુદ્ધિને ક્ષમા કરજો. દુઃખદશામાં બોલાએલાં આપનાં આ વચનો હું સાંભળી કે માની શકતો નથી. પ્રથમ કહેલાં વચનોજ મ્હારે માન્ય છે. મ્હારું પણ છેલ્લું વચન સાંભળો.

શિખરિણી.

ભલે માતા ! સિંહો, સકલ સૂવરો કે કરિવરો,
વનોની વસ્તી સૌ મુજ અવયવો ભક્ષણ કરો;
તપે પ્રાણે ત્યાગો તન, પણ પ્રભુના વરવિના,
કદાપિ આ તારો તનય તજશે તીવ્ર તપ ના.

માટે હવે પછી એ વિષે માતુઃશ્રીએ મ્હને કાંઇ પણ ન કહેવું એ મ્હારી પ્રણામપૂર્વક પ્રાર્થના છે. ( એમ કહી પર્ણકુટીમાં બેસી ભગવાનનું ધ્યાન કરે છે. )

**માયાસુનીતિ**—હા ! પુત્ર ! આમ એકદમ તું મારા ઉપર શાસારૂ નિર્દય બને છે ! અરેરે ! ક્યાં ગઇ ત્હારી માતૃભક્તિ ! ક્યાં ગઇ ત્હારી માતૃપ્રીતિ ને ક્યાં ગયું ત્હારું આજ્ઞાધીનપણું ? હા ! હું અત્યારે અતિ દીનતાવાળી, વિવિધ વિપત્તિવાળી ને સુખરહિત છું. અરેરે ! તને તારી જનેતાને જોઇને જરાએ દયા નથી ઉપજતી ? ભાઇ ! ભાઇ ! આ સંસારમાં મારા દુઃખમાં દુઃખી થનાર ત્હારા વિના બીજું કોણ છે ? જો આવી રીતે મ્હને ન ગણીને તું તપજ કરીશ તો પતિએ પરિત્યાગ કરેલી, મંદભાગ્યવાળી અને ત્હારાજ આધારવાળી મારી શી ગતિ ! અને ક્યાં સ્થિતિ ! હા હવે હું શું કરું ? ક્યાં જાઉં ? અશરણ છું, મરણ એજ મ્હારું શરણ છે ! ( વિવિધ વિલાપ કરતી આંસુ પાડતી મૂર્છા ખાઇ પડે છે. )

**અભ્યસૂયા**—ભૂતપ્રેતાદિએ, ડાકિણી શાકિણીઓએ, અને યક્ષિણીઓએ તો કાંઇજ ન કર્યું, તોપણ માયાસુનીતિ તો અવશ્ય એને તપભ્રષ્ટ કરશે, એમ મને આશા હતી તે પણ નિષ્ફળ ગઇ ! સુનીતિનાં હૃદયભેદે એવાં કરુણાજનક વચનથી પણ એને કાંઇ અસર ન થઇ, તો હવે શું કરવું ? ( ઘડીક વિચાર કરીને ) હાં, આ વખતે એ સમાધિમાં છે, સૂકા લાકડા પેઠે સ્થિર બેઠો છે, તો ત્યાંજ તેનું માથું ઉડાડી મૂકું ( ઉઘાડી તરવાર લઇ ધ્રુવ તરફ જાય છે. )

**રાજા**—પાપિણી ! પાપિણી ! બસકર, પ્રથમ તારૂંજ માથું કાપવા આ તરવાર તૈયાર છે. ( તરવાર કાઢવા જાય છે. )

**વિવેકનિધિ**—દેવ ! દેવ ! આ ઇંદ્રજાળ છે.

**માયાસુનીતિ**—વત્સ ! હવેથી ત્હારે તપ નથી કરવું.

### દ્રુતવિલંબિત છંદ.

કમળના સમ કોમળ તાહરૂં તન, અને તપ કયાં અતિ આકરૂં ?
દુખભરેલ દુરાગ્રહ ના ધરો, તપ તજી સુત ! ઘેર હવે ફરો.

**ધ્રુવ**— માતુઃશ્રી ! એ મ્હારો દુરાગ્રહ નથી, પણ શુભ આગ્રહ છે આપશ્રીએ જે ઉપદેશ કર્યો છે, તેજ હું કરું છું.

**માયાસુનીતિ**—પુત્ર ! તો તે સમયે તપ કરવાનું પણ મ્હેંજ કહ્યું હતું અને આ સમયે તપ છોડવાનું પણ હુંજ કહું છું.

**ધ્રુવ**—મ્હારાથી તે છોડી શકાશે નહિ.

**માયાસુનીતિ**—જો તું તપ નહિ છોડે તો હું મારો પ્રાણ છોડીશ.

**ધ્રુવ**—માતુઃશ્રી ! અત્યારે આપ આ શું કહો છો ? આપજ મને પહેલાં ઉપદેશ આપતાં હતાં કે " પુત્ર ! સકલ પૃથ્વીનું ચક્રવર્તી રાજ્ય કે સ્વર્ગનું રાજ્ય, પરિપૂર્ણ લક્ષ્મી કે પરિપૂર્ણ સુખ, એ સઘળાં તપરૂપી કલ્પતરૂનાં ફળો છે " અને એથી મ્હેં તપ કરવાની પ્રતિજ્ઞા કરી. હવે પાછાં આપજ તપ ન કરવું એમ કહો છો એ શું યોગ્ય છે ?

**માયાસુનીતિ**—પુત્ર ! તેનું કારણ કહું તે સાંભળ. તું બાળક છતાં માતાનો ત્યાગ કરી આ ઘોર નિર્જન વનમાં આવ્યો છે ને પોતાના પિંડની પણ પરવા રાખ્યાવિના પૂરા પ્રેમે દુષ્કર તપ તપે છે, તેમ છતાં જેને તારાપર દયાનો છાંટો પણ આવતો નથી તે નિર્દય ઇશ્વરનું તપ કરવાથી ફળ શું ? માટે તપનો ત્યાગ કર એ મારૂં છેલ્લું વચન છે. ( આંખમાંથી આંસુ પાડે છે. )

**ધ્રુવ**—( મનમાં ) આ મ્હારાં માતા સુનીતિ નહિજ. રે ! ગમે તે થાય તોપણ કદાપિ તેઓ દયાળુશિરોમણિ પરમેશ્વર ઉપર નિર્દયપણાનો આરોપ મૂકેજ નહિ. ( વિચાર કરીને ) અથવા દુઃખદશાને આધીન થવાથી કદાપિ તે આમ બોલે તો તેમાં તેમનો અપરાધ પણ નથી. ( પ્રકાશમાં ) માતુઃશ્રી ! મ્હારી બાળબુદ્ધિને ક્ષમા કરજો. દુઃખદશામાં બોલાએલાં આપનાં આ વચનો હું સાંભળી કે માની શકતો નથી. પ્રથમ કહેલાં વચનોજ મ્હારે માન્ય છે. મ્હારું પણ છેલ્લું વચન સાંભળો.

## શિખરિણી.

ભલે માતા! સિંહો, સકલ સૂવરો કે કરિવરો,
વનોની વસ્તી સૌ મુજ અવયવો ભક્ષણ કરો;
તપે પ્રાણે ત્યાગો તન, પણ પ્રભુના વરવિના,
કદાપિ આ તારો તનય તજશે તીવ્ર તપ ના.

માટે હવે પછી એ વિષે માતુઃશ્રીએ મ્હને કાંઇ પણ ન કહેવું એ મ્હારી પ્રણામપૂર્વક પ્રાર્થના છે. ( એમ કહી પર્ણકુટીમાં બેસી ભગવાનનું ધ્યાન કરે છે. )

**માયાસુનીતિ**—હા! પુત્ર! આમ એકદમ તું મારા ઉપર શાસારૂ નિર્દય બને છે! અરેરે! કયાં ગઇ ત્હારી માતૃભક્તિ! કયાં ગઇ ત્હારી માતૃપ્રીતિ ને કયાં ગયું ત્હારું આજ્ઞાધીનપણું? હા! હું અત્યારે અતિ દીનતાવાળી, વિવિધ વિપત્તિવાળી ને સુખરહિત છું. અરેરે! તને તારી જનેતાને જોઇને જરાએ દયા નથી ઉપજતી? ભાઇ! ભાઇ! આ સંસારમાં મારા દુઃખમાં દુઃખી થનાર ત્હારા વિના બીજું કોણ છે? જો આવી રીતે મ્હને ન ગણીને તું તપજ કરીશ તો પતિએ પરિત્યાગ કરેલી, મંદભાગ્યવાળી અને ત્હારાજ આધારવાળી મારી શી ગતિ! અને કયાં સ્થિતિ! હા હવે હું શું કરું? કયાં જાઉં? અશરણ છું, મરણ એજ મ્હારું શરણ છે! ( વિવિધ વિલાપ કરતી આંસુ પાડતી મૂર્છા ખાઇ પડે છે. )

**અભ્યસૂયા**—ભૂતપ્રેતાદિએ, ડાકિણી શાકિણીઓએ, અને યક્ષિણીઓએ તો કાંઇજ ન કર્યું, તોપણ માયાસુનીતિ તો અવશ્ય એને તપભ્રષ્ટ કરશે, એમ મને આશા હતી તે પણ નિષ્ફળ ગઇ! સુનીતિનાં હૃદયભેદે એવાં કરુણાજનક વચનથી પણ એને કાંઇ અસર ન થઇ, તો હવે શું કરવું? ( ઘડીક વિચાર કરીને ) હાં, આ વખતે એ સમાધિમાં છે, સૂકા લાકડા પેઠે સ્થિર બેઠો છે, તો ત્યાંજ તેનું માથું ઉડાડી મૂકું ( ઉઘાડી તરવાર લઇ ધ્રુવ તરફ જાય છે.)

**રાજા**—પાપિણી! પાપિણી! બસકર, પ્રથમ તારૂંજ માથું કાપવા આ તરવાર તૈયાર છે. ( તરવાર કાઢવા જાય છે. )

**વિવેકનિધિ**—દેવ! દેવ! આ ઇંદ્રજાળ છે.

રાજા—હા ! એ હું ભૂલીજ ગયો. અરે ! એવો ઉત્તમ દિવસ ક્યારે આવશે કે આ અભ્યસૂયાને હું હતી ન હતી કરીશ.

સુનીતિ— માલિની.

મુનિવર ! બસ રાખો, બંધ આ ઈંદ્રજાળ,
નહિ નહિ નહિ જોઇ, હું શકું આ કરાળ;
ઉભય નયન મ્હારાં, અંધકારે છવાય,
મન વિકળ બનીને, જીવ મોહે મુંઝાય.

હા ! દીનબંધો ! કૃપાસિંધો ! રક્ષણ કરો, રક્ષણ કરો, અત્યારે કુમારનું આપજ શરણ છો. (મૂર્છા ખાઇ પડી જાય છે.)

સુશીલા—દેવિ ! શાંત થાઓ, શાંત થાઓ. (શીતોપચારે શાંત કરે છે.)

સુનીતિ—(જાગ્રત થઇને) સુશીલા ! હવે હું સ્વસ્થ છું, શ્રમ લેવો રહેવા દે.

અભ્યસૂયા—દુષ્ટ ! હવે તું જીવવાનો નથી. (મારવા માટે તરવાર ઉગામે છે.)

(તેટલામાં આકાશમાં)

માલિની.

વિરમ વિરમ વ્હાલા ! તીવ્ર ત્હારે તપેથી,
નિકટ વરદ આવ્યો, ભાગ્ય ચાલ્યું સુખેથી;
ધ્રુવ ! તુજ તપ દેખી, સ્નેહ ઘેલો બનેલો,
તુજ અધીન થએલો, ઇષ્ટ આ જો ઉભેલો.

અભ્યસૂયા—(ભય ને શંકા સાથે ચોતરફ આકુળવ્યાકુળ જોતી) અરે ! આ શું ? નિર્જન વનમાં આ કોનો અવાજ ? (કાન દઇને) હાં સમજાયું. તપેથી પ્રસન્ન થએલો તેનો ઇષ્ટદેવ વરદાન દેવા આવેલ જણાય છે, તો ચાલ ઝટ નાશી જાઉં, બચવાનો બીજો હવે કશો ઇલાજ નથી. (રથમાં બેસી નીકળી જાય છે.)

**રાજા**—આ પાપિણીના જવાથી મ્હારું મન બહુ રાજી થયું.

( એટલામાં આકાશમાંથી, પીતાંબર પહેરેલા, મોરપીંછના મુકુટવાળા, મણિમય કુંડળવાળા, કૌસ્તુભમણિ સહિત વનમાળાવાળા તથા મનહર લાવણ્યવાળા વાસુદેવ ઉતરે છે. સર્વે પ્રણામ કરે છે. )

**શ્રીવાસુદેવ**—( ધ્રુવને. ) માલિની.

વિરમ વિરમ વ્હાલા ! તીવ્ર ત્હારે તપેથી,
નિકટ વરદ આવ્યો, માગ્ય ચાહ્યું મુખેથી;
ધ્રુવ ! તુજ તપ પેખી, સ્નેહઘેલો બનેલો,
તુજ અધીન થએલો, ઇષ્ટ આ જો ઉભેલો.

( ધ્રુવ સમાધિમાં લીન હોવાથી, શ્રીવાસુદેવ, તેના હૃદયકમળમાંથી પોતાનું સ્વરૂપ ખેંચી લે છે. )

**ધ્રુવ**—( એકદમ ખેદ પામીને. )

દ્રુતવિલંબિત.

પ્રભુ ! કયો અપરાધ થયો જરી ?
હૃદયમંદિર કેમ તજ્યું હરિ ?
નહિ થશે તમ દર્શન જો ફરી,
જરૂર આ તમ દાસ જશે મરી.

( આંસુથી છલકાતાં લોચનો જરા ઉઘાડતાં સન્મુખમાંજ વાસુદેવને જોઇ આનંદ અને આશ્ચર્ય સાથે ઉભા થઇ હાથ જોડીને. )

ગીતિ.

ધન્ય ધન્ય હું આજે, ધન્ય માત ને ધન્ય તાત મ્હારા !
ધન્ય સકળ પૂર્વજ મુજ, દીઠા પ્રત્યક્ષ શ્રીપ્રભુ પ્યારા.
( દંડવત્પ્રણામ કરે છે. )

**શ્રીવાસુદેવ**—( ધ્રુવને ઉઠાડી ગાઢ આલિંગન કરીને ) પુત્ર ! બોલ, ત્હારું હું શું પ્રિય કરું ?

**ધ્રુવ**—ભક્તવત્સલ ભગવન્ ! આપ અંતર્યામી છો. તેથી આપથી શું અજાણ્યું છે ? તોપણ વિનતિ કરું છું કે પ્રથમ તો આપશ્રી દયા લાવી મ્હારાં દયાળુ માતુઃશ્રીને દર્શન ઘો.

**શ્રીવાસુદેવ**—વત્સ ! ત્હારી માતા ક્યાં છે ? બોલાવ તેને હું દર્શન દઉં.

**ધ્રુવ**—( ચોતરફ જોઇને ) માયાળુ માતુઃશ્રી ! માતુઃશ્રી ! ક્યાં છો ? આવો, આવો, કરુણાળુ પ્રભુ કમળાકાન્તનાં દર્શન કરી, નયનોને કૃતાર્થ કરો, જીવનને સફળ કરો. ( ચારેકોર ફરે છે પરંતુ ક્યાંઇ પણ પોતાની માતાને નહિ દેખવાથી પાછા પ્રભુ પાસે આવીને ) ભગવન્ ! મ્હારા દુઃખને લીધે દુઃખી થએલાં તે ક્યાંઇ જતાં રહ્યાં હોય એમ મને લાગે છે. હા ! તેમનું દર્શન ન થવાથી મ્હારું હૃદય કંપે છે. ( આંસુ પાડે છે. )

**શ્રીવાસુદેવ**—માતૃભક્ત પુત્ર ! ચિંતા કરમાં. તેં જેને અહીં જોઇ તે ત્હારી મા સુનીતિ નહોતી, પણ સુરુચિએ મોકલેલી જે અભ્યસૂયા તેણે કલ્પેલી એ માયાની સુનીતિ હતી. અને મ્હારા આવવાથી તે જતી રહી. મ્હારી પાસે તે કેમ રહી શકે ? અસ્તુ, ત્હારી પ્રીતિથી પરવશ થએલો હું ત્હારાં માતુઃશ્રીને અવશ્ય દર્શન આપીશ, તોપણ ત્હારે બીજું જે વરદાન માગવું હોય તે માગી લે.

**ધ્રુવ**—પ્રણતપાલ ભગવન્ ! આપના પદ વિના હું કાંઇ પણ ઇચ્છતો નથી.

**શ્રીવાસુદેવ**—વત્સ ! છત્રીશ હજાર વર્ષ સુધી વડીલોએ મેળવેલું રાજ્ય ભોગવી, મૃત્યુના માથા ઉપર પણ પગ દઇ, ત્હારા પૂર્વજોએ પણ પ્રાપ્ત ન કરેલું એવું મારું પદ તું પ્રાપ્ત કરીશ.

**ધ્રુવ**—દીનબંધો દયાસિંધો ! મ્હારાં માતાવિના મને વિષ્ણુપદ પણ સુખદાયક નહિ થાય.

**શ્રીવાસુદેવ**—માતૃભક્ત ધુરંધર કુમાર ! ત્હારી માતા પણ ત્યાં ત્હારી સાથેજ આવશે.

**સુનીતિ**—( મનમાં ) મ્હારો પુત્ર હોવા છતાં પણ કુમાર કેમ માત્ર પોતાનો સ્વાર્થજ માગે છે ?

**ધ્રુવ**—( મનમાં ) માતુઃશ્રીના સ્નેહમાં પરવશ થવાથી હું વરદાન માગતાં ભૂલી ગયો. ( એમ વિચારી શરમથી નિચું મુખ કરી ઉભો રહે છે. )

**શ્રીવાસુદેવ**—પુત્ર ! શું વિચાર કરે છે ? જે કાંઇ માગવું બાકી રહ્યું હોય તે પણ નિઃશંકપણે માગી લે.

ધ્રુવ—ભગવન્ !

શિખરિણી.

સુનીતિ માતાની, ત્યમ વળી સુમાતા સુરુચિની,
પિતાની, ભ્રાતાની, પરમપ્રિય ચારે સ્વજનની;
સહુની સંગાથે, પરમપદવી પ્રાપ્ત કરવી,
ઉરે ઇચ્છા એવી, પરિપૂરણ હે નાથ ! કરવી.

(પ્રણામ કરે છે.)

**સુનીતિ**—(મનમાં) હવે સુનીતિના સુતને યોગ્ય કર્યું.

**રાજા**—પુત્ર ! ધન્ય છે તને કે અપકાર કરનાર ઉપર પણ તું ઉપકાર કરે છે.

**સુરુચિ**—(મનમાં) અહો ! કુમારના હૃદયની મ્હોટાઇ તો કોઇ અનિર્વચનીય છે.

**શ્રીવાસુદેવ**—વત્સ ધ્રુવ ! એ પદ જો કે બીજાને મળવું મુશ્કેલ છે તોપણ હું ત્હારી ભક્તિથી પરાધીન છું તેથી તને ન આપી શકાય એવું કશુંજ નથી.

ગીતિ.

તાત, ભ્રાત ને બન્ને માતા સંગે અપાર આનંદે;
સુરદુર્લભપદ પામી, વાસ થશે તુજ સદા ચિદાનંદે.

**ધ્રુવ**—(હર્ષાશ્રુ સહિત દંડવત્પ્રણામ કરતાં) દાસના ઉપર અપાર અનુગ્રહ થયો.

**શ્રીવાસુદેવ**—વત્સ ! હવે તું ત્હારા પિતાની રાજધાની પ્રતિ સિધાવ. મ્હારો ગરુડ ત્હારું વાહન બની તને ત્યાં પહોંચાડશે. (એમ કહી અંતર્હિત થાય છે.)

**ધ્રુવ**—અહો ! શ્રી વાસુદેવ તો એકદમ અંતર્હિત થયા. ચાલ, હવે હું તેમની આજ્ઞા પ્રમાણે કરૂં. પરંતુ હા ! પરિચિત થએલાંથી જૂદા પડતાં દુઃખ થાય છે. (અશ્રુસહિત) માતુઃશ્રી યમુનાં ! ભ્રાતા મધુવન ! અને પરમપૂજ્ય તપસ્વીજનો ! આપને સહુને આ ધ્રુવ પ્રણામ કરે છે. પુણ્યચરિત્રો ! ધ્રુવના છેલ્લા પ્રણામનો સ્વીકાર કરજો, આ બાળક આપનો આભાર કદિ પણ ભૂલી શકશે નહિ. હા ! આપનું પવિત્રદર્શન મ્હને ફરી ક્યારે થશે ?

ગીતિ.

મંગળમય હે મથુરાં! ફળફૂલ દાતા તરૂવરો! તમને,
છેલ્લું નમન કરું છું, વ્હાલાં બંધુ! ક્ષમા કરો મુજને.

( પ્રણામ કરી નીકળી જાય છે. )

રાજા—નેત્રને આનંદ આપનાર કુમાર અદૃશ્ય થયો.

સુનીતિ—આર્યપુત્ર! કેવળ કુમારજ અદૃશ્ય થયો એમ નથી પણ અગણ્ય પુણ્યે દર્શન માટે પ્રાપ્ત થયેલી, અને શ્રીયમુનાના તરંગોથી સુશોભિત બનેલી મથુરાપુરિની સીમા પણ અદૃશ્ય થઈ.

રાજા—અહો! આ તો બર્હિષ્મતીની સીમા!

( એટલામાં ધ્રુવ ફરીથી પ્રવેશ કરે છે. )

ધ્રુવ—( ચારે તરફ જોઇને ) આ તો એજ બર્હિષ્મતી, આ એજ સુંદર સરિતા ને આ એજ તરુવરો કે જેમની રજા લઇને હું તપ કરવા ગયો હતો. એ સહુને હું પ્રણામ કરૂં છું એમના પ્રસાદથી મને તરતજ તપની સિદ્ધિ થઇ છે. ( પ્રણામ કરી, ફરીથી ચારે તરફ જોઇને ) આ એજ પવિત્ર સુંદર સરોવર કે જ્યાં જગદ્ગુરુ ભગવાન નારદનો મ્હને સમાગમ થયો હતો. અહો! ગુરુની કેવી કૃપાળુતા કે જેના વડે મ્હારા ઉપર તુરત કમળાકાન્તની કૃપા થઇ. અહો! એવા સદ્ગુરુનો ઉપકાર જીવનપર્યંત કેમ ભૂલી શકાય? ( ક્ષણમાત્ર વિચારીને. )

પૃથ્વી.

અસંખ્ય વરસો અરે, તપ કરી ઘણાએ મરે,
ન તોય પ્રભુની કદી લગીર ઝાંખી કોએ કરે;
મ્હને સુરૂચિ માતુએ અતુલ ભાગ્યશાળી કર્યો,
પ્રભુ તુરત મેળવ્યા, ગુણ ન જાય તે વિસર્યો.

અભ્યસૂયા કહેતી હતી કે મ્હારા વિયોગથી દુઃખી થઈ બંધુ ઉત્તમ પોતાને મોસાળ ગયા છે, મ્હને પણ ઉત્તમ વિના બર્હિષ્મતીમાં સુખ મળવાનું નથી, તો જ્યાં સુધી ઉત્તમ આવે ત્યાં સુધી અહીંજ આ સરોવરને તીરે આંબાના વૃક્ષ નીચે નિવાસ કરવો તે સુખકર છે. ( જાય છે. )

गर्भांक समाप्त.

**કપિંજલ**—( ઉઠી ચારેકોર મોરની પીંછી ફેરવીને ) રાજન્ ! વત્સ ધ્રુવનું છ માસનું **સર્વ વૃત્તાન્ત** મ્હેં વિદ્યાપ્રભાવે આપને પ્રદર્શિત કર્યું છે.

**રાજા**—ભગવન્ ! આપે મહાન અનુગ્રહ કર્યો. એથી ખબર ન પડે તેમ રાત્રિ વ્યતીત થઇને પ્રાતઃકાળ થયો. પણ ઇંદ્રજાળમાં મ્હેં જેમ કુમારને જોયો તેમ તેને ખરેખરો કયારે નિહાળી શકીશ ?

( એટલામાં એક પ્રજાજન પ્રવેશ કરીને. )

**પ્રજાજન**—મહારાજાનો જય હો. પૃથ્વીપતિ ! વધામણી છે, આપનાં પુણ્યતરુઓ ફળી ચુકયાં છે.

**રાજા**—ભદ્રમુખ ! શી વધામણી છે ?

**પ્રજાજન**—કુમારશ્રી ધ્રુવના પધારવાની.

**રાજા**—હેં કયાં છે કયાં છે ? કયાં જોયા ? કોણે જોયા ?

**પ્રજાજન**—મહારાજ ! મ્હેંજ તેમને સરોવરને તીરે આંબાતળે નિહાળ્યા

**રાજા**—( લાંબો નીસાસો નાંખી આંખમાં અશ્રુ લાવીને ) ભાઇ ! મ્હારા જેવા દુઃખી માણસની મશ્કરી શાસારૂ કરે છે ? રે ! મ્હારું એવું સદ્ભાગ્ય કયાંથીજ હોય ?

**કપિંજલ**—મહારાજ ! એ મશ્કરી નથી પણ સત્યજ કહે છે, શ્રી સદ્ગુરુકૃપાએ મ્હારું ઇંદ્રજાળ સત્ય વસ્તુજ દેખાડે છે એમ માનવું.

**રાજા**—( આશ્ચર્ય સાથે ) જયારે એમ છે ત્યારે તો હું કૃતાર્થ થયો. (એમ કહી પ્રજાજનને વધામણી નિમિત્ત અમૂલ્ય મોતીનો હાર આપતાં ) વિવેકનિધિ !

**શાર્દૂલવિક્રીડિત.**

છંટાવો સહુ રાજમાર્ગ જલદી સારાં સુગંધી જળે,
બંધાવો ધ્વજ તોરણો, વળી કરો તૈયાર માતંગને;
ઘોડા, પાલખી ને રથો સજ કરો, ચાલો સહુએ મળી,
આવે ધન્ય કુમાર આજ પ્રભુની પૂરી પ્રીતિ મેળવી.

**વિવેકનિધિ**—જેવી આપની આજ્ઞા. ( જાય છે. )

**કપિંજલ**—( ઉઠીને ) રાજન્ ! મ્હારા ગુરૂશ્રીની આજ્ઞા પ્રમાણે મ્હારૂં કર્તવ્ય પુર્ણ થયું છે. હવે હું તેમની સેવામાં જાઉં છું. ( જાય છે. )

( સર્વ ઉભાં થઇ પ્રણામ કરતાં આકાશ તરફ જોઇ રહે છે. )

**રાજા**—( થોડીવારે ) પ્રિયે સુનીતિ ! પ્રિયે સુરુચિ ! રાણી સુશીલા સુચરિત્રા ને અનસૂયા ! ચાલો આપણે સૌ ધ્રુવની સામાં જઇએ. તમે સૌ તૈયાર થઇ આવો. હું પણ મ્હારું પ્રાતઃકાળનું કર્તવ્ય કરી લઉં છું.

**સુનીતિ વિગેરે**—આમ પધારો મહારાજ ! ( સર્વ જાય છે. )

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—વગડો.

### પાત્રો—ઉત્તમ, અને ગરુડ.

( નઠારા સ્વપ્નાથી પરમ ઉદ્વેગ પામેલ કુમાર ઉત્તમ પ્રવેશ કરે છે. )

**ઉત્તમ**—હા ભ્રાત ધ્રુવ ! આપના જેવા પરમપવિત્ર ચરિત્રવાળાને પણ ભૂત, પ્રેત ને પિશાચની પીડા ? હા સૌહૃદસિંધુ ! હવે હું આપને કુશળ ક્યારે જોઇશ ? માતુઃશ્રી સુનીતિના પૂજેલા ઇષ્ટદેવો આપની રક્ષા કરો. હા ! મેં જે દુઃસ્વપ્ન દીઠું તે જો મારા મંદભાગ્યે સાચું નીવડ્યું તો તો હાય માતૃભક્તિ મરીજ ગઇ, પિતૃભક્તિ પરલોકવાસીજ થઇ, સૌહૃદરસનો સિંધુ સૂકાઇજ ગયો. નિપુણતા તો નષ્ટજ થઇ અને આ અભાગી ઉત્તમને સંસાર શૂન્ય થયો. હા શું કરું ? ક્યાં જાઉં ? કયે રસ્તે મધુવનમાં જવાશે તે પણ હું જાણતો નથી. ચાલવાનો મહાવરો ન હોવાથી ને કરોડો કાંટા વાગવાથી મારા પગ હવે એક ડગલું પણ દઇ શકતા નથી; પરંતુ મારૂં મન હવે ધ્રુવના સમાગમવિના સ્વસ્થ થવાનું નથી. મારા પ્રાણપ્રિય ભાઇનો સમાગમ હવે મને શી રીતે થશે ! અથવા હે પ્રભુ !

દ્રુતવિલંબિત.

ધ્રુવ સમાન મને પ્રિય જો તમે,<br>
ધ્રુવ સમાન દયા ધરીને મને;<br>
ધ્રુવ સમાગમથી સુખ વિસ્તરી,<br>
અતિ અસહ્ય ઉપાધિ હરો હરિ.

શિખરિણી.

ગયું અર્ધું વર્ષે ધ્રુવ વિરહનું હે નરહરિ !<br>
તથાપી અત્યારે યુગ સમ ઘડી થાય જબરી;<br>
દયાબ્ધિ ! ભેટાડો પ્રણયનિધિ બંધુ ધ્રુવ તમે,<br>
મરેલો જોવા જો મન નહિ કરો, હે પ્રભુ ! મને.

( મૂર્છા ખાઇ પડે છે.)

ગરુડ—( પ્રવેશ કરીને મનમાં ) પરમકૃપાળુ પરમેશ્વરે મને આજ્ઞા કરી છે કે કુમાર ઉત્તમને મારે કુમાર ધ્રુવ પાસે લઈ જવા. પણ અહો ! કુમાર ઉત્તમ તો અહીંઆંજ મૂર્છિત થઈ પડયા છે ! ઠીક છે. ચાલ આ ને આ સ્થિતિમાંજ તેમને ધ્રુવ પાસે મૂકી દઉં. ( મૂર્છિત ઉત્તમને ખભે ચડાવી, નીકળી જાય છે. )

# પ્રવેશ ૭ મો.

## સ્થળ—બાર્હિષ્મતીની સીમ.

### પાત્રો—ધ્રુવ, ગરૂડ અને ઉત્તમ.

ધ્રુવ—( પ્રવેશ કરતાં. )

**માલિની.**

વદન કમળ ત્હારૂં, બંધુ ! કયારે બિચારાં,
ચપળ નયનવાળું, નેત્ર આ દેખનારાં ?
બહુ દિવસ જવાથી દર્શનાતુર થાય,
ક્ષણ પણ બહુ લાંબી વર્ષ જેવીજ જાય.

હા ! પ્રિય ભાઇ ઉત્તમ ! એ વખાણવા લાયક દિવસ કયારે આવશે કે જ્યારે હું તમને નિહાળી શકીશ ? એ કલ્યાણકર પ્રસંગ કયારે પ્રાપ્ત થશે કે જ્યારે હું અમ્રતમય તમારાં અંગોને આલિંગન કરી શકીશ ? અને એ શુભ સમય કયારે મળશે કે જ્યારે હું તમારાં પિયૂષપૂર્ણ વચનોને સાંભળી શકીશ ? પરમ પ્રેમના પારાવાર બંધુ ઉત્તમ ! કયાં છો ? કયાં છો ? મને જરા દર્શન તો આપો. ( મૂર્છા ખાઇ પડે છે. )

ગરૂડ—( પ્રવેશ કરીને ) ક્ષણવારમાં હું પ્રભુએ બતાવેલા આ સ્થાન આગળ આવી પોહચ્યો. પેલી આમ્રવૃક્ષની ઘટા આગળ કુમાર ધ્રુવ થાકને લીધે નિદ્રામાં હોય તેમ જણાય છે, તો ચાલ, હવે આ તમાલતરૂની છાયામાં ઉત્તમને મૂકી પ્રભુપદની સેવામાં હું પોહચી જાઉં. ( ઉત્તમને મૂકી જાય છે )

ઉત્તમ—( જરા સંજ્ઞામાં આવતાં ) ભ્રાતા ધ્રુવ ! બન્ધુ ધ્રુવ ! લક્ષ્મીપતિનાં ચરણકમળમાંજ બુદ્ધિ બાંધનારા બાન્ધવ ધ્રુવ ! હા ! આપને પણ

ભૂત અને પ્રેતની પીડા ! હા જો એમજ છે તો હું પણ તમારો ભાઇ છું, હું પણ પરમ તપ તપી ઇષ્ટિદેવને પ્રસન્ન કરીશ ને તમારે માટે પૃથ્વીને ભૂત વિનાની કરીશ.

**ધ્રુવ**—( આશ્ચર્ય અને આનંદથી ઉઠીને ) અહો ! ઉત્તમના જેવાં વચનામૃતોની વૃષ્ટિ કોણે કરી ? ( ચારે તરફ જુએ છે. )

**ઉત્તમ**—( ફરીથી ) ભાઇ ! ભાઇ ! મ્હારી ચિંતા કરશોમા. ગુરુજનોએ સ્વીકારેલો માર્ગ ઉત્તમ પણ છોડવાનો નથી.

**ધ્રુવ**—અહો ! નજીકમાંજ દક્ષિણ દિશામાંથી ઉત્તમનો આનંદદાયી અવાજ આવતો જણાય છે, તો ચાલ ત્યાં જઇને જોઉં. ( થોડે જતાં તમાલવૃક્ષની પાસે પડેલા ઉત્તમને જોઇને વિશેષ આશ્ચર્યથી ) આ શું માયા કે સ્વપ્ન ? મામાની રાજધાનીમાંથી ઉત્તમનું અચાનક અહીં આવવું કયાંથી સંભવે ? અથવા નહિ નહિ, ભગવાનની કૃપા આગળ શું અસંભવિત છે ? જરૂર પરમકરુણાળુ પરમેશ્વરે મારા મનોરથ પૂર્ણ કરવાનેજ એમને અહીં આણ્યા જણાય છે. ( પાસે જઈ પ્રકાશમાં ) ભાઇ ઉત્તમ ! ઉત્તમ ! તમે અહીં અકસ્માત કયાંથી આવ્યા ? વ્હાલા બંધુ ! તમારા આ પ્રેમપરતંત્ર ભાઇને ઓળખો છો ?

**ઉત્તમ**—( આશ્ચર્ય સહિત આંખો ઉઘાડીને ધ્રુવને જોતાં એકદમ ઉઠીને ) આર્ય ધ્રુવ ! આપ અહીં કયાંથી ? અથવા અહો આજ તો પૂર્વજોનાં પુણ્ય-પારિજાતકો પ્રફુલ્લિત થયાં ( હર્ષાશ્રુ સાથે ધ્રુવના પગમાં પડે છે. )

**ધ્રુવ**—( અશ્રુ સહિત ) વત્સ ! વત્સ ! અતિશય શ્રમ લેવો રહેવા દો. ( એમ કહી ઉઠાડી આલિંગન આપે છે. )

**બંને**—( સ્પર્શસુખનો અનુભવ કરતાં મનમાં. )

અનુષ્ટુપ્.

જે [1]સુધા સ્નેહના સિંધુ, બંધુના સંગમાં દિસે,
તે સુધા નથી પાતાળે, સ્વર્ગે કે [2]શશિને વિષે;
સ્વર્ગ્ય શીતળતા મીઠી, મળે જે બંધુસંગમે,
ન [3]હિમે ન [4]હિમાંશુએ નહિ તે હરિચંદને.

( હર્ષાશ્રુથી છલકાતાં લોચનવાળા, ગદ્‌ગદ્ કંઠવાળા ને ક્ષણવાર વાતચીત કરવાને પણ અશક્ત બનેલા બંને શિલા ઉપર બેસે છે. )

---

૧ અમૃત. ૨ ચંદ્ર. ૩ બરફ. ૪ ચંદ્રે.

**ધ્રુવ**—( હર્ષવેગને રોકીને ) વત્સ ઉત્તમ ! મ્હેં સાંભળ્યું હતું કે હું તપોવનમાં ગયા પછી મ્હારા વિયોગ દુઃખે તમે મોસાળમાં ગયા હતા. તો અહીંઆં અકસ્માત્ ક્યાંથી આવ્યા ? વળી તમે સેવકવિનાના, અલંકારવિનાના, વાહનવિનાના અને માત્ર એજ વસ્ત્ર ધારણ કરેલા આવા તપસ્વી વેશમાં કેમ છો ? એ જાણવા મ્હારી ઇચ્છા છે. તો સર્વ વૃત્તાન્ત કહી મ્હારી ચિંતા દૂર કરશો.

**ઉત્તમ**—આર્ય ! સાંભળો. આપના વિરહથી દુઃખિત થઇ મેં આ બધો વખત મ્હારા મોસાળમાંજ જેમ તેમ નિર્ગમન કર્યો, પણ ગઇ મધ્ય રાત્રિએ સ્વપ્નામાં મેં શ્રી યમુનાના તીરમાં તપ કરતા આપને જોયા.

**ધ્રુવ**—પછી ?

**ઉત્તમ**—આપને નિહાળતાં જ્યાં હું પરમસુખના અમૃતસાગરમાં મગ્ન થતો હતો, ત્યાં તો તુરત મ્હેં ત્યાં અભ્યસૂયાને પણ દીઠી.

**ધ્રુવ**—સાચી વાત સૂચવનારું એ સ્વપ્ન હતું. પછી ?

**ઉત્તમ**—પછી પરમક્રોધી થએલી એ પાપિણીએ ભૂત, પ્રેત ને પિશાચો આપને મારવાને માટે મોકલ્યાં. તેમની ભયંકર આકૃતિ અને કમકમાટી ઉપજાવે એવી ક્રૂરતા હજી પણ મ્હને સાંભરે છે ત્યારે હૃદય કંપાવે છે.

**ધ્રુવ**—( મનમાં ) તે સમયે તો તેવુંજ હતું. ( પ્રકાશમાં ) વત્સ ! સ્વપ્ન કાંઇ વિશ્વાસ યોગ્ય હોતાં નથી. હાં પછી ?

**ઉત્તમ**—તે પછી અનેક પ્રકારનાં હથિઆરો કાઢી તેઓ આપને મારવા ધસ્યાં. એ વખતે આપે આંખમાંથી અશ્રુ પાડતાં જે હૃદયભેદક એવું પદ્ય કહ્યું તે મ્હેં સાંભળ્યું.

**શાર્દૂલ.**

માતા સાંભળતાંજ મૃત્યુ સુજનું શોકે જશે હા ! મરી,
થાશે તેજ દશા પિતા ગુરૂતણી, તે સૌ સહું કેં કરી;
તારી ઉત્તમ ! શી થશે પણ દશા એવું થતાં અંતરે,
હા ! મારૂં મન શોકસાગરમહીં મોહે મુંઝાઇ મરે.

બન્ધુ ! તે સમયની આપની દીનતા દર્શાવનારી અને સૌહૃદ દર્વનારી આકૃતિ હજુ સુધી મ્હારી નજરેથી ખસતી નથી.

ભૂત અને પ્રેતની પીડા ! હા જો એમજ છે તો હું પણ તમારો ભાઇ છું, હું પણ પરમ તપ તપી ઇષ્ટિદેવને પ્રસન્ન કરીશ ને તમારે માટે પૃથ્વીને ભૂત વિનાની કરીશ.

**ધ્રુવ**—( આશ્ચર્ય અને આનંદથી ઉઠીને ) અહો ! ઉત્તમના જેવાં વચનામૃતોની વૃષ્ટિ કોણે કરી ? ( ચારે તરફ જુએ છે. )

**ઉત્તમ**—( ફરીથી ) ભાઇ ! ભાઇ ! મ્હારી ચિંતા કરશોમાં. ગુરુજનોએ સ્વીકારેલો માર્ગ ઉત્તમ પણ છોડવાનો નથી.

**ધ્રુવ**—અહો ! નજીકમાંજ દક્ષિણ દિશામાંથી ઉત્તમનો આનંદદાયી અવાજ આવતો જણાય છે, તો ચાલ ત્યાં જઇને જોઉં. ( થોડે જતાં તમાલવૃક્ષની પાસે પડેલા ઉત્તમને જોઇને વિશેષ આશ્ચર્યથી ) આ શું માયા કે સ્વપ્ન ? મામાની રાજધાનીમાંથી ઉત્તમનું અચાનક અહીં આવવું ક્યાંથી સંભવે ? અથવા નહિ નહિ, ભગવાનની કૃપા આગળ શું અસંભવિત છે ? જરૂર પરમકરુણાળુ પરમેશ્વરે મારા મનોરથ પૂર્ણ કરવાનેજ એમને અહીં આણ્યા જણાય છે. ( પાસે જઈ પ્રકાશમાં ) ભાઇ ઉત્તમ ! ઉત્તમ ! તમે અહીં અકસ્માત ક્યાંથી આવ્યા ? વ્હાલા બંધુ ! તમારા આ પ્રેમપરતંત્ર ભાઇને ઓળખો છો ?

**ઉત્તમ**—( આશ્ચર્ય સહિત આંખો ઉઘાડીને ધ્રુવને જોતાં એકદમ ઉઠીને ) આર્ય ધ્રુવ ! આપ અહીં ક્યાંથી ? અથવા અહો આજ તો પૂર્વજનોનાં પુણ્યપારિજાતકો પ્રફુલ્લિત થયાં ( હર્ષાશ્રુ સાથે ધ્રુવના પગમાં પડે છે. )

**ધ્રુવ**—( અશ્રુ સહિત ) વત્સ ! વત્સ ! અતિશય શ્રમ લેવો રહેવા દો. ( એમ કહી ઉઠાડી આલિંગન આપે છે. )

**બંને**—( સ્પર્શસુખનો અનુભવ કરતાં મનમાં. )

અનુષ્ટુપ્.

જે [1]સુધા સ્નેહના સિંધુ, બંધુના સંગમાં દિસે,
તે સુધા નથી પાતાળે, સ્વર્ગે કે [2]શશિને વિષે;
સ્વર્ગ્ય શીતળતા મીઠી, મળે જે બંધુસંગમે,
ન [3]હિમે ન [4]હિમાંશુએ નહિ તે હરિચંદને.

( હર્ષાશ્રુથી છલકાતાં લોચનવાળા, ગદ્‌ગદ કંઠવાળા ને ક્ષણવાર વાતચીત કરવાને પણ અશક્ત બનેલા બંને શિલા ઉપર બેસે છે. )

---

૧ અમૃત. ૨ ચંદ્ર. ૩ બરફ. ૪ ચંદ્રે.

**ધ્રુવ**—( હર્ષવેગને રોકીને ) વત્સ ઉત્તમ ! મ્હેં સાંભળ્યું હતું કે હું તપોવનમાં ગયા પછી મ્હારા વિયોગ દુઃખે તમે મોસાળમાં ગયા હતા. તો અહીંઆં અકસ્માત્ ક્યાંથી આવ્યા ? વળી તમે સેવકવિનાના, અલંકારવિનાના, વાહનવિનાના અને માત્ર એજ વસ્ત્ર ધારણ કરેલા આવા તપસ્વી વેશમાં કેમ છો ? એ જાણવા મ્હારી ઉત્કંઠા છે. તો સર્વ વૃત્તાન્ત કહી મ્હારી ચિંતા દૂર કરશો.

**ઉત્તમ**—આર્ય ! સાંભળો. આપના વિરહથી દુઃખિત થઇ મેં આ બધો વખત મ્હારા મોસાળમાંજ જેમ તેમ નિર્ગમન કર્યો, પણ ગઇ મધ્ય રાત્રિએ સ્વપ્નામાં મેં શ્રી યમુનાના તીરમાં તપ કરતા આપને જોયા.

**ધ્રુવ**—પછી ?

**ઉત્તમ**—આપને નિહાળતાં જ્યાં હું પરમસુખના અમૃતસાગરમાં મગ્ન થતો હતો, ત્યાં તો તુરત મ્હેં ત્યાં અભ્યસૂયાને પણ દીઠી.

**ધ્રુવ**—સાચી વાત સૂચવનારું એ સ્વપ્ન હતું. પછી ?

**ઉત્તમ**—પછી પરમક્રોધી થએલી એ પાપિણીએ ભૂત, પ્રેત ને પિશાચો આપને મારવાને માટે મોકલ્યાં. તેમની ભયંકર આકૃતિ અને કમકમાટી ઉપજાવે એવી ક્રૂરતા હજી પણ મ્હને સાંભરે છે ત્યારે હૃદય કંપાવે છે.

**ધ્રુવ**—( મનમાં ) તે સમયે તો તેવુંજ હતું. ( પ્રકાશમાં ) વત્સ ! સ્વપ્ન કાંઇ વિશ્વાસ યોગ્ય હોતાં નથી. હાં પછી ?

**ઉત્તમ**—તે પછી અનેક પ્રકારનાં હથિઆરો કાઢી તેઓ આપને મારવા ધસ્યાં. એ વખતે આપે આંખમાંથી અશ્રુ પાડતાં જે હૃદયભેદક એવું પદ્ય કહ્યું તે મ્હેં સાંભળ્યું.

**શાર્દૂલ.**

માતા સાંભળતાંજ મૃત્યુ મુજનું શોકે જશે હા ! મરી,<br>
થાશે તેજ દશા પિતા ગુરૂતણી, તે સૌ સહું કૈં કરી;<br>
તારી ઉત્તમ ! શી થશે પણ દશા એવું થતાં અંતરે,<br>
હા ! મારૂં મન શોકસાગરમહીં મોહે મુંઝાઇ મરે.

બન્ધુ ! તે સમયની આપની દીનતા દર્શાવનારી અને સૌહૃદ વર્ષનારી આકૃતિ હજુ સુધી મ્હારી નજરેથી ખસતી નથી.

**ધ્રુવ**—વત્સ ! એ તો તમારા અનુપમ અને અકારણ સ્નેહનોજ મહિમા છે. પછી, પછી ?

**ઉત્તમ**—આપનું છેલ્લું વચન સાંભળવાથી હું જાગી ગયો. દુષ્ટ સ્વપ્નના દર્શનદુઃખથી મ્હારું હૃદય કંપવા લાગ્યું અને હવે શું કરવું, એ વિષયમાં હું મૂઢ થઇ ગયો. જ્યાં આપ હો, ત્યાં આવવાનો નિશ્ચય કરી, પથારી છોડી, મ્હારાં દાદા દાદીને બોલાવ્યાવિના, મામાશ્રીને પુછયાવિના ને મિત્રોને કહ્યાવિના સારા સેવકની પેઠે [૫]સુધાકર-[૬]કરથી બતાવેલે માર્ગે આપની પાસે આવવાને, કોઇ ન જાણે તેમ ચાલી નીકળ્યો.

**ધ્રુવ**—વત્સ ! એ તમે ઘણુંજ કઠણ કામ કર્યું. પછી ?

**ઉત્તમ**—વડીલ બન્ધુ ! વગરવિચાર્યું કામ સર્વને સંતાપેજ છે. પછી આજે હું ભૂખ્યો, તરસ્યો, થાકેલો તેમજ ઉત્સાહ ને મનોરથ ભંગ થએલો આપના સમાગમ માટે ભક્તજનોના મનોરથ પૂરવામાં ચિંતામણિરૂપ [૭]શ્રીરમારમણને શરણ થયો, એટલુંજ માત્ર હું જાણું છું. પણ આ કયું વન છે ? હું અહીં કયાંથી ને કેવી રીતે આવ્યો ? ને આપનું અહીં એકદમ પધારવું કયાંથી થયું ? શું આ સૌ સ્વપ્ન છે કે માયા છે ? તે કાંઇ હું જાણતો નથી, માટે આપજ મ્હને કહીને કૃતાર્થ કરશો.

**ધ્રુવ**—( હર્ષાશ્રુથી આકુળ થતાં ) વત્સ ! આ દેખાય છે તે આપણા પિતાશ્રીની રાજધાની બર્હિષ્મતી, અને આ તેનું સીમાવન. વત્સ ! હું પણ ક્ષણ માત્રમાંજ મધુવનથી અહીંઆં શ્રી ભગવાનની આજ્ઞાથી ગરુડજીવડે પહોંચ્યો છું. પણ બર્હિષ્મતીમાં તમારા વિના મને સુખ નહિ મળે એમ ધારી જ્યાં સુધી તમે આવો ત્યાં સુધી અહીંજ વસવાનો મેં નિશ્ચય કર્યો. તથા તમારા સદ્ય સમાગમ માટે ભક્તજનના કલ્પવૃક્ષરૂપ ને જગતના તાતરૂપ શ્રીરમારમણનું શરણ સ્વીકાર્યું. પણ કરુણાના સમુદ્રરૂપ તેજ ભગવાને પોતાના [૮]કિંકરરૂપ આપણા મનોરથ પૂરવા માટે આ યોગ કર્યો છે, એમ હું માનું છું. જો એમ ન હોય તો કયાં તમારા મામાની રાજધાની ને કયાં મધુવન તથા બર્હિષ્મતીનું ઉપવન ? માટે આ અઘટિત ઘટના રચવામાં ચતુર તે પરમેશ્વરનો ઉપકાર જીવતાં સુધી ભૂલાય તેમ નથી. ખરે કૃતજ્ઞ લોકોએ તેની મન, વચન ને કર્મથી સેવા કરવી એમ મ્હારો મત છે.

---

૫ ચંદ્રમા. ૬ કીરણ, હાથ. ૭ લક્ષ્મીપતિ ( વિષ્ણુ. ) ૮ ચાકર.

**ઉત્તમ**—આર્ય ! આપનું બોલવું યોગ્યજ છે. નહિ તો એવો બીજો કોણ દયાળુ હોય કે જે બાળકની પણ દુર્લભ માગણીઓ પૂરી કરે.

**ધ્રુવ**—વત્સ ! તમારા સમાગમરૂપ સુધાસાગરમાં મગ્ન છતાં મ્હને એક ચિંતા સંતાપે છે.

**ઉત્તમ**—શી ચિંતા ?

**ધ્રુવ**—વત્સ ! તમારા [૯]નાનાની રાજધાનીમાં સૌ સગાં તમને નહિ દેખે ત્યારે શોકસાગરમાં ડૂબી જશે. અને વળી તમને શોધવાને તરત ત્યાંથી નીકળેલા દૂતો પાસેથી તમારા જવાનું વૃત્તાંત જ્યારે આપણાં પવિત્ર માતા પિતા પણ જાણશે, ત્યારે તેઓ પણ અપાર દુઃખસાગરમાં પડશે.

**ઉત્તમ**—આર્ય ! આપનો તર્ક સત્ય છે. આ સર્વ અનર્થનું મૂળ વગર વિચારે કામ કરનારો આપનો આ દાસજ છે. એ વિચારે અત્યારે મ્હને અપાર ખેદ થાય છે. પણ હા ! તે સમયે મ્હને કાંઇ સૂઝયું નહિ.

**ધ્રુવ**—વત્સ ! હવે લેશમાત્ર પણ ખેદ કરવાનું કારણ નથી. આપણે હમણાંજ પિતાશ્રી પાસે જઇએ. એટલે આપણને જોઇને તેમનો શોકસાગર સૂકાઈ જશે. વળી તેમના મોકલેલા દૂતોથી તમારું કુશળ વૃત્તાંત જાણી તમારા નાનાશ્રીની રાજધાનીમાં પણ શોકનું શમન થશે.

**ઉત્તમ**—આર્ય ! ત્યારે તરત આપનાં ચરણકમળની [૧૦]પંક્તિવડે બર્હિષ્મતીને પવિત્ર કરો.

**ધ્રુવ**—વત્સ ! ચાલો ચાલો, જલ્દી જઇએ.

(બંને નીકળી જાય છે.)

# प्रवेश ८ मो.

## સ્થળ—રાજમહેલ.

**પાત્ર—રાજા, પ્રધાન, રાણીઓ, અને પાછળથી નારદ ધ્રુવ ને ઉત્તમ.**

**રાજા**—વિવેકનિધિ !

**વિવેકનિધિ**—દેવ ! શી આજ્ઞા ?

**રાજા**—દેવિ સુનીતિ અને સુરુચિને માટે શાં શાં વાહનો રાખ્યાં છે ?

**વિવેકનિધિ**—મહારાજ ! પડદાવાળા સોનાના મિયાના તૈયાર છે.

**રાજા**—સુશીલા, સુચરિત્રા અને અનસૂયાને માટે શાં વાહનો છે ?

---

૯ માનો બાપ. ૧૦ હાર.

વિવેક—સોનાનો રથ રખાવ્યો છે.

રાજા—વત્સ ! ધ્રુવને વિલોકવાને સર્વ શહેરીજનો તૈયાર છે ?

વિવેક—હાજી, સર્વ સજ્જ છે.

રાજા—સર્વે રાજાઓ, અને સામંતો આવ્યા છે ?

વિવેક—એમાં સંદેહ શો ? સૌ રાજાઓ અને સામંતો બહાર ઉભેલા છે, અને મહારાજના દર્શનની રાહ જુએ છે.

રાજા—ત્યારે હવે શી વાર છે ?

વિવેક—દેવ ! આજે મહા મંગળમય ઉત્સવનો દિવસ હોવાથી આપે [૧૧]ગંધગજપર બિરાજવું એમ મારી વિજ્ઞાપના છે, વળી કુમાર ધ્રુવને માટે પણ હાથણી શણગારી છે.

દ્વારપાળ—( પ્રવેશ કરીને ) દેવ ! બંગદેશથી પત્ર લઇ બે દૂતો આવ્યા છે, ને બહાર ઉભા છે.

રાજા—તેમને એકદમ તેડી લાવ.

દ્વારપાળ—જેવી આજ્ઞા. ( બહાર જાય છે ને દૂતો સાથે પ્રવેશ કરે છે. )

( દૂતો રાજાને પ્રણામ કરી પત્ર આપે છે. )

રાજા—( આનંદથી લઇને ) વિવેકનિધિ ! પત્ર વાંચો. માન્ય મહારાજા શી આજ્ઞા કરે છે ?

વિવેક—( પત્ર ઉઘાડી વાંચે છે. ) મહારાજાધિરાજ વત્સ શ્રી ઉત્તાનપાદને હજારો શુભાશિર્વાદ. વિશેષમાં સખેદ જણાવવાનું કે—

સુનીતિ }
સુરુચિ } હા પ્રભુ ! શું હશે ?

રાજા—ધીરજ રાખીને સૌ સાંભળો.

વિવેક—( આગળ વાંચે છે ) આજ મધ્યરાત્રિએ શયનગૃહમાંથી કુમાર ઉત્તમ એકલાજ કયાંઇ જતા રહ્યા છે. આ ખબર સાંભળતાંજ પૂર્વ દિશામાં કુમાર ચંદ્રહાસ, દક્ષિણ દિશામાં સેનાપતિ ભદ્રસેન, પશ્ચિમમાં પ્રધાન ધર્મવર્મા ને ઉત્તરમાં હું પોતે એમ સૌ શોધવા ગયા ને દશ દશ ગાઉ સુધી વનો ને ઉપવનોમાં ભટકી ભટકીને જોયું. પણ પગે ચાલતો બાળક બે પ્રહર જેટલા વખતમાં દશ ગાઉથી વધારે રસ્તો કાપી શકે નહિ, એમ વિચારીને અમે સૌ પાછા

૧૧ મધઝરતો હાથી અથવા એક હાથીનું નામ.

વળ્યા. અને દિઙ્‌મૂઢ જેવા બની ગયા છિએ. હા! આપણાં મંદભાગ્યે કુમારને શું કોઇ રાક્ષસ ખાઇ ગયો, શું કોઇ યક્ષ હરણ કરી ગયો કે દૈવકોપથી શું તે દેહસહિત નાશ પામ્યો? એનો નિશ્ચય કરવાને અમે સૌ અશક્ત છીએ. કુમારને શોધવાને અમે અનેક પ્રકારે પ્રયત્ન કરીએ છીએ ને તમારે પણ પ્રયાસ કરવો. પરમકૃપાળુ પ્રભુ આપણો શ્રમ સફળ કરશે. બીજું કાંઇ લખવું સૂઝતું નથી. તેથી પત્ર બંધ કરૂં છું.

**રાજા**—વત્સ ઉત્તમ! બેટા ઉત્તમ! આ શું? ત્હારા મુખચંદ્રની ચંદ્રિકાનો સ્વાદ હવે મ્હારાં ગરીબડાં ચક્ષુચકોરો ક્યાં ચાખશે? (મૂર્છાથી પડી જાય છે.)

**સુનીતિ** } હા પુત્ર! ત્હારા વિના હવે અમે કેમ જીવી શકીશું?
**સુરુચિ** } (મૂર્છા ખાય છે.)

**વિવેક**—દેવ! ધીરજ ધરો, ધીરજ ધરો. (પવન નાંખે છે.)

**સુશીલા** } દેવિઓ! શાંત થાઓ, શાંત થાઓ. (પંખો કરે છે.)
**સુચરિત્રા** }

**રાજા**—(જાગ્રત્ થઇને) સદ્‌ગુરુશિરોમણિ, દયામય દેવર્ષિ, ભગવન્નારદજી! આ દીનદાસને દર્શન આપો.

**સુનીતિ** } (સંજ્ઞા પામીને) હા! અમારાં મંદભાગ્યે કૃપાળુ કપિંજલ
**સુરુચિ** } પણ તેમના ગુરુ પાસે ગયા!

**રાજા**—અથવા આપના શિષ્ય કપિંજલને મોકલો.

(એટલામાં આકાશમાર્ગે કપિંજલસહિત નારદ આવે છે.)

### માલિની.

જય જય જય રાજા, ના કરો ખેદ લેશ,
સ્વજન સકળ તાપો કાપનારા હમેશ;
પતિ પ્રભુ [૧૨]કમળાના, વિશ્વ આધાર જે છે,
વશ તમ સુતસ્નેહે સર્વદા તે રહે છે.

(સર્વે ઉભા થઇ પ્રણામ કરે છે અને રાજા નારદને પોતાનું ને કપિંજલને બીજું સિંહાસન સમર્પી અનુક્રમે [૧૩]પાદપ્રક્ષાલન કરે છે.)

**નારદ**—રાજન્! હવે શ્રમ લેવો રહેવા દો. (આસનપર બિરાજીને) શા કારણથી મ્હારું સ્મરણ કર્યું? તે કહો.

---

૧૨ લક્ષ્મીના. ૧૩ પગ ધોવા તે.

**રાજા**—જેવી આજ્ઞા. ભગવન્ ! છ મહીના થયાં નિરંતર મ્હારી મતિ અત્યંત ક્લેશમય રહે છે ને એક ક્ષણ પણ મ્હારું અંતઃકરણ સુખના છાંટાનો અનુભવ કરી શકતું નથી. એ મ્હારું કોણ જાણે કયા પાપકર્મનું ફળ છે? પહેલાં મ્હારું મન કુમાર ધ્રુવની ચિંતાથી ખેદમાં હતું. હજુ કુમાર ધ્રુવનો સમાગમ તો થયો નથી તેટલામાં કુમાર ઉત્તમની દુસ્તર ચિંતા આવી પડી છે. હા! મ્હારાં કયે પાપે મ્હને વારંવાર પુત્રવિયોગ આવી પીડે છે? અને કયાં શુભકર્મોથી મ્હારાં એ પાપ નાશ પામે? તે કૃપા કરી કહેશો. વળી કુમાર ઉત્તમ કયાં છે? અને અહીં કયારે આવશે? તે પણ જાણવા માટે જિજ્ઞાસા થવાથી મેં આપનું સ્મરણ કર્યું છે. (આસને બેસે છે.)

**નારદ**—મહારાજ ઉત્તાનપાદ! ત્હારાથી અજાણ્યું નથી કે પુરુષે સ્ત્રીવશ થઇને રહેવું તે મ્હોટામાં મ્હોટું પાપ છે. સ્ત્રીવશ-પણું એ સર્વ અનર્થની ઉત્પત્તિનું ક્ષેત્ર છે તથા સર્વ સદ્‌ગુણોને સંહાર કરવાની શિક્ષા છે. વળી સર્વ ચડતી દશાને પડતી દશા કરવાની, તેમજ કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય વિચારને વિસરી જવાની વિદ્યા એ પણ સ્ત્રીવશતાજ છે. સ્ત્રીવશતા [૧૪]ત્યાજ્ય અને [૧૫]ગ્રાહ્ય વિવેકનું પણ અકાળમૃત્યુ છે, એ વાત નિર્વિવાદ છે. રાજન્! સ્ત્રીવશ હોવાથી ત્હેં કયા કયા અનર્થો નથી કર્યા? સર્વ સદ્‌ગુણોથી પરિપૂર્ણ, ચંદ્રસમાન શીતલ કુમાર ધ્રુવનો ત્યાગ કર્યો, સર્વોત્તમ કુમાર ઉત્તમને અળગો કર્યો, પતિવ્રતારત્ન સુનીતિનો પરિત્યાગ કર્યો, વિદ્યા વિવેક ને વિનયના ભંડારરૂપ ત્રિવેકનિધિનો તિરસ્કાર કર્યો, સુશીલા સુચરિત્રા ને અનસૂયાને વારંવાર અપમાનિત કર્યાં, ને પાપિણી અભ્યસૂયાને [૧૬]આભ્યંતર માની! અરે! બીજાં બધાં પાપની વાત તો દૂર રહી, પણ ક્ષણમાત્ર સંગતિ કરેલી અભ્યસૂયા પણ કયા કયા અનર્થને ન કરે? એજ અભ્યસૂયાની સંગતિ તો ત્હેં અને સુરુચિએ બાળપણથીજ કરેલી છે. તો તેની સંગતિથી અનેક અનર્થો થાય તેમાં આશ્ચર્ય પણ શું? જેમ કુમાર ધ્રુવને તપોવનમાં મોકલવાના મૂળ કારણરૂપ અભ્યસૂયાજ છે તેમ કુમાર ઉત્તમના અકસ્માત્ ગૂમ થવાના કારણરૂપ પણ એ પાપિણી અભ્યસૂયાજ છે. તે તમે નિઃશંક જાણો.

**સુરુચિ**—(મનમાં) એ દુષ્ટે મ્હારા પુત્રને પણ વનમાં કેમ મોકલ્યો હશે!

**રાજા**—ભગવન્! અભ્યસૂયા તો કુમાર ધ્રુવના તપનો ભંગ કરવાને મધુવનમાં ગઇ છે. એમ અમે કરુણાળુ કપિંજલે દેખાડેલી ઇંદ્રિજાળથી જાણ્યું છે. પણ તેણે બંગદેશની રાજધાનીમાં રહેલા ઉત્તમને કેમ ગૂમ કર્યા એ મ્હને શંકા છે.

---

૧૪ તજવાલાયક. ૧૫ ગ્રહણ કરવાલાયક. ૧૬ વ્હાલી.

**નારદ**—રાજન્! જે વખતે અભ્યસૂયાએ ભૂત, પ્રેત ને પિશાચોને ધ્રુવ પાસે મોકલ્યાં તે વખતે ભયભીત બની ધ્રુવથી આ પ્રમાણે બોલાયું.

**શાર્દૂલ.**

માતા સાંભળતાંજ મૃત્યુ સુજનું શોકે જશે હા! મરી,
થાશે તેજ દશા પિતા ગુરૂતણી, તે સૌ સહું કૈં કરી;
તારી ઉત્તમ! શી થશે પણ દશા એવું થતાં અંતરે,
રે, રે, આ મન શોકસાગરમહીં મોહે મુંઝાઇ મરે.

**રાજા**—અહો! વત્સનાં વચન બહુ શોકજનક છે. પછી?

**નારદ**—એ સર્વે અંગરાજની રાજધાનીમાં સૂતેલા કુમાર ઉત્તમે સ્વપ્નમાં દીઠું અને સાંભળ્યું. તરતજ તેનાં નેત્રો ભયથી ઉઘડી ગયાં. કુમાર ધ્રુવ ઉપર પોતાના સ્વાભાવિક સ્નેહને લીધે તે બંધુના દુ:ખમાં ભાગ લેવા માટે મધ્યરાત્રિએજ ઉઠીને મધુવન જવાને નીકળી પડ્યો. અને કુમાર ધ્રુવની સાથે તે થોડાજ સમયમાં અહીં આવશે. એ વિષે ચિંતા કરવા જેવું નથી.

**રાજા**—અરે હાય! કયાં મધુવન ને કયાં અંગરાજધાની? કયાં કુમાર ધ્રુવ ને કયાં કુમાર ઉત્તમ? કયાં તેનો સમાગમ? અને કયાં તેઓનું બંનેનું મળીને અહીંઆં આવવું? હા! ત્યાંસુધી અમે જીવતાં પણ કયાંથી હોઇશું? પાપિણી અભ્યસૂયા! તું ત્હારા પાપેજ બળીને ભસ્મીભૂત બનજે. (મૂર્છા ખાઇ પડે છે)

**વિવેક**—મહારાજ! ધીરજ રાખો, ધીરજ રાખો. (પવન નાંખે છે.)

**સુનીતિ, સુરુચિ**—હા વત્સ ઉત્તમ! અમને પૂછયાવિના એકદમ તું કયાં સિધાવ્યો? ભાઇ ત્હારું વદનકમળ તો દર્શાવ. (મૂર્છિત થાય છે)

**સુશીલા, સુચરિત્રા**—દેવિ! ધીરજ ધરો, ધીરજ ધરો (પવન નાંખે છે.)

**રાજા**—(જાગ્રત્ થઇને) ભગવન્! હવે વત્સ ધ્રુવ અને ઉત્તમના સમાગમનો શું ઉપાય કરવો તે કહી આ શરણાગતને જીવનદાન દેશો.

સુનીતિ }
સુરુચિ } — અનુષ્ટુપ્.

સર્વસ્વ પણ આપીને, પ્રાણેચ્છાયે નહીં ગણી,
ઉત્તમ ધ્રુવનાં જોવા મુખચંદ્ર સ્પૃહા ઘણી.

**નારદ**—હે રાજન્ ! તું ત્હારું સ્ત્રીવશપણું-રે સ્ત્રીને રમવાના રમકડા-પણું-ત્યાગ કર એટલે સર્વ અભ્યુદયને યોગ્ય બનીશ. સુરુચિ ! તું પણ ત્હારી બાળપણથી [17]સહચરી બનાવેલી અભ્યસૂયાનો ત્યાગ નહિ કરે ત્યાંસુધી સુખ પામવાની આશા રાખીશમાં.

**રાજા**—ભગવન્ ! આપનો સદ્ઉપદેશરૂપ મહામંત્ર સાંભળતાંજ મ્હારા હૃદયમાંથી સ્ત્રીવશતા રૂપી પિશાચી પલાયન થઇ છે અને હવે હું સ્વતંત્ર થયો છું.

**સુરુચિ**—ભગવન્ ! મ્હારી પણ પ્રતિજ્ઞા છે કે હું પણ મરતાંસુધી અભ્ય-સૂયાનું મ્હોં જોઇશ નહિ.

**નારદ**—જો એમ છે તો—

**માલિની.**

મૃદુલ કમળજેવાં લોલ નેત્રે સુહાતા,
શુભ શમદમ જેવી મૂર્તિવાળા જણાતા;
વિનય વિજય જાણે એક સાથે રહેલા,
સહજ સુહૃદસ્નેહે અંતરે જે ભરેલા--

**અનુષ્ટુપ્.**

એવા આ બે અહીં આવે, ઉત્તમ ધ્રુવ કુંવરો,
તેમને જોઇને આજે, કૃતાર્થ નયનો કરો.

( એટલામાં ધ્રુવ અને ઉત્તમ પ્રવેશ કરે છે. )

ધ્રુવ—પિતાશ્રી ! હું ધ્રુવ આપને પ્રણામ કરૂં છું. ( હર્ષાશ્રુ સાથે પ્રણામ કરે છે. )

---

૧૭ સખી.

**રાજા**—( આશ્ચર્ય સહિત ) વત્સ ધ્રુવ ! પુત્ર ધ્રુવ ! પરમ અભ્યુદયનું પાત્ર થા. ( બથમાં લઇ ભેટે છે. )

**ઉત્તમ**—પિતાજી ! હું ઉત્તમ આપને પ્રણામ કરું છું. ( પ્રણામ કરે છે. )

**રાજા**—પુત્ર ઉત્તમ ! કુમાર ધ્રુવના અભ્યુદયનો સમ ભાગ લેનારો થા. ( છાતી સાથે ચાંપે છે. )

**ધ્રુવ**—માતુઃશ્રી સુરુચિ ! આ ધ્રુવ અભિવંદન કરે છે.

**સુરુચિ**—( સજળનયને આલિંગીને ) વત્સ ! દીર્ઘાયુ થા.

**ઉત્તમ**—સ્નેહસુધાનિધિ માતુ સુનીતિ ! આ ઉત્તમના પ્રણામ સ્વીકારશો. ( આંખમાં અશ્રુ સહિત દંડવત્પ્રણામ કરે છે. )

**ધ્રુવ**—( હર્ષાશ્રુ સહિત ) માતુ ! માતુ ! આ ધ્રુવની [૧૯]પ્રણતિ સ્વીકારશો.

**સુનીતિ**—( આંખમાં અશ્રુ વહેતાં ) પુત્રો ! પરમેશ્વરના પ્રસાદથી ચિરંજીવી રહો. ( બંનેને ભેટે છે. )

**ઉત્તમ**—માતુઃશ્રી ! હું આપને પ્રણામ કરું છું ( સુરુચિને પગે લાગે છે. )

**સુરુચિ**—બેટા ! ચિરંજીવી રહે. તું કુશળ છે ?

**ઉત્તમ**—સ્નેહસાગર વડીલ બંધુ ધ્રુવની કૃપાથી હું કુશળ છું.

( એટલામાં પ્રજાજનો પ્રવેશ કરે છે. )

**પ્રજાજનો**—( રાજા તથા કુમારોને પ્રણામ કરીને ) વધાવ્યા મહારાજ વધાવ્યા, પુત્રોના પધારવાથી વધાવ્યા. ( પોતપોતાને યોગ્ય આસને બેસે છે. )

**રાજા**—વિવેકનિધિ ! પાપિણી અભ્યસૂયાને પ્રાણાંતદંડની શિક્ષા થએલી જોવા હું ઇચ્છું છું. કેમકે આ સઘળું દુઃખ પોતાને પ્રપંચે એણેજ ઉપજાવેલું છે.

**સુનીતિ**—( ઉભી થઇ હાથ જોડી ) આર્યપુત્ર ! આ મહોત્સવસમયે આપની પાસેથી હું કાંઇ માગવા ચાહું છું.

---

૧૯ પ્રણામ.

**રાજા**—ભલે માગો, તમને ન આપી શકાય એવું કાંઇ છેજ નહિ.

**સુનીતિ**—પ્રાણનાથ ! બે ઘડી પ્હેલાં આપણને આશા પણ નહોતી કે કુમારોને કયાં અને કયારે જોઇ શકીશું. પરમદયાળુ પરમેશ્વર તથા મહામુનિ નારદજીના અનુગ્રહથી આપણે આ સમયે એ અલભ્ય લાભ પામ્યાં છિએ, એ કાંઇ ઓછા આનંદની વાત નથી. તો આવા આનંદને સમયે રાજાથી રંક સુધી સૌમાં આનંદ આનંદજ વર્તાવો જોઇએ; ને કોઇનું દિલ દુખવાવું ન જોઇએ.

**રાજા**—એમાં શો સંદેહ ? આજ સર્વને આનંદજ વર્તાયો છે.

**સુનીતિ**—ત્યારે હવે બિચારી અભ્યસૂયાને પણ પ્રાણાંતદંડથી મુક્ત કરી આનંદમગ્ન કરો, એજ મ્હારી પ્રાર્થના છે.

**નારદ**—પુત્રી સુનીતિ ! પોતાનાપર પરમ અપકાર કરનાર ઉપર પણ મહાન આભારભાર ભરનાર ત્હને ધન્ય છે.

**વિવેકનિધિ**—મહારાજ ! દેવીની પ્રાર્થના મ્હને યોગ્ય લાગે છે, પછી દેવની મરજી.

**રાજા**—પ્રાણપ્રિયા સુનીતિ ! વગરકારણે પણ ઉપકાર કરવામાં તમારી પ્રવૃત્તિ [૧૯]અપ્રતિમ છે. તમારા આવા અલૌકિક ગુણો જોઇને હું પરતંત્ર બન્યો છું ને તેથી તમને પ્રસન્ન રાખવા માટેજ તમારી ઇચ્છાને અધીન બની આ પ્રાણાંતદંડ લાયક ચંડાળને દંડથી મુક્ત કરૂં છું.

**સુનીતિ**—પ્રાણનાથ ! બહુજ આભાર થયો. ( પ્રણામ કરે છે. )

**ધ્રુવ**—પરમપવિત્ર પિતાજી ! મ્હને પણ એ ઘણુંજ ગમ્યું.

**રાજા**—ભગવન્ નારદજી ! મહામંત્રનો ઉપદેશ કરી કુમાર ધ્રુવને પ્રભુનું પ્રીતિપાત્ર કરનાર આપજ છો. તેથી અમે અમારા પ્રાણસહિત સર્વસ્વ આપને અર્પણ કરીએ તોપણ આપનાં [૨૦]ઋણમુક્ત થવાને તો અસમર્થજ છીએ. પરંતુ આપના શિષ્ય કપિંજલે પોતાની વિદ્યાના ચમત્કારવડે અમને જીવાડયાં છે, માટે તેમને એક હજાર ગામ હું અર્પણ કરું છું તો આપશ્રી તેમની પાસે તે અંગીકાર કરાવશો એવી મ્હને આશા છે.

---

૧૯ અનુપમ. ૨૦ દેવું.

**નારદ**—રાજા ! અમે મુનિ છિએ. તેથી અમારી વૃત્તિ રાજસુખોથી તો સદા વિમુખજ રહે છે. પણ ત્હારે મ્હારા તથા કપિંજલના ઋણમુક્ત થવું હોય તો એકજ ઉપાય છે.

**રાજા**—કયો ઉપાય પ્રભુ ?

**નારદ**—બહુ આગ્રહ છે તો સાંભળ. અભ્યસૂયા ઉપર અભ્યસૂયા, અને સુનીતિ ઉપર જીવિતપર્યંત પરમપ્રેમ એજ અમારા અનૃણિ થવાનો ઉપાય.

**રાજા**—ભગવન્ ! જીવનપર્યંત મ્હને સુનીતિ પ્રાણથી પ્રિય રહેશે, અને અભ્યસૂયાનું તો મ્હોં પણ હવે હું કદિ જોવાનો નથી, એ મ્હારી પ્રતિજ્ઞા છે.

**નારદ**—જો એમજ છે તો તું અહીંતો દિનપ્રતિદિન અધિક અધિક અભ્યુદયનો અનુભવ કરશે પરંતુ પરલોકમાંએ તું પરમેશ્વરના પ્રસાદનું પાત્ર થશે. રાજન્ ! હવે તું મ્હારો અને કપિંજલનો ઋણરહિત થઇ ચૂકયો.

( આકાશમાર્ગે કપિંજલ સાથે અદૃશ્ય થાય છે ને સર્વે ઉભા થઇ પ્રણામ કરી જોઇ રહે છે. )

**રાજા**—( થોડીવારે ) પ્રિયા સુનીતિ ને સુરુચિ ! આજે આ મહોત્સવ છે માટે શ્રી સ્વાયંભુવેશ્વરના મંદિરમાં જઇને પ્રભુની પ્રાર્થના કરીએ.

**સુનીતિ, સુરુચિ**—જેવી મહારાજની આજ્ઞા.

**રાજા**—વિવેકનિધિ ! તમે આગળથી જાઓ; ને સર્વે માણસો સહિત મંદિરમાં મહોત્સવનો સમારંભ કરો.

**વિવેક**—જેવી દેવની આજ્ઞા. ( પ્રજાજન સહિત નીકળી જાય છે. )

**રાજા**—કુમાર ધ્રુવ ! કુમાર ઉત્તમ ! ચાલો આપણે જઇએ.

**ધ્રુવ, ઉત્તમ**—જેવી આપની આજ્ઞા. ( ઉભા થાય છે. )

**રાજા**—પ્રિયે સુનીતિ ! પ્રિયે સુરુચિ ! તમે પણ તમારી સખિઓ સહિત ચાલો. ને મંદિરનો માર્ગ દર્શાવો.

**સુનીતિ, સુરુચિ**—જેવી પ્રાણનાથની આજ્ઞા. આમ પધારો આર્યપુત્ર ! આમ પધારો. ( સર્વે જાય છે. )

## अंक पांचमो समाप्त.

# अंक ६ ठो.

## प्रवेश १ लो.

### સ્થળ—અલકનંદાનો કિનારો

#### પાત્રો—શંકુકર્ણ અને કુબેર.

**શંકુકર્ણ**—( ઉંચુ જોઇ નીસાસો નાંખીને ) મંત્રને અધીન થવાપણું હોવાથી દેવપણું પણ મહા દુઃખદ છે. હા ! જુઓ તો ખરા, મ્હારાથી આવું ખરાબ કામ કેમ થાય ? અને જ્યાં સુધી એ નહિ થાય ત્યાં સુધી એણે જપેલા મંત્રોની તાબેદારી મ્હને સુખ પણ શાની આપવાની ? હશે, ભલે ગમે તેમ થાય તોપણ મહારાજાની આજ્ઞા વિના આવું નીચ કૃત્ય મ્હારે તો કરવું નથીજ. ( આગળ જોઇને ) અરે મહારાજા તો અહીંઆં અલકનંદાને તીરે તરુતળેજ બીરાજ્યા છે ને શું ? ( પાસે જઇ પ્રણામ કરતાં ) વિજય હો મહાદેવના મહામિત્ર મહારાજાનો પ્રભુ ! આપનો આજ્ઞાધીન અનુચર શંકુકર્ણ આપને પ્રણામ કરે છે.

**કુબેર**—કોણ શંકુકર્ણ ! કહે, કયાંથી આવ્યો ? આજે આમ ઉદાસ જેવો કેમ દેખાય છે ?

**શંકુકર્ણ**—દેવ ! દેવતાઓ મંત્રને પરતંત્ર છે તેથી દીન અને દુઃખીજ છે.

**કુબેર**—કેમ, ભાઇ ! એ વિચાર કયાંથી આવ્યો ? શું તને કાંઇ દુઃખ થયું છે ?

**શંકુ**—સાંભળો દેવ ! બર્હિષ્મતી નગરીમાં ઉત્તાનપાદ નામે રાજા છે.

**કુબેર**—હા, એ જગજાહેર રાજાને હું જાણું છું. પછી ?

**શંકુ**—તેમને બે રાણીઓ છે.

**કુબેર**—હા, એ પણ જાણું છું. એકનું નામ સુનીતિ, અને બીજીનું નામ સુરુચિ. પછી ?

**શંકુ**—સુનીતિ અતિ સરલ સ્વભાવની છે, તોપણ સુરુચિ શોકયપણાના સહજ વૈરભાવને લીધે તેને બહુ પીડે છે.

**કુબેર**—હા, એ પણ મ્હને ખબર છે. સુરુચિનાં વચનબાણે હૃદય વિંધાવાથીજ ધ્રુવ મધુવનમાં તપ કરવા ગયા હતા ને પ્રભુપસાદ પામ્યા હતા. પછી?

**શંકુ**—પ્રભુના પ્રસાદપાત્ર ધ્રુવ જ્યારે યુવાવસ્થામાં આવ્યા, ત્યારે તેમનો યુવરાજપદે અભિષેક કરીને, તથા તેમના ખોળામાં કુમાર ઉત્તમને બેસારીને મહારાજા ઉત્તાનપાદ, ભૂમિનાં ભૂષણરૂપ ગણાતાં તમામ તીર્થો કરવાને, ગૃહ છોડીને નીકળ્યા છે.

**કુબેર**—એ પણ એમણે પોતાની અવસ્થાને યોગ્યજ કામ કર્યું છે. પછી?

**શંકુ**—કુમાર ધ્રુવનો યુવરાજપદે અભિષેક થયો તે સહન ન થઇ શકવાથી અભ્યસૂયાથી પ્રેરાએલી સુરુચિએ પોતાના પુત્ર ઉત્તમને ગાદીએ બેસાડવાસારૂ વિવિધમંત્રજપે મ્હને વશ કર્યો છે.

**કુબેર**—અભ્યસૂયાની પ્રિયસખી સુરુચિ, અકૃત્યોને પણ કૃત્ય પેઠે કરે તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. હાં પછી?

**શંકુ**—અનેક મંત્રોના પુરશ્ચરણથી વશ કરીને સુરુચિ મને પ્રેરણા કરે છે કે કાલે પ્રાતઃકાળમાં દર્શનાર્થે ધ્રુવ આવે ત્યારે તેનું તમારે ભક્ષણ કરવું. પણ એ નિરપરાધી મહાત્માનું મ્હારાથી કેવી રીતે ભક્ષણ થાય? અથવા તેનું ધારેલું કર્યાવિના મંત્રાધીન હું સુખે પણ કેમ રહી શકું? એ દુઃખથીજ હું દુઃખી છું. ને હવે શું કરવું એ પૂછવા આપનાં ચરણારવિંદમાં આવ્યો છું. (પગમાં પડે છે.)

**કુબેર**—(હસીને, મનમાં) અહો, ભલો ભલાઇ છોડે નહિ અને બૂરો બૂરાઇ છોડે નહિ એ વાત નિર્વિવાદ છે. સુનીતિ અને ધ્રુવે કરેલા અપાર ઉપકારને વિસરી જઇને સુરુચિ તેમનું અતિ અહિત કરવા તૈયાર થઇ છે. હા! ધિક્કાર છે સુરુચિની મૂર્ખાઇને! અથવા એમાં સુરુચિનો શો અપરાધ? પાપિણી અભ્યસૂયાનીજ એ નીચ કૃતિ છે. હા! આ લોકમાં અભ્યસૂયાને અધીન થયેલો કયો પુરુષ દેખતાં છતાં આંધળો નથી બનતો, સાંભળતાં છતાં બહેરો નથી બનતો ને સમજુ છતાં અણસમજુ નથી બનતો? (પ્રકાશમાં) શંકુકર્ણ! મ્હેં ત્હારું દુઃખનું કારણ સાંભળ્યું. ત્હારે હવે ત્યાં જઇને આ પ્રમાણે કરવું. (કાનમાં કાંઇ કહે છે.)

**શંકુ**—જેવી દેવની આજ્ઞા. (પ્રણામ કરી જાય છે.)

**કુબેર**—મંત્રને પરતંત્ર હોવાથી દુઃખિત અને દીન શંકુકર્ણ ગયો. ખરે! અજ્ઞાની લોકોએ કરેલી ઉપાસના, ઉપાસ્ય દેવોને પણ દુઃખરૂપજ થાય છે. હશે, ચાલ હવે હું શ્રીમહેશ્વરની પૂજા કરવાને જાઉં. (જાય છે.)

# अंक ६ ठ्ठो.

## प्रवेश १ लो.

### સ્થળ—અલકનંદાનો કિનારો.

#### પાત્રો—શંકુકર્ણ અને કુબેર.

**શંકુકર્ણ**—( ઉંચુ જોઇ નીસાસો નાંખીને ) મંત્રને અધીન થવાપણું હોવાથી દેવપણું પણ મહા દુઃખદ છે. હા ! જુઓ તો ખરા, મ્હારાથી આવું ખરાબ કામ કેમ થાય ? અને જ્યાં સુધી એ નહિ થાય ત્યાં સુધી એણે જપેલા મંત્રોની તાબેદારી મ્હને સુખ પણ શાની આપવાની ? હશે, ભલે ગમે તેમ થાય તોપણ મહારાજાની આજ્ઞા વિના આવું નીચ કૃત્ય મ્હારે તો કરવું નથીજ. ( આગળ જોઇને ) અરે મહારાજા તો અહીંઆં અલકનંદાને તીરે તસુંતજ બીરાજ્યા છે ને શું ? ( પાસે જઇ પ્રણામ કરતાં ) વિજય હો મહાદેવના મહામિત્ર મહારાજાનો પ્રભુ ! આપનો આજ્ઞાધીન અનુચર શંકુકર્ણ આપને પ્રણામ કરે છે.

**કુબેર**—કોણ શંકુકર્ણ ! કહે, કયાંથી આવ્યો ? આજે આમ ઉદાસ જેવો કેમ દેખાય છે ?

**શંકુકર્ણ**—દેવ ! દેવતાઓ મંત્રને પરતંત્ર છે તેથી દીન અને દુઃખીજ છે.

**કુબેર**—કેમ, ભાઇ ! એ વિચાર કયાંથી આવ્યો ? શું તને કાંઇ દુઃખ થયું છે ?

**શંકુ**—સાંભળો દેવ ! બર્હિષ્મતી નગરીમાં ઉત્તાનપાદ નામે રાજા છે.

**કુબેર**—હા, એ જગજાહેર રાજાને હું જાણું છું. પછી ?

**શંકુ**—તેમને બે રાણીઓ છે.

**કુબેર**—હા, એ પણ જાણું છું. એકનું નામ સુનીતિ, અને બીજીનું નામ સુરુચિ. પછી ?

**શંકુ**—સુનીતિ અતિ સરસ સ્વભાવની છે, તોપણ સુરુચિ શોકયપણાના સહજ વૈરભાવને લીધે તેને બહુ પીડે છે.

**કુબેર**—હા, એ પણ મ્હને ખબર છે. સુરુચિનાં વચનબાણે હૃદય વિંધાવાથીજ ધ્રુવ મધુવનમાં તપ કરવા ગયા હતા ને પ્રભુપ્રસાદ પામ્યા હતા. પછી ?

**શંકુ**—પ્રભુના પ્રસાદપાત્ર ધ્રુવ જ્યારે યુવાવસ્થામાં આવ્યા, ત્યારે તેમનો યુવરાજપદે અભિષેક કરીને, તથા તેમના ખોળામાં કુમાર ઉત્તમને બેસારીને મહારાજા ઉત્તાનપાદ, ભૂમિનાં ભૂષણરૂપ ગણાતાં તમામ તીર્થો કરવાને, ગૃહ છોડીને નીકળ્યા છે.

**કુબેર**—એ પણ એમણે પોતાની અવસ્થાને યોગ્યજ કામ કર્યું છે. પછી ?

**શંકુ**—કુમાર ધ્રુવનો યુવરાજપદે અભિષેક થયો તે સહન ન થઇ શકવાથી અભ્યસૂયાથી પ્રેરાએલી સુરુચિએ પોતાના પુત્ર ઉત્તમને ગાદીએ બેસાડવાખાતર વિવિધમંત્રજપે મ્હને વશ કર્યો છે.

**કુબેર**—અભ્યસૂયાની પ્રિયસખી સુરુચિ, અકૃત્યોને પણ કૃત્ય પેઠે કરે તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. હાં પછી ?

**શંકુ**—અનેક મંત્રોના પુરશ્ચરણથી વશ કરીને સુરુચિ મને પ્રેરણા કરે છે કે કાલે પ્રાતઃકાળમાં દર્શનાર્થે ધ્રુવ આવે ત્યારે તેનું તમારે ભક્ષણ કરવું. પણ એ નિરપરાધી મહાત્માનું મ્હારાથી કેવી રીતે ભક્ષણ થાય ? અથવા તેનું ધારેલું કર્યાવિના મંત્રાધીન હું સુખે પણ કેમ રહી શકું ? એ દુઃખથીજ હું દુઃખી છું. ને હવે શું કરવું એ પૂછવા આપનાં ચરણારવિંદમાં આવ્યો છું. ( પગમાં પડે છે. )

**કુબેર**—( હસીને, મનમાં ) અહો, ભલો ભલાઇ છોડે નહિ અને બૂરો બૂરાઇ છોડે નહિ એ વાત નિર્વિવાદ છે. સુનીતિ અને ધ્રુવે કરેલા અપાર ઉપકારને વિસરી જઇને સુરુચિ તેમનું અતિ અહિત કરવા તૈયાર થઇ છે. હા ! ધિક્કાર છે સુરુચિની મૂર્ખાઇને ! અથવા એમાં સુરુચિનો શો અપરાધ ? પાપિણી અભ્યસૂયાનીજ એ નીચ કૃતિ છે. હા ! આ લોકમાં અભ્યસૂયાને અધીન થયેલો કયો પુરુષ દેખતાં છતાં આંધળો નથી બનતો, સાંભળતાં છતાં બહેરો નથી બનતો ને સમજુ છતાં અણસમજુ નથી બનતો ? ( પ્રકાશમાં ) શંકુકર્ણ ! મ્હેં ત્હારું દુઃખનું કારણ સાંભળ્યું. ત્હારે હવે ત્યાં જઇને આ પ્રમાણે કરવું. ( કાનમાં કાંઇ કહે છે. )

**શંકુ**—જેવી દેવની આજ્ઞા. ( પ્રણામ કરી જાય છે. )

**કુબેર**—મંત્રને પરતંત્ર હોવાથી દુઃખિત અને દીન શંકુકર્ણ ગયો. અજ્ઞાની લોકોએ કરેલી ઉપાસના, ઉપાસ્ય દેવોને પણ દુઃખરૂપજ થાય છે. ઠીક હવે હું શ્રીમહેશ્વરની પૂજા કરવાને જાઉં. ( જાય છે. )

**કુબેર**—(હસીને) વત્સ ! એ પણ કરવાનું નથી. કેમકે એકે યક્ષ તમે મારેલ પણ નથી અને એકે યક્ષ મરેલ પણ નથી. તો અમૃતની વૃષ્ટિ વૃથા શાવાસ્તે કરાવવી ?

**ધ્રુવ**—એ વાત આપની જ્ઞાનદષ્ટિની છે, પણ મ્હારું મન તો મરેલા યક્ષોને જીવતા કર્યા વિના સંતાપમુક્ત થાય તેમ નથી.

**કુબેર**—કુમાર ! આ વાત હું જ્ઞાનદષ્ટિથી નહિ પણ વ્યવહારદષ્ટિથીજ કરું છું.

**ધ્રુવ**—દેવ ! વ્યવહારદષ્ટિથી તો મ્હેં મારેલા યક્ષો "નથી મર્યા" એમ કેમજ કહી શકાય ?

**કુબેર**—વત્સ ! જો તમને નવાઇ જેવું લાગે છે તો સાંભળો. જ્યારે અભ્યસૂયાને અધીન થએલાં આ સુરુચિએ તમારૂં ભક્ષણ કરવાને શંકુકર્ણની સ્તુતિ કરી, ત્યારે શું કરવું ને શું ન કરવું એવા વિચારમાં મૂઢ થએલો તે મ્હારી પાસે આવ્યો અને હવે મ્હારે શું કરવું એમ તે પૂછવા લાગ્યો.

**ધ્રુવ**—એમાં પણ અભ્યસૂયાજ ઠપકાપાત્ર છે, મ્હારાં માતુઃશ્રી નહિજ.

**કુબેર**—વત્સ ! એ પણ મ્હારું અજાણ્યું નથી. પછી મ્હેં કહ્યું "શંકુકર્ણ ! એ સુરુચિ મોટા પશ્ચાત્તાપનો અનુભવ કર્યાવિના જીવિતપર્યંત અભ્યસૂયાને છોડશે નહિ અને એની અધમસંગતિ ઉત્તરોત્તર અકલ્યાણ કરનારી મટશે નહિ. માટે કુમાર ધ્રુવ અન્ય કામમાં રોકાઇ ઉત્તમ તારી પાસે પેહલાં આવે તેવી યોજના કરી, પછી પ્રથમ દર્શન કરવા આવેલા ઉત્તમને ધ્રુવ જાણીને મેં તો ભક્ષણ કર્યું એમ તારે સુરુચિને કહેવું, ને તેથી તે મૂર્છિત થઇને પડે કે તરત તારે તેને અને ઉત્તમને લઇ અલકામાં આવવું."

**ધ્રુવ**—(હર્ષનાં આંસુ પાડતાં) દેવ ! જો આપની આજ્ઞાથીજ આમ થયું છે તો યક્ષોએ મનથી પણ મ્હારાં માતા ને ભ્રાતાનો અપરાધ કર્યો નથી એ સત્ય વાત છે; પરંતુ લાખો યક્ષોનો ક્ષય કરનાર હું શી રીતે નિરપરાધી ગણાઉં ?

**કુબેર**—કુમાર ! તે પણ કહું છું. માતુઃશ્રી સુનીતિની આજ્ઞાથી જ્યારે તમે અહીં વેર લેવા આવ્યા ત્યારે તમારી ધીરજ, શૂરવીરતા ને સ્નેહ નિહાળવાને મ્હેં માયાની સેના રચી તમારી સામી મોકલી અને તેનો તમે રોષથી નાશ કર્યો, પરંતુ એક પણ સાચો યક્ષ હણાયો નથી. જો સાચા યક્ષો હણાયા હોત તો તેનાં માથાં, હાથ ને ધડોના ઢગલા થયા હોત ને લોહીની નદીઓ વહી હોત, પણ તમેજ જુઓને ક્યાં માથાં ? ક્યાં હાથ ? ક્યાં ધડ ને ક્યાં લોહીની

નદીઓ ? તાત્પર્ય તમામ માયામય હતું. એટલે યક્ષોને જીવાડવાસારૂ તમારે આશુતોષને ઉપાસવાની પણ જરૂર નથી. વળી એ આશુતોષ મહામૃત્યુંજય દેવ પણ તમારાપર તો પ્રસન્નજ છે. કેમકે તમે બાળપણમાં રમાપતિને રાજી કરેલા છે, અને હરિ અને હરમાં અભેદ હોવાથી,

ગીતિ.

રમાપતિ રાજી તો, વિના શ્રમે છે ઉમાપતિ રાજી;
સંતોષ્યા જો શિવ તો, શ્રમ વણ *શ્રીવર પ્રીત ધરે ઝાઝી.

એ વાત શાસ્ત્રસિદ્ધ છે, ને તેથીજ કરુણાળુ કૈલાસપતિ મારા વચનથી તમને આજ્ઞા કરે છે કે વત્સ ધ્રુવ! બાલ્યાવસ્થામાં પણ તમારી અપ્રતિમ ઇશ્વર ભક્તિથી, મનોહર માતૃભક્તિથી ને અનુપમ ભ્રાતૃવાત્સલ્યથી પરમ પ્રસન્ન થએલો હું તમને મૃત્યુના ભયથી મુક્ત કરું છું.

ધ્રુવ—(દંડવત્ પ્રણામ કરીને) અહો! પરમકૃપાળુ પ્રભુની કેવી કૃપાળુતા, કે પોતાના પરમમિત્રનો મહા અપરાધી જે હું તેને પણ તેઓશ્રી મૃત્યુના ભયથી મુક્ત કરે છે! એ કરુણાળુ પોતાનાં કૃત્યોથીજ પોતે પ્રસન્ન છે. તેમના ગુણ ગાવાને પણ હું બિચારો કોણમાત્ર?

કુબેર—વત્સ! દેવોનાં દર્શન નિષ્ફળ નથી નીવડતાં, માટે પણ કાંઇ વરદાન માગો.

ધ્રુવ—(હાથ જોડીને) આપની કૃપાથી હરિ અને હરમ સુધી અભેદભાવ સ્ફૂરે એ મ્હારી પ્રાર્થના છે.

કુબેર—તથાસ્તુ.

ધ્રુવ—દેવ! મ્હારાં માતુઃશ્રી સુનીતિ અમારી ... અકળાતાં હશે, અને માંડમાંડ જીવન ધારણ કરી ... અમે તરત પહોંચીએ એવી કૃપા કરો.

કુબેર—(સંતોષસહિત) મ્હારું મનવેગી પુ... તમારી રાજધાનીમાં પહોંચાડશે તો કુમાર! તેમાં બેસો.

ધ્રુવ—દેવ! એક બીજી પણ પ્રાર્થના છે.

* લક્ષ્મીપતિ.

**કુબેર**—શી ?

**ધ્રુવ**—મ્હારાં મહદ્‌ભાગ્યથી મ્હને જેમ આપનાં દર્શન થયાં, તેમ મ્હારાં માતુઃશ્રી પણ મહેશ્વરના મહામિત્ર આપશ્રીનાં દર્શનસુખનો અનુભવ લે એ મ્હારી યાચના છે.

**કુબેર**—સૌભાગ્યનાં સીમારૂપ અને પતિવ્રતાનાં શિરોમણિરૂપ તમારાં માઃતુશ્રી કે જેમને તમારા જેવા ત્રિભુવનશિરોમણિ પુત્ર રત્ન છે, તે જનની દેવોને પણ દર્શન કરવા લાયક છે; વળી તમારો આગ્રહ છે એટલુંજ નહિ પણ મળવું તમારે થયું ત્યારથીજ આ શરીર અધીન છે, તો ચાલો તમારાં પતિદેવપરાયણ માતુઃશ્રીના દર્શનાર્થે હું પણ સાથેજ આવું છું. ( પુષ્પકમાં બેસે છે. )

**ધ્રુવ**—મહાશયશિરોમણિએ મહાન અનુગ્રહ કર્યો ( એમ કહેતાં આંખમાં હર્ષાશ્રુ ભરાઇ જાય છે અને ઉત્તમ તથા સુરુચિ સહિત વિમાનમાં બેસે છે એટલામાં અંતરમાં સ્મરણ થતાં, મનમાં ) અહો ! આ સમયે જો પિતાજી પધાર્યા હોત તો કેવો આનંદ થાત ! પણ એવું મ્હારું ભાગ્ય ક્યાંથી હોય ?

( એટલામાં આકાશમાર્ગે એકદમ રાજા ઉત્તાનપાદ પ્રવેશ કરે છે. )

**રાજા**— **અનુષ્ટુપ્.**

[1]રાજરાજ દયાસિંધુ ! નમુંછું આપને અહો !
વત્સ ધ્રુવ ! ચિરંજીવી સંગે ઉત્તમની રહો.

**કુબેર**—( ઉભા થઇને ) પધારો મહારાજ ! પધારો. પૃથ્વીનાં આભૂષણરૂપ અનેક તીર્થોથી પવિત્ર બનેલા મિત્ર ! પધારો.

( આનંદે આલિંગી પોતાના અર્ધા આસન ઉપર બેસાડે છે. )

**ધ્રુવ** }
**ઉત્તમ** } ( આશ્ચર્ય સાથે ) કોણ પિતાશ્રી ! અહો ! આજ તો અમારાં ભાગ્યનો અતિશય ઉદય થયો. પિતાશ્રી ! અમે આપને પ્રણામ કરીએ છીએ.

**રાજા**—પુત્રો ! સદા સુખી રહો.

**સુરુચિ**—પ્રાણનાથ ! હું પ્રણામ કરું છું.

**રાજા**—પ્રિયે ! સુનીતિ સાથે સ્નેહ રાખતાં તમે પણ સદા સુખને અનુભવો.

---

૧ કુબેર.

નદીઓ ? તાત્પર્ય તમામ માયામય હતું. એટલે યક્ષોને જીવાડવાસારૂ તમારે આશુતોષને ઉપાસવાની પણ જરૂર નથી. વળી એ આશુતોષ મહામૃત્યુંજય દેવ પણ તમારાપર તો પ્રસન્નજ છે. કેમકે તમે બાળપણમાં રમાપતિને રાજી કરેલા છે, અને હરિ અને હરમાં અભેદ હોવાથી,

## ગીતિ.

રમાપતિ રાજી તો, વિના શ્રમે છે ઉમાપતિ રાજી;
સંતોષ્યા જો શિવ તો, શ્રમ વણ *શ્રીવર પ્રીત ધરે ઝાઝી.

એ વાત શાસ્ત્રસિદ્ધ છે, ને તેથીજ કરુણાળુ કૈલાસપતિ મારા વચનથી તમને આજ્ઞા કરે છે કે વત્સ ધ્રુવ! બાલ્યાવસ્થામાં પણ તમારી અપ્રતિમ ઇશ્વર ભક્તિથી, મનોહર માતૃભક્તિથી ને અનુપમ ભ્રાતૃવાત્સલ્યથી પરમ પ્રસન્ન થએલો હું તમને મૃત્યુના ભયથી મુક્ત કરું છું.

ધ્રુવ—(દંડવત્ પ્રણામ કરીને) અહો! પરમકૃપાળુ પ્રભુની કેવી કૃપાળુતા, કે પોતાના પરમમિત્રનો મહા અપરાધી જે હું તેને પણ તેઓશ્રી મૃત્યુના ભયથી મુક્ત કરે છે! એ કરુણાળુ પોતાનાં કૃત્યોથીજ પોતે પ્રસન્ન છે. તેમના ગુણ ગાવાને પણ હું બિચારો કોણમાત્ર ?

કુબેર—વત્સ! દેવોનાં દર્શન નિષ્ફળ નથી નીવડતાં, માટે મારી પાસેથી પણ કાંઇ વરદાન માગો.

ધ્રુવ—(હાથ જોડીને) આપની કૃપાથી હરિ અને હરમાં મ્હને જીવું ત્યાં-સુધી અભેદભાવ સ્ફૂરે એ મ્હારી પ્રાર્થના છે.

કુબેર—તથાસ્તુ.

ધ્રુવ—દેવ! મ્હારાં માતુઃશ્રી સુનીતિ અમારી સૌની ચિંતાથી અંતરમાં અકળાતાં હશે, અને માંડમાંડ જીવન ધારણ કરી શકયાં હશે તો તેમની પાસે અમે તરત પહોંચીએ એવી કૃપા કરો.

કુબેર—(સંતોષસહિત) મ્હારું મનવેગી પુષ્પકવિમાન ક્ષણમાત્રમાં તમને તમારી રાજધાનીમાં પહોંચાડશે તો કુમાર! સુરુચિ ને ઉત્તમ સાથે તમે તેમાં બેસો.

ધ્રુવ—દેવ! એક બીજી પણ પ્રાર્થના છે.

---

* લક્ષ્મીપતિ.

**કુબેર**—શી ?

**ધ્રુવ**—મ્હારાં મહદ્‌ભાગ્યથી મ્હને જેમ આપનાં દર્શન થયાં, તેમ મ્હારાં માતુઃશ્રી પણ મહેશ્વરના મહામિત્ર આપશ્રીનાં દર્શનસુખને અનુભવ લે એ મ્હારી યાચના છે.

**કુબેર**—સૌભાગ્યનાં સીમારૂપ અને પતિવ્રતાનાં શિરોમણિરૂપ તમારાં માઃતુશ્રી કે જેમને તમારા જેવા ત્રિભુવનશિરોમણિ પુત્ર રત્ન છે, તે જનની દેવોને પણ દર્શન કરવા લાયક છે; વળી તમારો આગ્રહ છે એટલુંજ નહિ પણ મળવું તમારે થયું ત્યારથીજ આ શરીર અધીન છે, તો ચાલો તમારાં પતિદેવપરાયણ માતુઃશ્રીના દર્શનાર્થે હું પણ સાથેજ આવું છું. ( પુષ્પકમાં બેસે છે. )

**ધ્રુવ**—મહાશયશિરોમણિએ મહાન અનુગ્રહ કર્યો ( એમ કહેતાં આંખમાં હર્ષાશ્રુ ભરાઇ જાય છે અને ઉત્તમ તથા સુરુચિ સહિત વિમાનમાં બેસે છે એટલામાં અંતરમાં સ્મરણ થતાં, મનમાં ) અહો ! આ સમયે જો પિતાજી પધાર્યા હોત તો કેવો આનંદ થાત ! પણ એવું મ્હારું ભાગ્ય ક્યાંથી હોય ?

( એટલામાં આકાશમાર્ગે એકદમ રાજા ઉત્તાનપાદ પ્રવેશ કરે છે. )

**રાજા**— **અનુષ્ટુપ્.**

[1]રાજરાજ દયાસિંધુ ! નમું છું આપને અહો !
વત્સ ધ્રુવ ! ચિરંજીવી સંગે ઉત્તમની રહો.

**કુબેર**—( ઉભા થઇને ) પધારો મહારાજ ! પધારો. પૃથ્વીનાં આભૂષણરૂપ અનેક તીર્થોથી પવિત્ર બનેલા મિત્ર ! પધારો.

( આનંદે આલિંગી પોતાના અર્ધા આસન ઉપર બેસાડે છે. )

**ધ્રુવ** }
**ઉત્તમ** } ( આશ્ચર્ય સાથે ) કોણ પિતાશ્રી ! અહો ! આજ તો અમારાં ભાગ્યનો અતિશય ઉદય થયો. પિતાશ્રી ! અમે આપને પ્રણામ કરીએ છીએ.

**રાજા**—પુત્રો ! સદા સુખી રહો.

**સુરુચિ**—પ્રાણનાથ ! હું પ્રણામ કરું છું.

**રાજા**—પ્રિયે ! સુનીતિ સાથે સ્નેહ રાખતાં તમે પણ સદા સુખને અનુભવો.

---

૧ કુબેર.

ધ્રુવ—(કુબેરને) દેવ! અકસ્માત્ અહીં પિતાજીનું પધારવું ક્યાંથી થયું?

કુબેર—કુમાર! આ પુષ્પકવિમાન ચિંતામણિના જેવા સ્વભાવનું છે, એટલે એણે તમારો ઇચ્છેલો અર્થ તમને તુરત પ્રાપ્ત કરાવ્યો. એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી.

ધ્રુવ—દેવ! હવે તો મ્હને મ્હારે મંદિરે જઇ મ્હારાં માતુઃશ્રી સુનીતિનાં દર્શન કરવાની અતિશય ઉત્કંઠા છે.

કુબેર—પ્રિય પુષ્પક! પોતાનાં માતુચરણનાં દર્શનમાટે આકુળ થએલા આ કુમારના આનંદાર્થે અતિવેગે બર્હિષ્મતીભણી ઉડ-(તરતજ પુષ્કવિમાન આકાશમાર્ગે ઉડવા લાગે છે.)

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—સુનીતિનો મેહેલ.

### પાત્ર—સુનીતિ અને પછીથી સુશીલા, સુચરિત્રા, અભ્યસૂયા, વિવેકનિધિ, કપટમુનિ, કુબેર, રાજા, ધ્રુવ, સુરૂચિ, ઉત્તમ, તથા નારદ.

(પરમેશ્વરના મંદિરમાંથી બહાર આવી પ્રદિપ્ત અગ્નિકુંડની પાસે ફરતી સુનીતિ પ્રવેશ કરે છે.)

સુનીતિ—(મનમાં) શ્રી મહામૃત્યુંજયના જપનું પુરશ્ચરણ પુરૂં થયું, તોપણ હજી વત્સ ઉત્તમના, કુમાર ધ્રુવના, કે બ્હેન સુરૂચિના કાંઇ પણ સમાચાર મળ્યા નહિ. હવે હું શું કરૂં? કોને પુછું? અને ક્યાં જાઉં? સુશીલા વિગેરે સખીઓ પણ હજી ન આવી. ઠીક છે, થોડીવાર તેમની રાહ જોઉં.

(અગ્નિકુંડ પાસે બેસે છે.)

(સુશીલા, સુચરિત્રા, અને અભ્યસૂયા પ્રવેશ કરે છે.)

અનસૂયા—(દૂરથી જોઇને) બ્હેનો! આપણાં પ્રિય દેવી આજે બહુ ઉદાસ હોય એમ જણાય છે. માટે ચાલો, ઝટ આપણે તેની પાસે જઇએ. (પાસે આવતાં) દેવીનો જય થાઓ, જય થાઓ. (એમ કહી ત્રણે પ્રણામ કરે છે.)

સુનીતિ—(પાછું વાળી જોઇને) આવો, આવો મ્હારી વ્હાલી સખીઓ! તમે સહુ આજે મને પ્રેમથી ભેટો, આ આપણું છેલ્લુંજ મળવું છે.

**સુચરિત્રા**—દેવિ ! કેમ આજે આમ એકદમ ધૈર્યસાગર સુકાઇ જાય છે ?

**સુશીલા**—કેમ આજે આપના મુખમાંથી આવું વચન નીકળે છે ?

**અનસૂયા**—જ્યારે આપજ આમ ધીરજને છોડી દઇ કાયર મનવાળાં થશો; ત્યારે પછી અમારા જેવાં ગરીબોની તો વાતજ શી કરવી ?

**સુનીતિ**—પ્રિય બ્હેનો ! સુનીતિનાં દુઃખોની હવે હદ થઇ છે. કુમાર ધ્રુવના જન્મદિવસથી આરંભીને આજ સુધી જે જે દુઃખો અનુભવવાં પડ્યાં છે તે તમારા સહુથી અજાણ્યાં નથી.

**અનસૂયા**—હા, તે સર્વ તો અમારા જાણવામાંજ છે, તેથી શું ?

**સુનીતિ**—એટલામાં આજે વળી સવારમાં કપટપેટિકાએ આવીને વત્સ ધ્રુવના સંબંધમાં બહુ અઘટિત સમાચાર જણાવ્યા.

**સુશીલા**—દેવી ! એ કપટપેટિકાના વચનમાં પણ આપને વિશ્વાસ આવે છે ?

**સુનીતિ**—મ્હને કપટપેટિકાના વચનમાં વિશ્વાસ નથી, પરંતુ હીમાલય તરફથી આવેલા અને અભ્યસૂયાને મળેલા કોઇ મુનીવર્યના મુખથી તેણે એ સમાચાર સાંભળેલા છે, તેથી એ મુનીરાજના વચનને લીધે મ્હારૂં મન આમ આકુળવ્યાકુળ થાય છે.

**સુચરિત્રા**—અભ્યસૂયાને મળેલા મુનીરાજ પણ અભ્યસૂયાના જેવાજ સમજવા. તેનાં વચન પણ કાંઇ આધારપાત્ર ગણાય નહિ.

**સુનીતિ**—બ્હેનો ! વળી તે એમ પણ કેહતી હતી કે મુનીવર્યના મુખથી આ દુઃખદાયક ખબર સભળીને અભ્યસૂયા અગ્નિપ્રવેશ કરે છે, અને હું પણ પરિવ્રાજીકા થઇને ચાલી નીકળવાની છું. આ સઘળું કાંઇ કારણ વગર થવું ઘટતું નથી.

**સુશીલા**—દેવી ! એ તો આપના જાણવામાંજ છે કે અભ્યસૂયાને અવલંબીને રેહનારાં પણ પારકાનું અહિત સાધવાને માટે પોતાના પ્રાણ જવા સુધીનીયે દરકાર કરતાં નથી, તો પછી અભ્યસૂયા પોતેજ તેવું કરે તેમાં શું નવાઇ ?

**સુનીતિ**—પ્રિય સખીઓ ! પરમકૃપાળુ પરમેશ્વર તમારાં સહુનાં વચનને સત્ય કરે. મ્હને કપટપેટિકાના વચનમાં વિશ્વાસ નથી, મને અભ્યસૂયાના વચનમાં વિશ્વાસ નથી, કે મને તેમને મળેલા મુનીરાજના વચનમાં પણ વિશ્વાસ નથી, પરંતુ કુમારે યક્ષોની સાથે લડવા જવાને પ્રયાણ કર્યું તે સમયથીજ મનથી મેં વત્સ

ઉત્તમના જીવનને માટે અને વત્સ ધ્રુવના વિજયને માટે અન્નપાન તજીને શ્રી મહામૃત્યુંજયના મંત્રનું પુરશ્ચરણ કરવાની, અને એ પુરશ્ચરણની પૂર્ણાહુતિ થતાં સુધીના સમયમાં જો પ્રિય બ્હેન સુરૂચિ સહિત કુમાર ધ્રુવ અને ઉત્તમ નહિ આવે તો મારા શરિરથીજ પૂર્ણાહુતિ કરવાની, પ્રતિજ્ઞા કરેલી છે. હવે આજે પુરશ્ચરણ પુરૂં થયું છે, હોમ સમાપ્ત થયો છે, અને માત્ર પૂર્ણાહુતિજ બાકી રહી છે. તે માત્ર તમને સહુને મળી લેવા માટેજ અટકાવી હતી. તમે સહુ મળ્યાં તો હવે વગર વિલંબે તે કરવા મ્હારૂં મન ઉતાવળું થાય છે.

**સુશીલા**—દેવિ ! શું સુનીતિ વિના સુશીલા, સુચરિત્રા, અને અનસૂયા જીવી શકશે કે ? શું સુશીલા, સુચરિત્રા, અને અનસૂયા વિના સુનીતિ જરા વાર પણ રહી શકે છે કે ? નહિજ, એ સહુ કોઇ જાણે છે. અને એમ છે તો અમે પણ આપની સાથેજ આવશું. પરંતુ માત્ર અવિવેકરૂપી ચોરજ મહાન વિવેકનિધિને પણ આમ લુંટી જાય છે એ જોઇને અમારૂં મન ખેદ પામે છે હા ! વિવેકનિધિ આમ અકસ્માતજ કેમ પારકા હાથમાં જાય છે ? ( વિલાપ કરે છે. )

**વિવેકનિધિ**—( પ્રવેશ કરતાં ) અરે ! અરે ! કોણે કહ્યું એ ? પ્રિય બ્હેનો ! ભય ન કરો, ભય ન કરો. હું પારકા હાથમાં ગયોજ નથી. શોક ન કરો, દેવીશ્રી સુનીતિના પુણ્યપ્રતાપથી મ્હને જરા પણ કોઇએ હરકત કરેલી નથી.

**સુશીલા**—બ્હેનો ! વિવેકરૂપી ખજાનાના સંબંધમાં ખેદથી બોલાયેલાં મ્હારાં વચનો પ્રધાન વિવેકનિધિરૂપે પ્રતિફલિત થયાં. ઠીક છે, તે પણ ઉચિતજ છે. આર્ય વિવેકનિધિ ! કુમારશ્રીના કાંઇ કુશળ સમાચાર છે કે ?

**વિવેકનિધિ**—હજી સુધી તો કશા સમાચાર મળેલા નથી.

**સુનીતિ**—વત્સ વિવેકનિધિ ! તમને હવે આ મ્હારૂં છેવટનુંજ કેહવું છે. શત્રુઓ ઉપર વિજય મેળવીને બ્હેન સુરૂચિ તથા કુમાર ઉત્તમ સહિત પુત્ર ધ્રુવ જ્યારે આવે ત્યારે તેને મ્હારા અનેક શુભ આશિર્વાદની માળા સાથે આ પ્રમાણે કેહશો. "વ્હાલા પુત્ર ! રાજાઓને વસુધા એજ કલત્ર છે, રાજાઓને પ્રજા એજ પુત્ર છે. પરમ પ્રેમથી લાલન, પાલન, અને પોષણ કરેલી પ્રજા જે આપી શકે છે તે નથી કલ્પલતાથી આપી શકાતું, નથી કામદુધાથી આપી શકાતું, કે નથી ચિંતામણિથી આપી શકાતું. વધારે શું ? પ્રાણનું અર્પણ કરીને પણ પ્રજાને રાજી રાખવી એજ રાજાઓને પરમ ધન છે—એજ રાજા-

ઓને પરમ રાજધર્મ છે. આ વાત તું તારા અંતઃકરણના ઉંડા ભાગમાં કોતરી રાખજે અને તે પ્રમાણે વર્તજે એ તારી માતાની તને છેલ્લી ભલામણ છે.”

વિવેકનિધિ—માતા ! માતા ! શામાટે આમ એકદમ કાંઇ કારણ વિના સાહસ કરવાને આપ ઉદ્યમ કરો છો ? કુમારના કાંઇ સમાચાર નથી તોપણ તેમની ચિંતા કરવાનું કશું કારણ નથી.

વસંત તિલકા.

ન્હાની વયે પણ, કઠીન તપે કરીને,
સાક્ષાત્ કર્યા પ્રણયથી નૃહરિ હરિને;
તેને—રમાપતિ કૃપામૃત પાત્રને તે,
શું કોઇ પાપ નજરે નિરખી શકે કે ?

સુશીલા—નહિજ, એમાં શું સંદેહ ? અને ચિંતા પણ શામાટે ?

ગીતિ.

ધ્રુવ સમ ધ્રુવનો જય છે, સદ્કર્મોથી આપતણાં ભારી;
શ્રીમૃત્યુંજયકરૂણા, કુશળ સર્વનું સદૈવ કરનારી.

સુનીતિ—વત્સ ! જ્યારે કુમાર યક્ષોની સામે લડવાને માટે ગયા ત્યારે મેં જે પ્રતિજ્ઞા કરેલી છે તે તો તમારા જાણવામાંજ છે. હવે આજે તે પુરશ્ચરણ પુરૂં થયું છે, આહુતી સમાપ્ત થઇ છે, અને પૂર્ણાહુતિ વખતેજ-ઇચ્છેલા અર્થની સિદ્ધિ થાય છે એમ મંત્ર શાસ્ત્રનો સિદ્ધાંત છે; છતાં હજી કુમારની કુશળ પ્રવૃત્તિ માત્ર પણ નથી એથી મ્હારૂં મન વિસ્મય પામે છે, અને હૃદય કંપે છે. હા ! શું કોઇએ મંત્રશક્તિને ખીલી લીધી છે ? અથવા શું મ્હારાજ કોઇ અપરાધથી મંત્રશક્તિ બંધાઇ રહી છે ? મ્હને કશું સમજાતું નથી. મ્હારી ધીરજ હવે રેહતી નથી. ( આંસુ પાડે છે. )

વિવેકનિધિ—માતુઃશ્રી ! શાંત થાઓ, શાંત થાઓ.

સુચરિત્રા—દેવી !

અનુષ્ટુપ્.

મૃત્યુને જીતનારા જે, ભક્તમાં સ્નેહ જે ધરે,
તેમને ભજનારાં શું ચિત્તે ચિંતા જરી કરે ?

માટે નિશ્ચિંત થઇ, ધીરજ ધરો, ધીરજ ધરો.

**સુનીતિ**—સખી ! ઘણા સમય સુધી ધીરજ રાખી, હવે તો દુઃખની સુનીતિના ઉપર પરાકાષ્ટા થઇ છે. ધીરજ પોતેજ હવે ધીરજ રાખી શકે તેમ નથી. ( તેટલામાં )

**દ્વારપાલ**—( પ્રવેશ કરીને ) દેવી ! ઉત્તરમાંથી આવેલા કોઇ મુનિવર્ય બહાર ઉભા છે, અને આપને કાંઇ પત્ર આપવાની ઇચ્છા જણાવે છે. પછી જેવી આપની આજ્ઞા.

**વિવેકનિધિ**—( હર્ષ સહિત ) અહો ! પુરશ્ચરણના પુણ્યનું ફળ થયું !

**સુશીલા**—( હર્ષ સહિત ) ખરે !

**અનુષ્ટુપ્.**

ભક્તેચ્છા પૂરનારી જે, પ્રાર્થના-કલ્પવલ્લરી,
ન ફળે શું કદાપિ તે પ્રભુના પદમાં ધરી ?

**સુનીતિ**—દ્વારપાલ ! તમારા જાણવામાંજ છે કે મનુ મહારાજના વંશજોના અંતઃપુરમાં આવવાને મુનિઓ, મહાત્માઓ, અને બ્રાહ્મણોને નિરંતર છૂટ છે. માટે એ મુનિવર્યને તરત અહીં તેડી લાવો.

**દ્વારપાલ**—જેવી આજ્ઞા. ( બહાર જઇ, ફરી પ્રવેશ કરીને ) આ આવ્યા એ મુનિવર્ય. ( દૂરથી બતાવે છે. )

**મુનિ**—( પ્રવેશ કરીને ) જય થાઓ, જય થાઓ, માતા સુનીતિનો. ( એમ કહી ચારેકોર જુવે છે. )

( સર્વે તેને પ્રણામ કરે છે. )

**સુનીતિ**—( બરાબર જોઇને મનમાં. )

" વિમલ, મલિન, સ્હેજે ભાવના ઉદ્ભવે જે,
હિતકર, રિપુ, જે જે હોય તે સૂચવે તે."

વૃદ્ધોનાં એ વચનને અનુસરતાં આ મુનિને જોઇને મ્હારૂં મન પ્રસન્ન થાતું નથી. આનું શું કારણ ? ઠીક છે, વાતચિતથી જાણી શકાશે. ( પ્રકાશમાં ) મુનિરાજ ! આપ ક્યાંથી પધારો છો ? અને ક્યાં જવા આપની ઇચ્છા છે ?

**મુનિ**—હિમાલય ઉપરથી હું આવું છું, અને ભારતભૂમિનાં સર્વ તીર્થસ્થળોમાં જવાની મ્હારી મરજી છે. પરંતુ તમારા સર્વમાં સુનીતિ કોનું નામ છે ?

**સુનીતિ**—મુનિરાજ ! મ્હારૂંજ તે નામ છે.

**મુનિ**—ત્યારે સાંભળો. જ્યારે હું હિમાલયથી ભારતભૂમિ તરફ આવતો હતો ત્યારે કોઇ ધ્રુવ નામના કુમારે, અસંખ્ય તિવ્રશરથી ભેદાયેલા પોતાના શરિરમાંથી નિકળતી લોહીની ધારાથી પોતાના શરવડે ભોજપત્રમાં આંસુ પાડતાં પાડતાં કાંઇ લખીને મને કહ્યું કે “ મુનિવર્ય ! ભારતભૂમિમાં બર્હિષ્મતિ નગરી તરફ જો આપનું પધારવું થાય તો ત્યાં મ્હારાં માતા સુનીતિના હાથમાં આ પત્રિકા આપજો. ” તેથી હું અહીં આવેલ છું, અને આ તે પત્રિકા.

( સુનીતિના હાથમાં પત્રિકા આપે છે. )

**સુનીતિ**—( ધીરજથી લઇ ઉખેડીને ) કૃપાળુ મુનિરાજ ! આપજ આમાં લખેલા સર્વ સમાચાર સર્વને સંભળાવો. ( મુનિને પત્રિકા આપવા હાથ લાંબો કરે છે. )

**મુનિ**—નહિ, નહિ, બાલ્યકાળથીજ તપમાં પરાયણ રેહવાથી અક્ષરોનું જ્ઞાન મને મળેલું નથી, અને તે કારણથી પત્રિકામાં લખેલું હું વાંચી સંભળાવી શકું તેમ નથી. માટે કોઇ બીજુંજ વાંચો. ( આંખમાં આંસુ લાવે છે. )

**સુનીતિ**—વિવેકનિધિ ! મુનિરાજનું મુખ જોવાથી અનેક અકુશળની શંકા થઇ મ્હારી વ્યાકુળ થએલી આંખથી તે વાંચી શકાય તેમ નથી. માટે તમેજ વાંચો કે કુમાર શું લખે છે ? ( વિવેકનિધિને પત્રિકા આપે છે. )

**વિવેકનિધિ**—( તે લેતાં ) જેવી આપની આજ્ઞા. ( વાંચે છે )

“ માતા ! હું શિવમિત્રના ધનદના ક્રોધાનલે છું પડયો. ”

**સુનીતિ**—હા ! આ શું ! અથવા ના, ના, મ્હારો પુત્ર આવાં કાયરતાનાં વચન ન લખે.

**સુચરિત્રા**—દેવી ! આપનો તર્ક બરાબર છે.

**સુશીલા** } ભાઇ વિવેકનિધિ ! જરા બરાબર જુઓ જોઇએ કે એ અક્ષરો
**અનસૂયા** } કુમારના છે કે નહિ ?

**વિવેકનિધિ**—અક્ષરો તો કુમારશ્રીના જેવાજ મને જણાય છે.

**સુનીતિ**—ઠીક છે, આગળ વાંચો.

**વિવેકનિધિ**—જેવી આજ્ઞા.

“ ક્યાંયે પ્રાપ્ત થયાં હજી ન સુરૂચિ, તેમે ન બચ્ચું જડયો; ”

( જરા અટકે છે. )

સુનીત—વજ્રહૃદયવાળી હું સાંભળું છું. આગળ વાંચો.

વિવેકનિધિ—

"હા! ધિક્ છે મુજ જીવવું અફળ આ, જો જન્મ પાછો લહું,
તો મા તુંજ, પિતાય તે, હરિપદે તેવીજ ભક્તિ ચહું."

"આપના પુત્રના આ છેલ્લા પ્રણામ. વધારે શું લખું ? અરેરે ! પ્રાણપ્રિય બંધુ ઉત્તમને ન મળી શકયો એ થોડો ખેદ નથી."

સુનીતિ—હા ! હું મંદભાગ્યવાળી હણાણી છું. (મૂર્છાથી પડી જાય છે.)

સુશીલા }
સુચરિત્રા } દેવી ! શાંત થાઓ, શાંત થાઓ.

(વસ્ત્રથી પવન નાંખે છે.)

વિવેકનિધિ—(માથા ઉપર પાણી સીંચતાં) માતુઃશ્રી ! ધીરજ ધરો, ધીરજ ધરો. કુમારના જેવાજ આ સુંદર અક્ષરો છે, અને તેમનાં જેવાંજ આ ભ્રાતૃભાવથી ભરેલાં વચનો છે, તોપણ મ્હને કુમારના અહિતની પ્રતિતી થતી નથી. શું ભક્તજનનું કલ્યાણ કરનાર શ્રી શંકર-શ્રી મહામૃત્યુંજય દેવ પોતાના ભક્તજનના મૃત્યુનો ભય ભાંગવાને જગતમાં જાગતા નથી ? શું ગજેંદ્રની રક્ષા કરનાર શ્રી લક્ષ્મિહૃદયદયિત ભગવાન યોગનિદ્રાથી પોતાની આંખ વિચી ગયા છે ? શું આપણાં સર્વ પૂર્વજોનાં કરેલાં અસંખ્ય પુણ્યપારિજાતનાં વન સુકાઇ ગયાં છે ? કુમાર કદી પણ પોતાના શત્રુનું ઉન્મુલન કર્યા શિવાય મૃત્યુને પામેજ નહિ. માટે હજી એ સંબંધી આપણે કાંઇ વિચાર કરવો જોઇએ.

અનસૂયા—આર્ય વિવેકનિધિનું કેહવું બરાબર છે.

સુનીતિ—(જાગ્રત થતાં) વત્સ ! હવે વિચાર શું કરવાનો છે ? કુમારના પોતાનાજ હાથના અક્ષરો છે ત્યાં પછી શું શંકા ?

વિવેકનિધિ—માત્ર કુમારના જેવા અક્ષરોજ છે એટલા ઉપરથી કાંઇ પત્રિકામાં જણાવેલી હકીકત સત્ય છે એમ ન માની શકાય. પ્રથમની કપટ લેખની વાત આપ યાદ કરો. તે અક્ષરો પણ કુમારના જેવાજ હતા. વખતે આ પણ તેવુંજ કોઇ અધમ માણસનું કરેલ કૃત્ય હોઇ શકે.

(તેટલામાં નેપથ્યમાં કોલાહલ થાય છે.)

સુનીતિ—અરે ! આ કોલાહલ શેનો સંભળાય છે ? કોણ છે અહીં ?

**દ્વારપાલ**—( પ્રવેશ કરીને ) આ દાસ હાજર છે, શી આજ્ઞા છે ?

**સુનીતિ**—જા, જોઇએ, અકસ્માત્ આ કોલાહલ ગામમાં કેમ સંભળાય છે તે તપાસ કરી જણાવ.

**દ્વારપાલ**—જેવી આપની આજ્ઞા. ( બહાર જઇ થોડીવારે ફરી પ્રવેશ કરીને ) દેવી ! ઠેકાણે ઠેકાણે એવી વાત ચાલી રહી છે કે-" આજે સવારે કોઇ મહામુનિના મુખથી કુમારશ્રી વૃત્તનું અત્યંત અહિત સાંભળીને અભ્યસૂયાએ ચિતા પ્રવેશ કર્યો છે, તેમજ કપટપેટીકાએ પણ નદિના પ્રવાહમાં પરિવ્રાજીકા થઇને પડતું મેલ્યું છે. " અને આ સઘળું જોઇને કુમારશ્રીના સદ્‌ગુણમાં અનુરક્ત રહેલા સર્વ લોકોનાં દુઃખીત હૃદયનો આ કોલાહલ સર્વત્ર પ્રસરી રહ્યો છે.

**મુનિ**—( ઉદ્વેગથી આંસુ સાથે ) અરેરે ! મેં પાપીએં મ્હોટું પાપ કર્યું. મ્હારા મુખથી કેહવાઇ ગયેલા અપ્રિય વૃત્તાંતથી બીચારી બે દુઃખી દાસીઓએ પ્રાણઘાત કર્યો. હા ! એ બે સ્ત્રિહત્યા મ્હને પરલોકમાં પણ પીડા કરનારી થઇ પડશે. એટલુંજ નહિ પણ પત્રિકા સાંભળવાથી ઉત્પન્ન થએલ, અનિર્વચનીય, અને પ્રતિક્ષણે મૂર્છા ઉત્પન્ન કરતી, આ ઉદાસીથી તમારામાંથી પણ કોઇ મધ્યાને જીવતું નહિ રહે એમ મને લાગી આવે છે. અને મ્હેં આપેલ પત્રિકાના વૃત્તાંતના દુઃખથી પ્રાણ તજનારા તમારા આત્મઘાતનું મહાન પાપ પણ મનેજ લાગશે. અહો ! માત્ર દયાથીજ કુમાર સાથે કરેલી થોડીવારની સંગતિ પણ કેવાં આકસ્મિક પાપોનું પાત્ર મને બનાવે છે ! હવે કદી પણ સંસારીઓનો સંગ હું કરીશ નહિ. ( ઉદાસ બને છે. )

**સુનીતિ**—( આંસુ સાથે ) વિવેકનિધિ ! કેવળ જીવના તરફની આશા-પ્રિતિ એજ મ્હારા પ્રાણ ત્યાગને-અગ્નિ પ્રવેશને અટકાવે છે, એમ મ્હને જણાય છે. અને એમ છે તો હવે વત્સનાં છેવટનાં બોલેલાં વચનો આ મુનીરાજ પાસેથી સાંભળીને અગ્નિપ્રવેશ કરવો એજ સુનીતિને માટે ઉચિત છે. ( મુનીને ) મુનીવર્ય ! આપને જ્યારે કુમારે પત્રિકા આપી-ત્યારે તેની કેવી દશા થઇ હતી, અને તેણે શું શું કહ્યું હતું તે સઘળું મ્હને કૃપા કરી જણાવશો.

**મુનિ**—( મનમાં ) હવે એવી રીતે કહું કે સર્વનો એકદમ અભાવજ થાય. ( પ્રકાશમાં ) માતા ! હું તે સહુ જાણું છું, તોપણ તે કેહતાં મ્હારૂં હૃદય બહુ કંપે છે. કારણ વૃદ્ધોએ કહ્યું છે કે—

ગીતિ.

અસહ્ય, અપ્રિય જે છે, દૈવયોગથી જનપર પડનારૂં,
પરદુઃખ નહિ સહનારૂં, કરૂણહૃદય તે કહી ન શકનારૂં.

માટે મ્હારાથી તો નહિ કહી શકાય. અથવા કુમારની છેવટની સ્થિતિ અને તેનાં કહેલાં વાક્યો જાણવાને ઉત્સુકતાવાળાં આપ જે તેનાં માતા છો તેમના સંતોષને માટે કહું છું. સાંભળો. પ્રથમ તો એ ધીર, વીર, અને ગંભીર નરશીરોમણિ જેવા કુમારે મ્હને પત્રિકા દીધી. પછી ધીમે ધીમે શ્રી અલકનંદા ગંગા પાસેં જઇ, ત્યાં નાહીને, રૂધીર ધોઇ નાખીને, સાફ કપડાં પેહરીને, અને કપાળમાં વિભૂતિ કરીને અલકનંદાને તીરે તેમણે કુશશય્યા ઉપર શયન કર્યું. અને ત્યાર પછી થોડીવાર પરમેશ્વરનાં નામ મ્હોટેથી ઉચ્ચારીને, થોડીવાર માળાથી કાંઇ મંત્રજપ કરીને, છેવટે ગળામાં માળા નાંખતાં સુતાં સુતાંજ તેમણે કહ્યું કે—

શિખરિણી.

"ન દુઃખી હું તેથી મુજ મરણથી માતુ મરશે,
ન દુઃખી હું તેથી જનક પણ હા ! પ્રાણ તજશે;
ન દુઃખી હું તેથી પરશરવડે મૃત્યુ મુજને,
પરંતુ દુઃખી હું, નહિ મળી શકયો ઉત્તમ ! તને"

સુશીલા—અહો ! કુમારશ્રી સૌહદરસની સાક્ષાત્ મૂર્તિજ છે.

મુનિ—વળી થોડીવારે ફરીથી કહ્યું કે—

શાર્દૂલ.

"હે બંધુ ! મુજને પ્રતિવચન દે, કયાં આજ તું કયાં અરે ?
સ્નેહાંભોનિધિ ! શુન્ય આ જગત છે તારા વિનાનું ખરે;
હે માતા સુરૂચિ ! તમે પણ ગયાં કયાં ચિત્ત ચિંતા કરે,
કયારેં કયાં મુખચંદ્ર ઉત્તમ ! અરે ત્હારૂં સુશાન્તિ કરે ?"

પછી છેલ્લે—

અનુષ્ટુપ.

"પ્રભુજી ! મ્હેં તમ્હારી જો ખરી ભક્તિ કરી હશે,
મ્હને ત્યાં મોકલી દેજો ભ્રાતા ઉત્તમ જયાં હશે."

આમ બોલી રેહતાંજ નેત્રમાં ચાલતી આંસુની ધારા સહિત વદનકમળમાંથી તેમનો પ્રાણવાયુ બહાર નીકળી ગયો, અને તેમનું શરિર પણ આ અલ્પ પરિચયવાળા માણસે શ્રી ગંગાજીના પ્રવાહમાં પધરાવ્યું. ( આંસુ પાડે છે. )

( સર્વે ઉદાસ અને ખેદવાળાં થઇ જાય છે. )

**સુનીતિ**—( હાથ જોડી આંસુ સાથે ઉંચે જોઇને ) હે મૃત્યુંજય દેવ ભગવન્ ! હે ઉમાપતિ ! હે વિશ્વના ઇશ્વર ! હે જગતના બંધુ ! હે પોતાના ભક્ત જનનાં દુઃખ હરનારા પ્રભુ ! આ શું ? માત્ર આપનાંજ ચરણકમળના શરણમાં રેહનારી હું તેની આ દશા ? અથવા એમ કેમજ બને ? દેવ ! મોહસાગરમાં હું મુંઝાઇ જાઉં છું. ( મૂર્છાથી પડી જાય છે. )

**વિવેકનિધિ**—( ખેદથી સજળ નયને ) માતુઃશ્રી ! શાંત થાઓ, શાંત થાઓ.

**સુશીલા** }<br>**સુચરિત્રા** } ( ખેદથી સજળ નયને ) દેવી ! ધીરજ ધરો, ધીરજ ધરો. ( વસ્ત્રથી પવન નાંખે છે. )

**મુનિ**—( મનમાં ) મ્હારૂં કામ હવે પુરૂં થયું છે. મને લાગે છે કે હવે આ સહુનું પરિણામ ધારવા પ્રમાણેજ આવશે. માટે ચાલ, હવે જતો રહું. ( પ્રકાશમાં ) હા ! મ્હારી નજરે હવે આ દુઃખીત દેખાવ જોઇ શકાતો નથી. મુનિ છતાં પણ સંસારની સંગતિ થતાં મારૂં હૃદય ભેદાઇ જાય છે. તેથી તેમાંથી છૂટો થવા હું હવે જતો રહીશ. એ ખરૂં છે કે સંસાર દુઃખથીજ ભરેલો છે. ( નિકળી જાય છે. )

**સુનીતિ**—( થોડીવારે સંજ્ઞા આવતાં ઉઠીને હોમાગ્નિને પ્રદક્ષિણા કરીને ) હે ભગવન્ સ્વાહાસહાય ! જો આપનામાં મ્હારી અચળ ભક્તિ હોય, જો મ્હારા પ્રાણપ્રિયમાં પરમ ભક્તિ હોય, જો કુમાર ઉત્તમ અને ધ્રુવમાં નિર્વિશેષ પ્રીતિ હોય, અને જો મ્હારાં પ્રિય બ્હેન સુરૂચિ તરફ મ્હારી સ્નેહવાળી બુદ્ધિ હોય, તો પરલોકમાં પણ મ્હને બ્હેન સુરૂચિ, કુમાર ઉત્તમ અને કુમાર ધ્રુવનો વિયોગ ન થાય તેમ કરજો. ( એમ કહી અગ્નિમાં પડવા જાય છે. )

( તેટલામાં નેપથ્યમાં )

દ્રુતવિલંબીત.

નહિ જરા પરિતાપ ધરો મને,<br>શરિર આહુતિ આ ન કરો તમે;<br>સુખદ આ નિરખો અહિં નેનથી,<br>સુરૂચિ, ઉત્તમ, ને ધ્રુવ પ્રેમથી.

**સુનીતિ**—અહો ! મ્હારા કાનમાં આ અમૃતની વૃષ્ટિ કોણે કરી ?
( ચારેકોર જુવે છે. )

( તેટલામાં પુષ્પક વિમાનમાં બેઠેલા શ્રીકુબેર, રાજા ઉત્તાનપાદ, ધ્રુવ, સુરૂચિ, અને ઉત્તમ આકાશ માર્ગેથી ઉતરે છે. સર્વ ચકીત થઇ જોઇ રહે છે. )

**ધ્રુવ**—( પુષ્પકમાંથી તરત ઉતરીને ) માતુઃશ્રી ! હું ધ્રુવ આપને પ્રણામ કરું છું. ( તેમ કરે છે. )

**સુનીતિ**—કુમાર ! પરમેશ્વરની કૃપાથી પરમઅભ્યુદયનું પાત્ર થાઓ.

**ઉત્તમ**—માતુ ! હું ઉત્તમ અભિવંદન કરું છું.

**સુનીતિ**—વત્સ ! પ્રતિદિન તમ્હારી ચડતી કળા થાઓ.

**સુરુચિ**—પ્રિયબેન ! આ પરમ અપરાધિની સુરુચિ આપને પ્રણામ કરે છે. ( એમ બોલતી જ્યાં નમવાને જાય છે તેટલામાં. )

**સુનીતિ**—હાં હાં બેન ! આપને એ શોભે નહિ. ( એમ કહી પ્રેમથી ગાઢ આલિંગન દેછે. )

**ધ્રુવ**—માતુઃશ્રી ! મહેશ્વરના મહામિત્ર આ ભગવાનકુબેર ! ( એમ કહી તેમને દેખાડે છે. )

**સુનીતિ**—( આંખમાં હર્ષાશ્રુ આવતાં ) વત્સ ! વત્સ ! આજ આપણાં મહાભાગ્ય કે એ દેવનાં દર્શન થયાં. એમનાં દર્શનથી આજે આપણે શ્રી મહેશ્વરનાંજ દર્શન પામ્યાં. ( કુબેરને પ્રણામ કરે છે. )

**કુબેર**—માતુ સુનીતિ ! પતિને દેવતા માનનારાં તમે દેવતાઓને પણ પૂજવા લાયક છો, તો તમારો સૌભાગ્યનો મહિમા શું કહેવો ? જુઓ જુઓ, આ તમારા પ્રાણનાથ મહારાજા ઉત્તાનપાદ પણ તમને દર્શન દેવાને સાક્ષાત્ પધારેલા છે. ( તેમને દેખાડે છે. )

**સુનીતિ**—( આશ્ચર્ય સહિત ગદ્‌ગદ્ કંઠે મનમાં ) અહો ! આજ તો મ્હારું મહદ્‌ભાગ્ય ! ( પ્રકટ ) પ્રાણનાથ ! આપના ચરણકમળની દાસી હું આપને પ્રણામ કરું છું. ( તેમ કરે છે. )

**રાજા**—સૌભાગ્યસીમાનાં [1]પરિસીમારૂપ પ્રિયા ! પોતાના અપ્રતિમ પતિવ્રતાપણાના પ્રભાવે તમે પરમ અભ્યુદયનાં પાત્ર થાઓ.

---

૧ છેલ્લી મર્યાદા.

ધ્રુવ—માતુઃશ્રી ! આ ભગવાનકુબેરની કૃપાથીજ માતા સુરુચિ અને બંધુ ઉત્તમ મ્હને પ્રાપ્ત થયાં છે, માટે જીવનપર્યંત એમનો આભાર વિસરાય એમ નથી.

સુનીતિ—કુમાર ! દેવો સ્વભાવથીજ કરુણામય કોમળ અંતઃકરણવાળા હોય છે, તેથી તેઓની કરુણારૂપી કલ્પલતા કયા કયા મનોરથોને નહિ પૂરે ? એમની કરુણાનો મહિમા [2]અગોચર છે, અને માણસો તો માત્ર તેમને મન વચન ને કર્મથી પ્રેમસહિત પ્રણામ અર્પણ કરે એટલાંજ સાધનવાળાં છે.

( ફરીથી કુબેરને સાષ્ટાંગ પ્રણામ કરે છે )

કુબેર—માતા ! માતા ! હવે અતિશય વિનય ન કરો.

વિવેકનિધિ—મ્હારાજ ! દેવી સુનીતિ આ માત્ર વિનયજ નથી કરતાં, પરંતુ બરાબર કહે છે. આપના દર્શન પેહેલાંજ કોઇ મુનિરાજ અહીં આવ્યા હતા અને કુમારશ્રી ધ્રુવના અહિતના અને દેવી સુરૂચિ તથા કુમારશ્રી ઉત્તમની આશા છોડાવનારા સમાચાર લાવ્યા હતા. અને તેથી જે ભયંકર પરિણામ આવત તે માત્ર આપની પરમ કૃપાથીજ અટક્યું છે એમ હું માનું છું.

કુબેર—હા, પેલી દુષ્ટ અભ્યસૂયાની પ્રેરણાથીજ મુનિવેશે આવેલા કપટ-કરંડ અને તેના પ્રપંચની મ્હને ખબર છે, તેમજ મ્હારા આવવા પેહેલાં તે અહીંથી ન્હાસી ગયેલો છે તે પણ મ્હારાં જાણવામાંજ છે. અહો ! સુજનની સુજનતા ! અહો ! દુર્જનની દુર્જનતા !

માલિની.

અતિશય અપરાધો, દુર્જનો આચરે છે;<br>
નિશદિન શુભ તોયે સજ્જનો તો કરે છે;<br>
અગણિત ઉપકારો, સજ્જનો છો કરે છે,<br>
પણ અહિત સદાયે દુર્જનો તો આદરે છે.

પરંતુ તોપણ—

સુહૃદ સમ સદા જે સર્વનું ચ્હાય ઐશ,<br>
પરમ પ્રભુકૃપાથી દુઃખ પામે ન લેશ;<br>
પણ અહિત બધાનું સર્વદા જે કરે છે,<br>
વિણ વિજય પ્રભુના કોપનું પાત્ર રેછે.

---

૨ ઇંદ્રિયોથી પર.

(સર્વ આશ્ચર્ય સાથે એક બીજાં સામે જુવે છે.)

સુરુચિ—(શરમ અને આંસુ સહિત) ભગવન્ કુબેર! પ્રાણનાથ! પ્રિયબેન સુનીતિ! વત્સ ધ્રુવ! વત્સ ઉત્તમ! તથા વિવેકનિધિ વિગેરે સર્વ! આર્યા સુનીતિ તથા વત્સ ધ્રુવને માટે મ્હેં કરેલાં મહા કુટિલ કર્મો અત્યારે મ્હારા મનમાં ક્ષણે ક્ષણે યાદ આવીને જે દુઃખ, જે સંતાપ, ને જે શરમ ઉપજાવે છે તે સર્વ આ મ્હારું પાપી મનજ જાણે છે. હા! તેનો કરોડમો ભાગ કહેવાને પણ મ્હારી જીભ અશક્ત છે. એ અઘોર ને અપાર મહાપાપનું પ્રાયશ્ચિત્ત હું અગ્નિપ્રવેશ કરીને કરવા ઇચ્છું છું. તો આપ સર્વ મ્હને તેમ કરવાને રજા આપશો. (પ્રણામ કરી નીચું જોઇ રહે છે.)

સુનીતિ—(કરુણાથી આંખમાં આંસુ સહિત) પ્રિયબેન સુરુચિ! જો તમે કાંઇ પણ કરેલું હોય તો તમારે તેમ કરવું એ યોગ્ય છે. પરંતુ મ્હારે વિષે તથા કુમાર ધ્રુવ વિષે જો તમારાથી કાંઇ વિરુદ્ધ વર્તન થયુ હોય તો તે તો અમારાં મંદ તપ, મંદ પુણ્ય, અને મંદભાગ્યેજ કરેલું છે, તમે કાંઈજ કરેલું નથી. તો તે વિષે ચિત્તમાં ચિંતા કરવી ઉચિત નથી.

રાજા—દેવી સુનીતિ યોગ્યજ કહે છે.

ધ્રુવ, ઉત્તમ—અમારી મતિ પણ માતા સુનીતિના મતને અનુસરે છે.

વિવેકનિધિ—માતા સુરુચિ! જે વિષયમાં માતા સુનીતિને અને કુમાર ધ્રુવને શંકાનો અંશ પણ નથી તે વિષયમાં આપે આવી અનંત ચિંતા શામાટે કરવી?

સુરુચિ—એ બધો તો બેન સુનીતિ અને કુમાર ધ્રુવનો અપાર ને અનુપમ સૌજન્યનો મહિમા છે, પણ મારું મન તો મારાં કૃત્ય પ્રમાણે પ્રાણાંત પ્રાયશ્ચિત્તવિના પશ્ચાત્તાપની પીડામાંથી કોઇ પણ રીતે શાંત થવાનું નથી. માટે આ પ્રજ્વલિત [1]પાવકમાં પ્રવેશ કરવાની રજા આપવાને આપ સૌ [2]અનુગ્રહ કરશો, એવી હું આશા રાખું છું.

**સુરુચિ**—ભગવન્! દેવી સુનીતિનો અને કુમાર ધ્રુવનો મ્હેં અપકાર નથી કર્યો તો કોણે કર્યો છે?

**કુબેર**—પુત્રી સુરુચિ! એ વિષે કહું છું, તે સાંભળો. એકવાર તમારા પતિ મહારાજા ઉત્તાનપાદ સુનીતિની પ્રીતિને અર્થે સૌગંધિક નામનાં કમળ લેવા ગયા હતા. ત્યાં જતાં તેમણે કમળોના રક્ષક મણિમાન નામના યક્ષનો અનેક યક્ષો સાથે સંહાર કર્યો. આથી તેના વિરહાનળે વ્યાકુળ થએલી તેની સ્ત્રી મણિમતીએ ૪પણ લીધું કે "જેની પ્રીતિ માટે રાજાએ મ્હારા પતિનો પ્રાણ લીધો છે તેને હું જીવિતપર્યંત પીડીશ ને મારા ધણીનું વેર વાળીશ." આવી પ્રતિજ્ઞા કરીને તે યક્ષિણી તમારા શરીરમાં પેઠી હતી ને તે યક્ષિણીએજ પોતાના પતિના મરણના રોષથી આજસુધી સુનીતિ તથા ધ્રુવને પીડ્યા છે, તમે નહિજ. અને જે વખતે *યક્ષાકર્ષિણી વિદ્યાના મંત્ર જેવા સત્યવચને કુમાર ધ્રુવે સર્વ યક્ષોને એક સ્થળે ખેંચી લીધા, તે વખતે તમારા શરીરમાંથી મણિમતી યક્ષિણી પણ નીકળી ગઇ છે; ને તેથી તમે તમારા મૂળ પવિત્ર સ્વભાવને પ્રાપ્ત થયાં છો. માટે તમારો કાંઇ અપરાધ નથી, એમ નિશ્ચય જાણો ને સંતાપ મૂકી દો.

**સુનીતિ**—દેવ! આ વૃત્તાન્ત કહી મારી પ્રિયબેન સુરુચિનો અપાર સંતાપ હરી આપે મારા ઉપર મોટો ઉપકાર કર્યો. (હાથ જોડે છે.)

**રાજા**—દેવ! સુનીતિ સત્ય કહે છે.

**સુરુચિ**—દેવ! જો એમજ છે તો આપની દયાથી હવે તે ફરીને મારા શરીરમાં પ્રવેશ ન કરે એવી હું પ્રાર્થના કરું છું.

**કુબેર**—પુત્રી! તમારા શરીરમાં પેસવાની વાત તો એક બાજુ રહી, પણ કુમાર ધ્રુવના પરાક્રમથી ભય પામેલા યક્ષો હવે તો બર્હિષ્મતીના કોઇ માણસને દૂરથી પણ ક્રૂરદૃષ્ટિથી જોશે નહિ.

**સુરુચિ**—દેવ! હવે પછી પેલી પાપિણી પિશાચિણી અભ્યસૂયા પણ મારી પાસે ન આવે તેમ કરશો.

---

૪ પ્રતિજ્ઞા. * યક્ષને ખેંચનારી.

(સર્વ આશ્ચર્ય સાથે એક બીજાં સામે જુવે છે.)

**સુરુચિ**—(શરમ અને આંસુ સહિત) ભગવન્ કુબેર! પ્રાણનાથ! પ્રિયબેન સુનીતિ! વત્સ ધ્રુવ! વત્સ ઉત્તમ! તથા વિવેકનિધિ વિગેરે સર્વ! આર્યા સુનીતિ તથા વત્સ ધ્રુવને માટે મ્હેં કરેલાં મહા કુટિલ કર્મો અત્યારે મ્હારા મનમાં ક્ષણે ક્ષણે યાદ આવીને જે દુઃખ, જે સંતાપ, ને જે શરમ ઉપજાવે છે તે સર્વ આ મ્હારું પાપી મનજ જાણે છે. હા! તેનો કરોડમો ભાગ કહેવાને પણ મ્હારી જીભ અશક્ત છે. એ અઘોર ને અપાર મહાપાપનું પ્રાયશ્ચિત્ત હું અગ્નિપ્રવેશ કરીને કરવા ઇચ્છું છું. તો આપ સર્વ મ્હને તેમ કરવાને રજા આપશો. (પ્રણામ કરી નીચું જોઇ રહે છે.)

**સુનીતિ**—(કરુણાથી આંખમાં આંસુ સહિત) પ્રિયબેન સુરુચિ! જો તમે કાંઇ પણ કરેલું હોય તો તમારે તેમ કરવું એ યોગ્ય છે. પરંતુ મ્હારે વિષે તથા કુમાર ધ્રુવ વિષે જો તમારાથી કાંઇ વિરુદ્ધ વર્તન થયું હોય તો તે તો અમારાં મંદ તપ, મંદ પુણ્ય, અને મંદભાગ્યેજ કરેલું છે, તમે કાંઇજ કરેલું નથી. તો તે વિષે ચિત્તમાં ચિંતા કરવી ઉચિત નથી.

**રાજા**—દેવી સુનીતિ યોગ્યજ કહે છે.

**ધ્રુવ, ઉત્તમ**—અમારી મતિ પણ માતા સુનીતિના મતને અનુસરે છે.

**વિવેકનિધિ**—માતા સુરુચિ! જે વિષયમાં માતા સુનીતિને અને કુમાર ધ્રુવને શંકાનો અંશ પણ નથી તે વિષયમાં આપે આવી અનંત ચિંતા શામાટે કરવી?

**સુરુચિ**—એ બધો તો બેન સુનીતિ અને કુમાર ધ્રુવનો અપાર ને અનુપમ સૌજન્યનો મહિમા છે, પણ મારૂં મન તો મારાં કૃત્ય પ્રમાણે પ્રાણાંત પ્રાયશ્ચિત્તવિના પશ્ચાત્તાપની પીડામાંથી કોઇ પણ રીતે શાંત થવાનું નથી. માટે આ પ્રજ્વલિત [1]પાવકમાં પ્રવેશ કરવાની રજા આપવાને આપ સૌ [2]અનુગ્રહ કરશો, એવી હું આશા રાખું છું.

**કુબેર**—પુત્રી સુરુચિ! જો દેવી સુનીતિનો અથવા કુમાર ધ્રુવનો તમે [3]અપકાર કર્યો હોય તો તો તમારૂં કહેવું યોગ્ય છે. પણ તમે તેમનો કાંઇ પણ અપકાર કરેલોજ નથી, તેથી તે વિષયમાં તમારે સંતાપ કરવાનો નથી.

---

૧ અગ્નિ. ૨ કૃપા. ૩ ભૂંડું અથવા અહિત.

**સુરુચિ**—ભગવન્ ! દેવી સુનીતિનો અને કુમાર ધ્રુવનો મ્હેં અપકાર નથી કર્યો તો કોણે કર્યો છે ?

**કુબેર**—પુત્રી સુરુચિ ! એ વિષે કહું છું, તે સાંભળો. એકવાર તમારા પતિ મહારાજા ઉત્તાનપાદ સુનીતિની પ્રીતિને અર્થે સૌગંધિક નામનાં કમળ લેવા ગયા હતા. ત્યાં જતાં તેમણે કમળોના રક્ષક મણિમાન નામના યક્ષનો અનેક યક્ષો સાથે સંહાર કર્યો. આથી તેના વિરહાનળે વ્યાકુળ થએલી તેની સ્ત્રી મણિમતીએ [૪]પણ લીધું કે "જેની પ્રીતિ માટે રાજાએ મ્હારા પતિનો પ્રાણ લીધો છે તેને હું જીવિતપર્યંત પીડીશ ને મારા ધણીનું વેર વાળીશ." આવી પ્રતિજ્ઞા કરીને તે યક્ષિણી તમારા શરીરમાં પેઠી હતી ને તે યક્ષિણીએજ પોતાના પતિના મરણના રોષથી આજસુધી સુનીતિ તથા ધ્રુવને પીડયા છે, તમે નહિજ. અને જે વખતે *યક્ષાકર્ષિણી વિદ્યાના મંત્ર જેવા સત્યવચને કુમાર ધ્રુવે સર્વ યક્ષોને એક સ્થળે ખેંચી લીધા, તે વખતે તમારા શરીરમાંથી મણિમતી યક્ષિણી પણ નીકળી ગઇ છે; ને તેથી તમે તમારા મૂળ પવિત્ર સ્વભાવને પ્રાપ્ત થયાં છો. માટે તમારો કાંઇ અપરાધ નથી, એમ નિશ્ચય જાણો ને સંતાપ મૂકી દો.

**સુનીતિ**—દેવ ! આ વૃત્તાન્ત કહી મારી પ્રિયબેન સુરુચિનો અપાર સંતાપ હરી આપે મારા ઉપર મોટો ઉપકાર કર્યો. (હાથ જોડે છે.)

**રાજા**—દેવ ! સુનીતિ સત્ય કહે છે.

**સુરુચિ**—દેવ ! જો એમજ છે તો આપની દયાથી હવે તે ફરીને મારા શરીરમાં પ્રવેશ ન કરે એવી હું પ્રાર્થના કરું છું.

**કુબેર**—પુત્રી ! તમારા શરીરમાં પેસવાની વાત તો એક બાજુ રહી, પણ કુમાર ધ્રુવના પરાક્રમથી ભય પામેલા યક્ષો હવે તો બર્હિષ્મતીના કોઇ માણસને દૂરથી પણ ક્રૂરદૃષ્ટિથી જોશે નહિ.

**સુરુચિ**—દેવ ! હવે પછી પેલી પાપિણી પિશાચિણી અભ્યસૂયા પણ મારી પાસે ન આવે તેમ કરશો.

---

૪ પ્રતિજ્ઞા. * યક્ષને ખેંચનારી.

કુબેર—અભ્યસૂયા પણ કુમાર ધ્રુવનો અભ્યુદય સાંભળીને તે સહન ન કરી શકવાથી, કોઇ મુનીદ્વારા ધ્રુવનું અહિત પોતાના સાંભળવામાં આવેલ છે એવો અસત્ય સંદેશો સુનીતિના વિનાશ માટે કેહવરાવી, પોતે પોતાની મેળેજ ચિતામાં પેઠી છે. તો હવે તેનો ભય ધરશો નહિ.

સુરુચિ
રાજા } એ અમને બહુ ગમ્યું, બહુ ગમ્યું.
ઉત્તમ

સુનીતિ—અરેરે! બિચારી અભ્યસૂયા ચિતામાં પેઠી!

ધ્રુવ—દેવ! અભ્યસૂયા પોતાનો સ્વભાવ છોડીને સદા જીવતી રહી હોત તો મને બહુજ આનંદ થાત, પણ તેનો ચિતાપ્રવેશ સાંભળી મારૂં મન ખેદ પામે છે.

કુબેર—કુમાર! તમે જાણો છો કે સ્વભાવ તો જન્માંતરમાં પણ છોડવો અશકય છે, તો એ બિચારી પોતાનો સ્વભાવ આ જન્મમાંજ છોડવા કયાંથી શકિતમાન થાય? માટે તેણે જે કર્યું છે તે યોગ્યજ કર્યું છે.

ધ્રુવ—(પ્રણામ સહિત) દેવ! તોપણ મારા ઉપર કૃપા કરીને તેને જીવતી કરશો. મારા નિમિત્તથી કોઇને પણ દુઃખ થાય તે મને ગમતું નથી.

કુબેર—(હસીને) પુત્ર! અપકાર કરનારની ઉપર પણ નિરંતર ઉપકાર પરાયણ રેહનાર તમારા અંતઃકરણની પ્રકૃતિ કાંઇ અદ્દભુતજ છે. પરંતુ સ્વભાવથીજ કઠોર અંતઃકરણવાળી અભ્યસૂયાએ તો, સુનીતિ કુમાર ધ્રુવનું અહિત સાંભળીને પ્રાણ ત્યાગ કરશે તો હું કૃતાર્થ થઇશ એમ માની તેટલાજ કારણથી, માયાથી ચિતામાં પ્રવેશ કરી હજુ પોતે દ્વેષી લોકોની હૃદયગુહામાં પોતાના પરિવાર સાથે જઇ છુપાઇ રહેલી છે. તેમજ તેની સહચરી કપટપેટિકા પણ એવીજ રીતે પરિવ્રાજીકા વેશ ધારણ કરી નદીમાં પડતું મેલી સામે પાર તરી તેની સાથે જઇ વસેલી છે. એટલે વત્સને ખેદ કરવાનું કશું પણ કારણ નથી.

સુરૂચિ—અને દેવ! પેલા કામ, ક્રોધ, લોભાદિ દુષ્ટ જનોનું શું થયું તે પણ સાથે સાથેજ કેહવા કૃપા કરશો.

**કુબેર**—વત્સ ધ્રુવના ઉત્કર્ષને લીધે ભય પામી તે સર્વ પણ નિર્જન વનમાં જવાના મિષથી મૂર્ખ જનના મનરૂપી શુન્ય અરણ્યમાં જઇ સંતાઇ ગયેલા છે.

**ધ્રુવ**—( સંતોષ સહિત ) દેવ! મારા અપકાર કરનારાઓ પણ જ્યાં ત્યાં સુખી હોય તો મને પરમસંતોષ છે.

**કુબેર**—કુમાર! આવા અકારણ અને અનુપમ સૌજન્યથીજ તમને ભગવત્પ્રસાદની પાત્રતા અને ધ્રુવપદની પ્રાપ્તિ થઇ છે.

**ધ્રુવ**—દેવ! ભગવત્પ્રસાદની પાત્રતા સંપાદન કરવામાં અને ધ્રુવપદની પ્રાપ્તિ કરવામાં હું બિચારો કોણમાત્ર? કેવળ પરમદયાળુ સદ્ગુરુશિરોમણિ નારદમુનિની દયાદૃષ્ટિનોજ એ સર્વ મહિમા છે.

( એટલામાં વીણા વગાડતા આકાશમાર્ગેથી નારદ પ્રવેશ કરે છે. )

**નારદ**— **હરિગીત.**

સૌભાગ્યની સીમા, ન જેની તુલ્ય કો [1]શ્યામા દિસે,
જે †માન્ય *મહિલામાત્રમાં ઓપે અતિ ત્રિભુવનવિષે;
‡નયના નિધિ ધ્રુવ તુલ્ય જેના પુત્રરવિ જગમાં ઝગે,
તે +વંદ્ય વનિતા સુનીતિનો જયકાર હો નિશદિન ળધે.

**ધ્રુવ**—( આશ્ચર્ય અને આનંદસહિત ) અહો! સ્મરણમાત્રથી સમીપમાં પધારનાર ભગવાન નારદમુનિ પધાર્યા? આજ તો ઉદયની પરંપરા પ્રાપ્ત થઇ. ( નારદના પગમાં પડે છે. )

( સર્વે ઉઠીને પ્રણામ કરે છે, તથા અર્ઘ્યાદિ આપે છે. )

**નારદ**—સદાશિવના પ્રસાદથી તમારૂં સર્વેનું કલ્યાણ થાઓ.

---

૧ સ્ત્રી. † માન આપવા યોગ્ય. * સ્ત્રી. ‡ નીતિ. + વંદન કરવા લાયક.

કુબેર—અભ્યસૂયા પણ કુમાર ધ્રુવનો અભ્યુદય સાંભળીને તે સહન ન કરી શકવાથી, કોઇ મુનીદ્વારા ધ્રુવનું અહિત પોતાના સાંભળવામાં આવેલ છે એવો અસત્ય સંદેશો સુનીતિના વિનાશ માટે કેહવરાવી, પોતે પોતાની મેળેજ ચિતામાં પેઠી છે. તો હવે તેનો ભય ધરશો નહિ.

સુરુચિ
રાજા } એ અમને બહુ ગમ્યું, બહુ ગમ્યું.
ઉત્તમ

સુનીતિ—અરેરે ! બિચારી અભ્યસૂયા ચિતામાં પેઠી !

ધ્રુવ—દેવ ! અભ્યસૂયા પોતાનો સ્વભાવ છોડીને સદા જીવતી રહી હોત તો મને બહુજ આનંદ થાત, પણ તેનો ચિતાપ્રવેશ સાંભળી મારૂં મન ખેદ પામે છે.

કુબેર—કુમાર ! તમે જાણો છો કે સ્વભાવ તો જન્માંતરમાં પણ છોડવો અશક્ય છે, તો એ બિચારી પોતાનો સ્વભાવ આ જન્મમાંજ છોડવા કયાંથી શક્તિમાન થાય ? માટે તેણે જે કર્યું છે તે યોગ્યજ કર્યું છે.

ધ્રુવ—(પ્રણામ સહિત) દેવ ! તોપણ મારા ઉપર કૃપા કરીને તેને જીવતી કરશો. મારા નિમિત્તથી કોઇને પણ દુઃખ થાય તે મને ગમતું નથી.

કુબેર—(હસીને) પુત્ર ! અપકાર કરનારની ઉપર પણ નિરંતર ઉપકાર પરાયણ રેહનાર તમારા અંતઃકરણની પ્રકૃતિ કાંઇ અદ્‌ભુતજ છે. પરંતુ સ્વભાવથીજ કઠોર અંતઃકરણવાળી અભ્યસૂયાએ તો, સુનીતિ કુમાર ધ્રુવનું અહિત સાંભળીને પ્રાણ ત્યાગ કરશે તો હું કૃતાર્થ થઇશ એમ માની તેટલાજ કારણથી, માયાથી ચિતામાં પ્રવેશ કરી હજુ પોતે દ્વેષી લોકોની હૃદયગુફામાં પોતાના પરિવાર સાથે જઇ છુપાઇ રહેલી છે. તેમજ તેની સહચરી કપટપેટિકા પણ એવીજ રીતે પરિવ્રાજીકા વેશ ધારણ કરી નદીમાં પડતું મેલી સામે પાર તરી તેની સાથે જઇ વસેલી છે. એટલે વત્સને ખેદ કરવાનું કશું પણ કારણ નથી.

સુરૂચિ—અને દેવ ! પેલા કામ, ક્રોધ, લોભાદિ દુષ્ટ જનોનું શું થયું તે પણ સાથે સાથેજ કેહવા કૃપા કરશો.

**કુબેર**—વત્સ ધ્રુવના ઉત્કર્ષને લીધે ભય પામી તે સર્વ પણ નિર્જન વનમાં જવાના મિષથી મૂર્ખ જનના મનરૂપી શુન્ય અરણ્યમાં જઇ સંતાઇ ગયેલા છે.

**ધ્રુવ**—( સંતોષ સહિત ) દેવ ! મારા અપકાર કરનારાઓ પણ જ્યાં ત્યાં સુખી હોય તો મને પરમસંતોષ છે.

**કુબેર**—કુમાર ! આવા અકારણ અને અનુપમ સૌજન્યથીજ તમને ભગવત્પ્રસાદની પાત્રતા અને ધ્રુવપદની પ્રાપ્તિ થઇ છે.

**ધ્રુવ**—દેવ ! ભગવત્પ્રસાદની પાત્રતા સંપાદન કરવામાં અને ધ્રુવપદની પ્રાપ્તિ કરવામાં હું બિચારો કોણમાત્ર ? કેવળ પરમદયાળુ સદ્‌ગુરુશિરોમણિ નારદમુનિની દયાદૃષ્ટિનોજ એ સર્વ મહિમા છે.

( એટલામાં વીણા વગાડતા આકાશમાર્ગથી નારદ પ્રવેશ કરે છે. )

**નારદ**— **હરિગીત.**

સૌભાગ્યની સીમા, ન જેની તુલ્ય કો [1]શ્યામા દિસે,
જે †માન્ય *મહિલામાત્રમાં ઓપે અતિ ત્રિભુવનવિષે;
‡નયના નિધિ ધ્રુવ તુલ્ય જેના પુત્રરવિ જગમાં ઝગે,
તે +વંદ્ય વનિતા સુનીતિનો જયકાર હો નિશદિન બધે.

**ધ્રુવ**—( આશ્ચર્ય અને આનંદસહિત ) અહો ! સ્મરણમાત્રથી સમીપમાં પધારનાર ભગવાન નારદમુનિ પધાર્યા ? આજ તો ઉદયની પરંપરા પ્રાપ્ત થઇ. ( નારદના પગમાં પડે છે. )

( સર્વે ઉઠીને પ્રણામ કરે છે, તથા અર્ઘ્યાદિ આપે છે. )

**નારદ**—સદાશિવના પ્રસાદથી તમારૂં સર્વેનું કલ્યાણ થાઓ.

૧ સ્ત્રી. † માન આપવા યોગ્ય. * સ્ત્રી. ‡ નીતિ. + વંદન કરવા લાયક.

**કુબેર**—ભગવન્ ! આપ ક્યાંથી પધાર્યા ?

**નારદ**— **શાર્દૂલ.**

ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમતણા §અબ્ધિસુધી પૃથ્વીમાં,
દ્વીપોમાં શિવલોકમાં અજ તથા વિષ્ણુતણા લોકમાં;
સર્વે, સ્વર્ગ તથા ×અધોભુવનમાં દેવી સુનીતિતણો,
ગાયેછે શુભભાગ્યનો યશ અહો ! આનંદ પામી ઘણો–

**ઉપજાતિ.**

પતિવ્રતા રાણી સુનીતિકેરો,
જ્યાં ત્યાં સુણીને યશ તો ઘણેરો;
પ્રેમે કરી પૂરણ લોકયાત્રા,
આવ્યો હવે હું ધ્રુવદર્શને આ.

**ધ્રુવ**—ભગવન્ ! એ આપની અનુપમ કૃપાળુતાનોજ મહિમા છે.

**રાજા**—ભગવન્ ! આપશ્રીએ આ સમયે જેમ અમારા કુટુંબ ઉપર અનુ- ક કર્યો છે તેમ હમેશાં કરતા રહેશો; એવી મારી પ્રાર્થના છે.

**નારદ**—રાજન્ ! પરમકૃપાળુ પ્રભુ લક્ષ્મીપતિ તથા પાર્વતીપતિએ અનુગ્રહ કરાયેલા અને મહેશમિત્ર શ્રીકુબેરે પરમમિત્રતા કરાએલા કુમાર ધ્રુવના પ્રભાવ-થીજ, તમારૂં કુળ કોના અનુગ્રહને યોગ્ય નથી ?

**રાજા**—એ સર્વે આપના કૃપાકટાક્ષનોજ પ્રભાવ છે; વધારે શું કહું ? તોપણ આપને તથા શ્રીકુબેરને કાંઇક પ્રાર્થના કરવા ચાહું છું.

**કુબેર**<br>**નારદ** } નિઃશંકપણે કહો.

**રાજા**—પ્રભુની કૃપાથી પરમઆનંદમય મળેલા આ સમયે, આપના મંગળમય કરે, વત્સ ધ્રુવને રાજ્યાભિષેક કરાએલો જોવાને મારાં નેત્ર આતુર થાય છે.

§ સાગર. × પાતાલમાં.

**નારદ** } મહારાજ ! બહુજ સારૂં સંભાર્યું. અમને પણ એ બહુ પ્રિય છે
**કુબેર** } વત્સ ધ્રુવ ! આમ પધારો.

**ધ્રુવ**—( આવી, પ્રણામ કરીને ) શી આજ્ઞા પ્રભુ !

**નારદ** } કુમાર ! તમારા પવિત્રચરિત્ર પિતાશ્રી તમને રાજ્યાસનપર બિરા-
**કુબેર** } જેલા જોવાને ચાહે છે તો—

**માલિની.**

વિનયસહુ નમેલે મસ્તકે આપ ધારો,
મણિગણથી મઢેલો *તાજ આ ઓપનારો;

( માથે મુકુટ પહેરાવે છે. )

મણિમય મૂઠવાળું, જીતને આપનારૂં,
કરકમળ ધરો આ ખડ્ગ ખંતે રૂપાળું.

( હાથમાં તરવાર આપે છે. )

વળી—

**વસંતતિલકા.**

સોના અને મણિથકી શુભ શોભનારૂં,
આ સિંહઆસન વડીલતણું તમારૂં;
ત્યાં બેસી તીર્થજળથી અભિષેક પામી,
પાળો પ્રજા સકળને દુખ દૂર વામી.

( એમ બોલી કુમાર ધ્રુવને સિંહાસને બેસાડે છે. )

**ધ્રુવ**—( જરાવાર સિંહાસને બેઠા પછી નીચે ઉતરી, સર્વેને પ્રેમથી પ્ર-
ણામ કરે છે. )

**રાજા**—પ્રિયે સુનીતિ ! શ્રી નારાયણની કૃપાથી, શ્રી મહેશ્વરની કૃપાથી અને
સદ્ગુરુશ્રી નારદજીની કૃપાથી, તેમજ બ્રાહ્મણોના આશિર્વાદથી તથા આપણા

---

* રાજમુગટ.

કુબેર—ભગવન્ ! આપ ક્યાંથી પધાર્યા ?

નારદ— શાર્દૂલ.

ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમતણા §અબ્ધિસુધી પૃથ્વીમાં,
દ્વીપોમાં શિવલોકમાં અજ તથા વિષ્ણુતણા લોકમાં;
સર્વે, સ્વર્ગ તથા ×અધોભુવનમાં દેવી સુનીતિતણો,
ગાયેછે શુભભાગ્યનો યશ અહો ! આનંદ પામી ઘણો–

ઉપજાતિ.

પતિવ્રતા રાણી સુનીતિકેરો,
જ્યાં ત્યાં સુણીને યશ તો ઘણેરો;
પ્રેમે કરી પૂરણ લોકયાત્રા,
આવ્યો હવે હું ધ્રુવદર્શને આ.

ધ્રુવ—ભગવન્ ! એ આપની અનુપમ કૃપાળુતાનોજ મહિમા છે.

રાજા—ભગવન્ ! આપશ્રીએ આ સમયે જેમ અમારા કુટુંબ ઉપર અનુગ્રહ કર્યો છે તેમ હમેશાં કરતા રહેશો; એવી મારી પ્રાર્થના છે.

નારદ—રાજન્ ! પરમકૃપાળુ પ્રભુ લક્ષ્મીપતિ તથા પાર્વતીપતિએ અનુગ્રહ કરાયેલા અને મહેશમિત્ર શ્રીકુબેરે પરમમિત્રતા કરાએલા કુમાર ધ્રુવના પ્રભાવથીજ, તમારૂં કુળ કોના અનુગ્રહને યોગ્ય નથી ?

રાજા—એ સર્વે આપના કૃપાકટાક્ષનોજ પ્રભાવ છે; વધારે શું કહું ? તોપણ આપને તથા શ્રીકુબેરને કાંઇક પ્રાર્થના કરવા ચાહું છું.

કુબેર }
નારદ } નિ:શંકપણે કહો.

રાજા—પ્રભુની કૃપાથી પરમઆનંદમય મળેલા આ સમયે, આપના મંગળમય કરે, વત્સ ધ્રુવને રાજ્યાભિષેક કરાએલો જોવાને મારાં નેત્ર આતુર થાય છે.

§ સાગર. × પાતાળમાં.

**નારદ** } મહારાજ ! બહુજ સારૂં સંભાર્યું. અમને પણ એ બહુ પ્રિય છે
**કુબેર** } વત્સ ધ્રુવ ! આમ પધારો.

**ધ્રુવ**—( આવી, પ્રણામ કરીને ) શી આજ્ઞા પ્રભુ !

**નારદ** } કુમાર ! તમારા પવિત્રચરિત્ર પિતાશ્રી તમને રાજ્યાસનપર બિરા-
**કુબેર** } જેલા જોવાને ચાહે છે તો—

## માલિની.

વિનયસહ નમેલે મસ્તકે આપ ધારો,
મણિગણથી મઢેલો *તાજ આ ઓપનારો;

( માથે મુકુટ પહેરાવે છે. )

મણિમય મૂઠવાળું, જીતને આપનારૂં,
કરકમળ ધરો આ ખડ્ગ ખંતે રૂપાળું.

( હાથમાં તરવાર આપે છે. )

વળી—

## વસંતતિલકા.

સોના અને મણિથકી શુભ શોભનારૂં,
આ સિંહઆસન વડીલતણું તમારૂં;
ત્યાં બેસીં તીર્થજળથી અભિષેક પામી,
પાળો પ્રજા સકળને દુખ દૂર વામી.

( એમ બોલી કુમાર ધ્રુવને સિંહાસને બેસાડે છે. )

**ધ્રુવ**—( જરાવાર સિંહાસને બેઠા પછી નીચે ઉતરી, સર્વને પ્રેમથી પ્ર-
ણામ કરે છે. )

**રાજા**—પ્રિયે સુનીતિ ! શ્રી નારાયણની કૃપાથી, શ્રી મહેશ્વરની કૃપાથી અને
સદ્ગુરૂશ્રી નારદજીની કૃપાથી, તેમજ બ્રાહ્મણોના આશિર્વાદથી તથા આપણા

* રાજમુગટ.

પૂર્વજોનાં અગણ્ય પુન્યપ્રતાપથી, તમ્હારા પુત્રની અભ્યુદયની પરંપરા વધતી જાય છે એમ હું માનું છું. કયાં કુમાર, અને કયાં શ્રી શંકરના પરમમિત્ર મહારાજાધિરાજ શ્રી કુબેરની સાથે તેનો નિર્મળ મિત્રભાવ! વળી એટલુંજ નહિ પણ હરિ અને હરની કૃપાની પાત્રતા મેળવવી તે પણ કાંઇ થોડું નથી. અથવા નિર્મળ ભક્તિભરથી શ્રી મહેશ્વરને પ્રસન્ન કરનાર પવિત્ર પતિવ્રતાશિરોમણિ તમે, તેના ઉદરથી જન્મ લેનાર કુમારને અભ્યુદય મેળવવામાં શી દુર્લભતા?

### ગીતિ.

***સુનીતિ સરખી નારી, જે ઘરમાં છે પ્રિયમાં પ્રિય ભારી,**
***ઉત્તમ *સુરૂચિ સાથે, *ધ્રુવ ચડતી ત્યાં હરપલ બનનારી.**

**સુનીતિ**—(પોતાની પ્રસંશા સાંભળવાથી શરમાઇને) પ્રાણનાથ! મન, વચન, અને કર્મથી આપ પ્રાણનાથનેજ હું મ્હારૂં સંસારસર્વસ્વ, જીવનસર્વસ્વ, અને હૃદયસર્વસ્વ માનું છું અને તેથીજ સર્વ દેવ પણ મને અનુકુળ થયા છે એમ હું ગણું છું.

**રાજા**—ધન્ય છે તમને, તમારી શુદ્ધ અંતઃકરણની ભાવનાને એમજ બોલવું શોભે છે. (ગદ્‌ગદ્ કંઠે નારદ તથા કુબેરને) આપ કરૂણાળુઓની કૃપાથી આજે હું કૃતાર્થ થયો. હવે મને તપોવનમાં જવાને રજા આપો.

**સુનીતિ** }
**સુરુચિ** } (હર્ષાશ્રુ સાથે) દેવ! અમને પણ મહારાજા સાથે પુણ્ય તપોવનમાં તેડી જશો.

**કુબેર**—મહારાજ! માતુઃશ્રી સુનીતિ! માતુઃશ્રી સુરુચિ! છત્રીશહજાર વર્ષ સુધી રાજ્યગાદી ભોગવ્યા પછી કુમાર ધ્રુવ જ્યારે ધ્રુવપદને પ્રાપ્ત થશે ત્યારે તેમની સાથે બંને માતુઃશ્રીઓએ, મહારાજે, ને કુમાર ઉત્તમે ત્યાં પધારવું. પણ હમણાં તો કુમાર ધ્રુવનો અભ્યુદય જોવાથી થએલી ને અન્યજનોને અપ્રાપ્ય એવી આ સુખની પરંપરાનો લ્હાવો લેવો; એવી મારી પ્રાર્થના છે.

**રાજા** }
**સુનીતિ** }
**સુરુચિ** } આપશ્રીનું વચન માથે ચડાવીએ છીએ.
**ઉત્તમ** }

---

* એક અર્થમાં, વિશેષ નામ. બીજા અર્થમાં અનુક્રમે, સારીનીતિ, શ્રેષ્ઠ, સારીરૂચિ-ઇચ્છા, અને નક્કી.

**નારદ**—આથી અમારાં મન પ્રસન્ન થયાં. કેમકે કુમાર ધ્રુવનો અભ્યુદય નિહાળવાનું અલૌકિક સુખ સર્વેએ ચહાવા યોગ્ય છે. કહો, કુમાર ધ્રુવ ! હવે હું તમારૂં બીજું શું પ્રિય કરું ?

**ધ્રુવ**—( હાથ જોડીને ) આથી વધારે બીજું મને શું પ્રિય હોય ?

મંદાક્રાંતા.

સંતોષાયા જલધિતનયાનાથ જલ્દી છ માસે,
તે સાથે શ્રીશિવપ્રણયથી મૃત્યુ મ્હારૂં ન થાશે;
આવ્યાં વ્હાલાં સુરૂચિ જનનિ, ઉત્તમે રાજ્ય પામ્યો,
સર્વે સાથે શુભપદ મળે ! આજ તો હર્ષ જામ્યો.

તથાપિ આ ભરતવાક્ય સફળ હો.

હિંડી.

નૃપતિ સર્વ થજો નીતિથી ભરેલા,
થજો પુત્ર, પિતાહુકમમાં ઠરેલા;
શિષ્યવર્ગ થજો ગુરૂ સેવનાર,
દયાપૂર્ણ થજો ગુરુજનો અપાર.

દોહરો.

કવિવર કાવ્ય કરો સદા, બોધક નવલ લલિત,
માધવની મહેરે થજો, જગ આ હરખસરિત.

( સર્વે જાય છે. )

अंक सातमो समाप्त.

### વસંતતિલકા.

કૈલાસવાસી સુત ઉત્તમ ગુણધામ,
શ્રીમૂળશંકર અરે સ્મૃતિશેષનામ;
તેને ધ્રુવાભ્યુદય નાટક આ હમેશ,
હોજો નકી ઉદયકારી અહો મહેશ !

### મરાઠી સાખી.

સંવત્સર ઓગણીત્રેપન ને વિક્રમકેરે વર્ષે,
મધુમહિનાની મધ્યતિથિએ, પૂર્ણકરી કૃતિ હર્ષે;
ગરવે ગુરૂવારે, ગુરુકેરે પૂરણપ્યારે—

माहेश्वरात्मजनुषोर्द्धशशांकमौले-
र्दासस्य वर्यगुरुकेशवधर्मसूनोः ।
एषा कृति मम जटाशिवमित्रमौले-
गौरीगिरीशपदयोः कुसुमांजलिः स्यात् ॥

---

समाप्त

## શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વરે રચેલાં સંસ્કૃત પુસ્તકો તથા તેનાં ગુજરાતી ભાષાન્તરો.

| | | |
|---|---|---|
| સાવિત્રીચરિત્ર નાટક. | સંસ્કૃત | રૂ. ૧—૪—૦ |
| સાવિત્રીચરિત્ર નાટક. | ગુજરાતી | રૂ. ૧—૦—૦ |
| ચંદ્રપ્રભાચરિત્ર. | સંસ્કૃત | રૂ. ૦—૧૨—૦ |
| ચંદ્રપ્રભાચરિત્ર. | ગુજરાતી | રૂ. ૦—૧૨—૦ |
| ધ્રુવાભ્યુદય નાટક. | સંસ્કૃત | રૂ. ૦—૧૨—૦ |
| ધ્રુવાભ્યુદય નાટક. | ગુજરાતી | રૂ. ૦—૧૨—૦ |
| ગોપાળચિંતામણીવિજય નાટક. | સંસ્કૃત તથા ગુજરાતી સાથે | રૂ. ૧—૦—૦ |
| વિદ્વત્કૃત્ય વિવેક. અથવા ભણતર શું અને ભણીને શું કરવું. | ,, | રૂ. ૦—૧૦—૦ |
| વિપન્મિત્રં પત્રમ્. અથવા વિપત્તિવેળાનો મિત્ર. | ,, | રૂ. ૦—૮—૦ |
| સેવ્યસેવકધર્મ. | ,, | રૂ. ૦—૬—૦ |
| અનસૂયાભ્યુદય. | સંસ્કૃત | રૂ. ૦—૨—૦ |
| અનસૂયાભ્યુદય. | ગુજરાતી | રૂ. ૦—૨—૦ |
| અધ્યાત્મરત્નાવલી. | ગુજરાતી | રૂ. ૦—૮—૦ |
| લઘુસિદ્ધાન્તકૌમુદી પ્રયોગ મણિમાલા ટીકા. | સંસ્કૃત | રૂ. ૨—૮—૦ |
| શ્રીકૃષ્ણચન્દ્રોદય નાટક. | સંસ્કૃત | છપાય છે. |

**ઉપરનાં પુસ્તકો નીચે દર્શાવેલ સ્થળેથી મળી શકશે.**

રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, બારીસ્ટર એટ-લૉ.
શ્રી ભૂલેશ્વર નજીક ફોફળવાડી ગીના દેવળ પાસે, મુંબઇ.

રા. રા. શીઘ્રક શંકરલાલ માહેશ્વર, મોરબી.

65, Regency Square,
Brighton
April 26, 1894.

* * * I well remember reading the Savitricharitra of Sighrakavi Shankerlal Maheshvara, and I greatly admired and envied his command of Sanskrit. * * * I read......Savitricharitra with real pleasure, and......I think its author is worthy of every patronage which Government or private patrons can bestow on him.

F. MAX MULLER.
Professor of Philology, Oxford.

आदानं हि विसर्गाय सतां वारिमुचामिव ॥ इति कालिदासेनोक्तं । भवद्भिः पुरा तस्य कविराजस्य रसास्वादसारः स्वनाटक एव समुपचितोऽस्ति । अद्यैव तु पूर्वकीर्तितगुण औदार्यमेव पुस्तकदानेन निदर्शनीकृतः ॥ अथवा किमेतदाश्चर्यं । भ्रमराहि पुष्पाणाममृतमुपस्पृश्योपस्पृश्य तदुद्भवं मधु दूरवासिनोऽपि पाययति । भवद्दानस्योपकारेणात्यन्तमनुगृहीतोऽस्मि । कृतज्ञता मेऽसंख्येय कालपर्यन्तं स्थास्यति ॥

सि. बेण्डाल्.

Professor of Sanskrit, Cambridge University.

I have read several of Kavi Shankerlal's Sanskrit compositions, and * * * am glad to be able to say he has acquired complete mastery over the Grammer and idiom of the language. The style of his works is very chaste and simple soaring at time into beautiful imagery and grand diction, reminding the reader at once of Vishnusharma on the one hand and Bana Bhatt on the other. * * *

Baroda
21st April 1894

M. N. DVIVEDI.

BHUJ, 8th July 1894.

* * * I must say that the grace and elegance of style coupled with a purity of diction and ease of expression make his works very charming. What strikes a reader is their high moral tone sustained in a manner to make these works instructive without being tiresome.

Rich as our Sanskrit literature is in erotic compositions of all sorts, there is a great paucity of interesting moral tales and plays such as can be safely placed in the hands of young people. Even the professedly moral Panch-tantras are marred by indelicate expressions and obscene tales in many places. In this dearth of juvenile literature he has done a yeoman's service by publishing such rare original works as Savitricharitra, Chandraprabha-charitra &c. I greatly wish that his sterling services should meet with proper recognition.

K. H. DHRUVA.

RAJKOT 22nd Feb. 1890.

I thank you very much for the 4 books which you have so generously sent me. The Chandraprabhachritra I know well, and now I am very glad to know its author. for I think there are very few Gujarati books which contain such high moral teaching. * * *

CHESTER MACNAGHTEN
Principal, Rajkumar College, Rajkot.

ગુજરાતી ચંદ્રપ્રભા ચરિત્ર મેં અથ ઇતિ ધ્યાન પૂર્વક વાંચ્યું છે. * * * તે અદ્ભૂત કથા એક સદ્ રૂચિવાળા, સદ્ અનુભવિ, કોમળ અંતઃકરણવાળા સંસ્કારી કવિની કૃતિ છે. કેવળ સંસ્કૃત સાહિત્યના અભ્યાસથી પણ કેવી ઉંચી રસિકતા પ્રાપ્ત થાય છે તેનો આ એક ઉત્તમ નમુનો છે. આ કથા સદ્ ઉ-

પદેશથી ભરપુર છે અને તેથી જેમ બાણભટ્ટની કાદંબરી વર્ણનનો કોશ કહેવાય છે તેમ આને સદ્ ઉપદેશનો કોશ કહી શકાય. * * * વધારે આશ્ચર્ય જેવું તો એ છે કે આખા પુસ્તકમાં કોઇ ઠેકાણે મલિન શૃંગારનો ગંધ સરખો પણ નથી. પાત્રોનો પ્રેમ દિવ્ય છે અને વાંચનારમાં તેમને માટે માન ઉત્પન્ન કરે છે.... આ પુસ્તક કુલિન સ્ત્રિઓ તથા બાલિકાઓને ખાસ વાંચવા યોગ્ય છે. એક ઉચ્ચ પ્રકારના ધર્મસંસ્કારી સત્પુરૂષનો આપણે સમાગમ કરતા હોઇએ એમ **પાને પાને** અને **લીંટીએ લીંટીએ** ભાન થાય છે. * * *

આ ગ્રંથ સામાન્ય વાંચકવર્ગના ઉત્તેજનને પાત્ર છે એટલુંજ નહિં પણ તે **દરેક શાળામાં** અને ખાસ કરીને **કન્યાશાળામાં** હોવાની જરૂર છે. * * * પુસ્તકની ભાષા સરળ, સુંદર, મૃદુ અને મધુર છે.

**દવે કાશીરામ સેવકરામ. એમ. એ.**

આ ગ્રંથ તેના ઉદ્દેશ પરત્વે બહુ અપ્રતિમ છે. વિદ્યાદાનનું પુણ્ય, સદાચારનું મહાત્મ્ય, સંગનું બળ, પતિપતિ આદિ ધર્મ, સ્ત્રિકેળવણી આદિ અનેક વિષયોનો પરમ બોધ એ પુસ્તકમાં છે; ને તેને એક વાર્તાના પ્રસંગમ ગોઠવી બહુ રસીક બનાવ્યો છે.

કવિ શ્રી ખરેખરા કવિજ છે. ગ્રંથ ઘણો રમ્ય, સદ્બોધપૂર્ણ તથા રસિક છે, અને **સર્વ સ્ત્રિ પુરૂષોને મનનીય છે.**

સુદર્શન ગદ્યાવલી

માર્ચ ૧૮૮૯ **મણિલાલ નભુભાઈ દ્વિવેદી.**

જુનાગઢ. તા. ૩૧–૭–૯૦. ૨

* * * આપની માળામાં **સાવિત્રી** એ મેર રૂપે છે, અને **ચંદ્રપ્ર** પણ રસથી ભરપુર છે. આર્યજન–મંડળને અને સ્ત્રિ માત્રને આપે સંર સુખનો અને પરમ કલ્યાણનો સન્માર્ગ ઉમદા ભાષામાં ઉમદા વિચારો અને અનુપમ રસ અલંકારથી બતાવ્યો છે. * * *

**ગણપતરામ અનુપરામ ત્રવાડી.**

* * * શીઘ્ર કવિ શંકરલાલ માહેશ્વરે સંસ્કૃતમાં એક મોટું ન બનાવી પ્રસિદ્ધ કર્યું હતું, તેનું આ ગુજરાતીમાં...ભાષાંતર...છે. ૯

શુદ્ધ અને પ્રૌઢ, પણ તેની સાથે સમજાય એવી છે. * * * નિર્દોષ સંસ્કૃતમયી ગૂજરાતી ભાષાનો આ પુસ્તક એક નમુનો છે. * * * વસ્તુ રસમય, વાણી ગંભીર અને સંકળના સતત્ ચાતુર્યમય હોવાથી અભ્યાસાલયમાં વાંચતાં તો બેશક સારો રસ ઉપજાવે એવું એ...છે. એની સૌથી મોટી ખૂબી તો એ છે કે એમાંથી પ્રત્યક્ષરે સુનીતિનો બોધ મળે છે, અને **સ્ત્રીઓને સાટે તો એવું બીજું કોઇ પુસ્તક નથી.** * * *

નવલ ગ્રંથાવલી. **નવલરામ લક્ષ્મિરામ.**

* * * **સાવિત્રી** ચરિત્ર નાટકનું ગુજરાતી ભાષાંતર મેં ધ્યાનપૂર્વક સાંભળ્યું છે. સંસ્કૃત પદ્ધતિને અનુસરીને તે નાટક રચવામાં આવ્યું છે. * * * ખરા પતિવ્રતપણાના ઉત્તમ રૂપને જણાવનારૂં અને તેનો રસભેર આનંદદાયક ઉપદેશ કરનારૂં બીજું કોઇ તેવી જાતનું પુસ્તક મારા જેવામાં આવ્યું નથી. * * * ભાષા સરલ છે. * * * એ પુસ્તક ગુજરાતી ભાષાના ગ્રંથો વાંચવાની સદ્રૂચિવાળા દરેક માણસની પુસ્તકશાળાના સારા શણગારરૂપ થવાને પૂર્ણ રીતે યોગ્ય છે. * * *

**દવે કાશીરામ સેવકરામ. એમ. એ.**